**કવિલોક** તરફથી એ જ નામના આ દ્વૈમાસિકનું સંચાલન હાથ ધરવામાં આવ્યું છે. આપણા કાવ્યક્ષેત્રે સર્જનની જે પ્રક્રિયા ચાલી રહી છે એને એક સ્થળે અભિવ્યક્તિ મળે એ છે એની પાછળનો એક માત્ર આશય. સભ્યોએ આનું જુદું લવાજમ ભરવાનું નથી.

o

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ લોક

પુસ્તક ૧ : અંક ૧

ગ્રીષ્મ ૨૦૧૩

નિરંજન ભગત

## પૂંઠે પૂંઠે

કોણ રે આ આવી રહ્યું પૂંઠે પૂંઠે?
ક્ષણે ક્ષણે પથપર કોનો રે આ પદધ્વનિ ઊઠે?

નથી કોઈ સંગ,
નયનમાં નથી કોઈ સ્વપનનો રંગ;
હૃદયમાં નથી કોઈ ગતનું રે ગીત,
કેવળ છે સાંપ્રતની પ્રીત;
નથી કોઈ યાદ,
ઓચિંતાનો કોનો આવે કરુણ આ સાદ–
'મને મેલી જાય છે ક્યાં આગે આગે?'
ઓચિંતાનો કોનો તે આ હાથ પડે ખભે!
કેવો ભાર લાગે!

પાછળ હું જોઉં છું તો કોઈ ક્યાંય શોધ્યું ય ન જડે,
અલોપ જે જોતાં વેંત

એવું તે આ કોનું પ્રેત ?
આગળ આ તો ચે કોનો પડછાયો પડે ?

ક્ષણેક્ષણે પથ પર - કોનો રે આ પદધ્વનિ ઊઠે ?
કોણ રે આ આવી રહ્યું પૂંઠે પૂંઠે ?

૦

## મધુમ્ન તમા

### ભમરો

બઈ! આ ભમરાને કયમ કાઢું ?
આઘો ના જરી જાતો હું તો ઘણુંય નીર ઉડાડું !

પલક અહીંથી, પલક તહીંથી,
લળે વીંઝતો પાંખ્યું,
એ કરથી આ કહે કેટલું
અંગે રહે જી ઢાંક્યું ?
જાઉં ગળાબૂડ જળમાં તોયે મુખ તો રહે ઉઘાડું !

મેલી મનહર ફૂલ પદમનાં
પર્ણે ખીલ્યાં કૈં રાતાં,
શુંય બળ્યું દીઠું મુજમાં કે
આમ લિયે અહીં આંટા !?
ફટ ભૂંડી ! હું છળી મરું ને તમીં હસો ફરી આડું !

## ઠપકો

આંખ્યું ! તમીં કાં થાવ જી આવી લોળી ?
કીધું કરો ના કાંઈ ને બેસો ડા'પણ નિજનું ડોળી !
ઘણું કીધું'તું આજ માધાથી
જો જો ન જાશો માની,
આપણે ચે નૈં લેશ ગુમાની
(ઇ) લિયે પટુડો જાણી !
તોય કહો કાં ભાળતાં ઈને રોદન દીધું ઢોળી !

પલમાં વા'લે વાત આખીનો
મરમ લીધો જોખી,
અમથો દાખે તોર બાકી આ
ઓરથી ના કૈં નોખી !
અમૂલું અરે એટલું ઈ ચે ગુપિત દીધું ખોલી !

આવચું રે'શે કાંઇ હવે ના
વ્રજમાં વાતું થાશે.
વેરણ ઓલી મોરલી એની
સહુને ચાડી ખાશે !
હાય ! તમીં તો લાખની મારી શાખને બેઠી બોળી !
આંખ્યું ! તમીં કાં થાવ જી આવી લોળી ?

## પ્રજારામ

### છંદે છંદે

છંદેછંદે
–આત્માનંદે–મધુર કવિતાના, ફરું મુગ્ધ તૃપ્ત;
કયારે કયારે
–વારે વારે–મધુર મધુથી ભૃંગ શો કૈંક દપ્ત!

પર્ણે પર્ણે
–સાતે વર્ણે–મુદિત વિહરું આદિ અશ્વત્થ દેશ;
ગાતો ગાતો
–નેહે ન્હાતો–મનુહૃદયના ભાવ આછા ય ઘેરા!

o

## ચુનીલાલ મડિયા

### મિત્રોને

અરે મિત્રો મારા, કવનજગના સાથી સુહૃદો!
સતાવો છોને સૌ લઘુક અપમાનો અરપીને!
ઘણાં મેણાં, ટોણાં, શબ્દ કટુતાથી સભર જે
ઉછાળો ઉમંગે, પરપીડનની સુપ્ત ચળથી.

અસૂયા ઇર્ષ્યાનાં જનસહજ વ્હેણે વિહરતાં
કરો, છો નિંદાઓ અવરજન મોઢે મલકતાં!
અરે મિત્રો વ્હાલા, કટુવચન કોઠે પડી ગયાં.
પ્રહારો કૈં તીખા સણસણુ થતાં યે સદી ગયા.

પિયાલા મ્હોં પીધા વખ-ગરલના આયુભરમાં,
તમારી પ્યાલીની અવ હૃદયમાં કૈં અસર ના.
હવે તો આપો, હે, વખ-મથનનું કાલકુટ શું,
ચડે ગાત્રેગાત્રે નસનસમહીં જે પ્રસરતું.
કરું હોંશેહોંશે ગરલઘૂંટનું પાન, જગનું
ભલે મારે હાલાહલ સકલ કંટસ્થ ધરવું!

o

## હરીન્દ્ર દવે

### આ નિશા

આ નિશા
અંધાર ઘેરી સૌ દિશા
મૌન આ વાતાવરણ,
વ્યોમ પર પણ વાદળોનું આવરણ,
હું પડયો
ધરતીતણા ખુલ્લા હૃદય સાથે જડયો.
આંખ આકાશે અડે
થૈ દૃષ્ટિની સીડી પરે એ ગહનના શિખરે ચડે.
શીર્ષ મારું આ ધરાપર
શ્વાસ મારો વિશ્વના એ શ્વાસ કેરા આશરા પર
મન અહીં
મનના વિચારો કોણ જાણે છે કયહીં ?
શૂન્યતા રે કેટલી
શ્રવણે ન કોઈ વાયુલહરીની ય મર્મરનો ધ્વનિ!

ઝુલ્બુલો તો શું
વિજનમાર્ગે અહીં તમરાંય કો ગાતાં નથી.

હું હસું
ને હાસ્યના અર્થો વિવિધ કરતો રહું :

હું રડું
ને એ રુદનના રાઝ ગુંચવતો રહું.

હું જ છું—ને હું નથી;
વ્યોમ છે, અંધાર છે, ને છે નિશા,
પણ છતાં અંધકાર ક્યાં,
ને વ્યોમ ક્યાં
ને ક્યાં નિશા ?

હું...
નિશા...

o

## રમેશ જાની

### મંગળ-ધોળ

અંતરિયું કોરું ને કોરી ચૂંદડી
તારે કેસુડે રંગાયાં રંગરોળ જો !
આખું યે ભિંજાવી ગઈ આયખું
તારી પ્રીતની તે
છલકંતી છોળ જો !

સોનલા વાટકડી મારાં નેણુની
મીઠડા રાગને કસુંબે
લાલ, ઘોળજો !

વેલડી વળુંભેલ વરખડા
સમ, મારે રોમરોમ કોળજો!

હૈયાનો હિંડોળો
વહાલમ, હિંચતો
ઊંડા આભને ભરંત ઝાકમઝોળ જો!
તારલા વીણીને પાછાં આવશું
ઊતરી આભ ને ધરતીના ઢાળ જો!

ઘેરો રે ચંદરવો તારા નેહનો
મારા ઉરની બિછાત અણમોલ જો!
આવજો હો ભેરુ મારા પ્રાણના,
આપણ ગાઈશું મંગળ ધોળ જો!

o

## સુરેશ દલાલ

### બસ થયું હવે

બહુ ચાલ્યા, બસ થયું હવે, હે ચરણ! તમે અહીં રૂકો!
જે જોયું, જે માણ્યું એનો ભાર બધો અહીં મૂકો!

નવા નવા નિત પંથ, નિહાળ્યા નવા નવા કૈં લોક,
અહીંતહીં સહુમાંથી પ્રગટંતી અહરહ એની ડોક.

સ્મરણ તણો હો સંગ, મિલનનો પણ અદકો આનંદ,
દૂર દૂર ને અંતિક એવી છલનાનો શો છંદ!

લહું લહું ને જલું: અરે નવ તરસ છીપતી મારી.
હસ્યા હોઠ પણ સદા ભીની રૂહી પાંપણુતણી કિનારી.

આકળ ભીના હૈયા મારા ! જમીનભણી અવ ઝૂકો !
બહુ ચાલ્યા, બસ થયું હવે, હે ચરણુ ! તમે અહીં રૂકો !

o

## જયંત પારેખ

### તારે પથ

નથી ચરણુને લગીર પણુ થાક; થોભી અહીં
વિરામ લઉં ને ભરી નયનમાં નિહાળી લઉં
પ્રલંબ પથ, સીમને ચરમ—ના મનીષા જરી.
બનેલ શિશિરે બધી નગન ડાળ જ્યારે ધરે
નવીન વસનો વસંતપરશે, વળી ગ્રીષ્મના
પ્રચંડ તડકાથકી ધખધખંત પૃથ્વી પરે
પડે પ્રથમ વૃષ્ટિનાં સુખદ બિન્દુ ત્યારેય ના
થતી અટકવા સ્પૃહા, શરદચંદ્રમાં વા નહીં.

પ્રિયે ! સદન તાહરું ખબર ના મને ક્યાં હશેઃ
કરી શકું ન કોઈને પથતણી હું પૃચ્છા છતાં
રહું મજલ કાપતો; ગહન કો દિયે પ્રેરણા
અપૂર્વ, ઉર મારું છે પરમપ્રાપ્તિ—નિઃશંક હા.

સમીપ જહીં તાહરું સદન, ત્યાં હશે રે જુદી
હવા, મધુર સ્પર્શ - ગુંજન - સુગંધ - ને રેલતી.

## નિરાશા

ભરપૂર પાકે લ્હેરતાં
રસકસભર્યાં
આ ખેતરો ને ખેતરો...
વેરાન કરતાં
લાગતી જેને અરે
પળ એક ના
તે
જન્મભૂખ્યાં
તીડનાં લશ્કર સમી
છે આ નિરાશા...

o

## ઈ. પ્ર કપુરાકર

### સુધાનું રે બિંદુ

સુધા કેરા જામે યદિ ગરલનું બિંદુ ટપકે,
બની જાયે આખો અમૃત સભરો જામ ઝહરી !
પરંતુ ભેળાઇ ગરલભર કુંભે નવ કદી
સુધાનું રે બિંદુ અસર લવ લેશે કરી શકે !

o

## વિપિન પરીખ

### છતાંયે

પીંજરું ખુલ્લું..
છતાંયે પંખી તો ઊડે નહીં!

જન્મી જગે
(કે જન્મને લેખે જ શું કમભાગ્ય એ?)
એણે હશે જાણી નહીં
નિઃસીમ આ નીલ આભની વિશાળતા...?!
કે પછી
એવું બન્યું:
સળિયામહીં રહીને ભૂલાયું ઉડ્ડયન નભ-પારનું?
જંગલે
આભ અડતા વૃક્ષની ડાળો પરે
બાંધ્યો નહીં એણે કદી (સાથે મળી) માળો અરે?
(કે જયાં જતાં
આખા દિવસનો થાક પણ
સ્હેજે ભલા ક્ષણમાં સરે.)

પીંજરું ખુલ્લું...
છતાંયે પંખી તો ઊડે નહીં!
પાંખ શું-
પાંખનું પીંછુંય પણ ફરકે નહીં-
ને શૂન્યમાં તાકી રહે બે આંખ...!

૦

## જસુભાઈ શાહ

### આવ(જો)

જીવન કુતૂહલ બધાં
'આવ' ને 'જો' કહી
સંગમાં માણતાં...
શબ્દ જૂદા અને
આપણે બે હતાં એક ત્યારે.
ને પછી
આપણે બેઉ જૂદાં પડયાં
'આવ' ને 'જો' થયા એક જ્યારે.

o

## રાજેન્દ્ર શાહ

### ફેરિયો અને ફક્કડ

ફેરિયા

એજી મેરો અવલ હુઓજી કાચ!
અખળડખળ નહિ રેખ, આપનું રૂપ જુઓજી સાચ!
સાચ મેરો અવલ હુઓજી કાચ!

ફક્કડ

મેં હું ફક્કડલાલ માહરો અજબ રેશમી રાગ,
મખમલરી મોજડિયાં, ધોતી મલમલ, કસબી પાગ,

ઊઠ, જાગ, મેરે કુક્કડ! તેરા રાગ જાય રીં રીં રટ!
અલાબલા તેરી અલગ હોઈસી, ઊઠ જાગ રી ઝટઝટ.
રંગ રંગરા અંજન અરિયા, નિરમળ અવ હૈ નેણુ;
એક બાર અબ દેખ ફરી, મેરા સુન લે આખિર વેણુ.

કુકડ

નીલ ગગન હૈ

ફરિયા

ઔર

કુકડ

શ્વેત બદરી ઉત્તરમેં જાતી.
દૂર ધુસર પર્વત, સરિતા કલકલ જલમેં લહરાતી:
કાનન હૈ, તરુ કુંજ, .. કુંજમેં ઘટાદાર હૈ પીપર,
ડાલ ઉપર દો વિહંગ - એક જ ફલ ચૂગનકો તત્પર!

ફરિયા

ઔર

કુકડ

ઔર નહિ કછુ...
કાચ હૈ ઝલમલ એક ન એબ;

સબકો રંગ રૂપ હૈ સુંદર, મુખ મેરો હ ગેબ !
ગાયબ તો મૈં ભયો ...

ફરિયો

એજી મેરો અવલ હુઓજી કાચ !
અખળડખળ નહિ રેખ આપનું રૂપ જુઓજી સાચ !
પલપલ મુખડું બદલ બદલ નખરાળ કરેજી નાચ !
સાચ મેરો અવલ હુઓજી કાચ !

o

## હેમન્ત દેસાઈ

### વિસામો

તું રાધિકાનું ઉર પ્રીતિરૂપ ને
હું બંસીનો બોલ : અનંત મૌનમાં
થઈ જઉં લીન (તું તેની પૂર્વે
ઝીલી, શકે ના કરી આત્મસાત્ તો)
ઘડી, ઘડી બે—થઈ અંતરાય
ઊભી રહીને—અવરોધજે મને !
તારો મીઠો પામી જરા વિસામો
વહી જતાં ... વિસ્મરીને બધો શ્રમ,
આ વિશ્વના વિસ્તૃત વ્યોમ કેરી
યાત્રા થશે મારી કૃતાર્થ, હે પ્રિય !

o

# પરિશીલન

## આવો અગર ન આવો

આવો અગર ન આવો જેવી તમારી મરજી,
જો કે સદાય આવો એવી અમારી અરજી!

આવ્યા અનેક વેળા, આનંદ હોય એથી
કે 'આવશો સદા' એ સપનું ગયા છો સરજી;

ને જો હવે ન આવો તો શું થશે અમારું?
કેવી રીતે જીવાશે?– એવા અમે ન ગરજી.

આવો અમર ન આવો જેવી તમારી મરજી,
જો કે સદાય આવો એવી અમારી અરજી!

નિરંજન ભગત

આ નાનકડું કાવ્ય વ્યક્તિના અંતરમાં રહેલા સંઘર્ષની અચ્છી અભિવ્યક્તિ બની રહે છે.

સ્વાભાવિક રીતેજ એના અંતરમાં અભિપ્સા જાગે છે કોઈની પ્રાપ્તિની. એની પ્રાપ્તિથી જીવનમાં અવનવું રૂપાન્તર થશે એવી પણ એને ખાતરી છે. પરંતુ કોઈથી પણ પ્રભાવિત થવાનું ન સ્વીકારનાર અક્કડ અહંકાર આડો આવે છે. જેને માટે આકાંક્ષા જન્મી છે તેની જ એ અવમાનના કરે છે. અંતરની સ્વયંસ્ફુરણા (instinct) ની સામે આવે છે ચડાવેલી ઘડાવેલી બુધ્ધિ (reason). આ છે આંતર સંઘર્ષ. જેનું બાહ્ય પરિણામ આવે અનૈક્ય(disintegration)માં નૈરાશ્ય (frustration)માં.

ઉ.

o o o

# કે. પરીખ એન્ડ કંપની

લોખંડ તથા પોલાદના હોલસેલ સ્ટોકીસ્ટ્સ તેમજ ડાયરેક્ટ ઈમ્પોર્ટર્સ.

લોખંડ જથ્થા, કરનાક બંદર, મુંબઈ-૯

ફોન ૨૮૨૨૨ ગ્રામ : 'KHILASALI'–BOMBAY

લોખંડ તથા પોલાદની આપની જરૂરીઆતો

જેવી કે

લોખંડના સળિયા : પાટા : ચોરસ : એન્ગલ બીમ ચેનલ્સ : ટી. : કાળા અને ગેલ્વેનાઇઝડ પ્લેન તથા કોરૂગેટેડ પતરાં : કમાન : કારબન ટૂલ સ્ટીલ તથા અન્ય પ્રકારના લોખંડ તથા પોલાદના સરસામાન માટે

ઉપરના સરનામે અમારો સંપર્ક સાધો.

---

INSIST ONLY ON THE BEST

# CHAMPION RIBS

MANUFACTURERS :

**THE CHAMPION ENGINEERING WORKS (PRIVATE) LTD.**

Makers of umbrella ribs and accessories.

Ghodbunder Rd., Goregaon, BOMBAY.

Tel. No. 86419

Grams : PARCOFIL

**કવિલોક**ના પ્રકાશનનો આશય પ્રથમ અંકમાં જણાવ્યો છે. પરંતુ કેવળ કાવ્યનું જ પ્રકાશન કરવું એવા અર્થમાં એ મર્યાદિત નથી. કવિ અને કવિતા વિશેના અભ્યાસલેખ પણ આમાં સમાવિષ્ટ થશે. કવિમિત્રોને તેમ જ અન્ય લેખકોને એ પ્રકારના લેખો મોકલવા અમારી વિનંતિ છે.

o

સંપાદક મંડળ
રાજેન્દ્ર શાહ
જમુભાઈ શાહ
સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ
કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨
મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
શ્રી. પિનાકિન ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ
શિવકુમાર જોષી : C/O સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ
દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ લોક

પુસ્તક ૧ : અંક ૨

વર્ષ ૨૦૧૩

ઉશનસ્

## અમૃતને પ્રાર્થના

હવે છલક થોડું દેવ–કર–કૂંપીથી હે અમી !
નીચે મરણક્ષેત્રની મરુ શી ઝંખતી આ ધરા
પડી તવ કટોરી હેઠ, લવ ઝંખી શુષ્કાધરા,
જશે અમરઓષ્ઠનું અજીઠું યે રસે આચમી.

હવે અમૃત, આવ, આવ અમ જીવને, તું વિના
ઉપાય નવ એક આ સઘળી રુગ્ણતાનો લહું,
પીધા જ કરી રોજ વ્યર્થ શીશી ભેષજોની બહુ,
તું આવ સહુ ક્લેશ દાહ પર લેપ થૈ શાંતિના;

તું આવ લઈ સ્વર્વનોનું મધુ, ભોગ્યને શીતલ,
તું વિશ્વવ્યવહારના વટદ્રુમે નસેથી નસે
હવે પ્રસર આર્દ્ર સ્નિગ્ધ સુખ દીપ્તિદાયી રસે,
સમષ્ટિ જીવનાર્ણવે હું રમું ઊર્મિ પર્વોચ્છલ !

તમે આવો, આવો અમૃત ! મુજ સારાય જીવને,
ઝમો વર્ણે શબ્દે અમર થઈ જાવો જી કવને.

## સુરેશ દલાલ

### તારી સ્મૃતિ

નેણુની સામે
અહર્નિશ તારી આકૃતિ જે રમે
એને જ હું જોયા કરું…
ને
એટલું યે હોય ઓછું એમ હું
તેં જે મિલન-પળમાં કહેલાં
કે લખેલાં પત્રમાં
એ વેણુ વાગોળ્યાં કરું…
અસ્તિત્વને વિંટળઈ વળી તારી સ્મૃતિ
એવી… અરે
કે બોલ મારો ઓળખું
ને તોય તે
ખોવાયલો લાગ્યા કરું !

### અરીસો

આ અરીસાની ઉપર હું મુગ્ધ છું.
આ અરીસો
કોઈનાં પણુ બિંબને ઝીલ્યાં કરે…
વ્યક્તિ કે નહીં વાદ.
સૌની સંગ એનો પ્રેમ.
જેવું રૂપ જેનું

એવું બસ કરવું પ્રકટ
એ જ એનો નેમ.

કોઇને મારા કરી પોતા મહીં મૂકતો નથી
ઝીલ્યાં કરે હરકોઇની મુદ્રા કદી ચૂકતો નથી.
શો સંગ !... ને નિઃસંગ !
હું બસ મુગ્ધ છું.

o

## રાજેન્દ્ર વોરા

### રહી રહીને

રહી રહીને
શ્રાવણ આવી કરે ડોકિયું.
ફરી ફરીને
આંખ-એઉ જે ગણ્યા કરે છે
હવે કેટલાં રહ્યાં વાંચવાં પાનાં-ને
બારીની આ બા'ર ઝુકાવી
ત્યહીં રઝળતી મૂકી જાતો.

કાલતણી ચિંતા નહિ જેને
કોઇ મોજી એવા નફ્ફટની
જેમ
સહુ નળિયાં ને ધાબાં
મોજથકી ઝીલતાં રે'તાં'તાં
જોર કરી આપટતી સૌ વારિની ધારા.

(શૂન્ય અહીં શું રહ્યું ઓગળી?
ના આ તો ધરતીની માયા!)
ધસી આવતાં જલની વચ્ચે
સ્થિર ને
કૈંક આકૃતિ ઉઠતી,
શમતી.

ને ફોરાં જ્યાં ત્યાં અથડાતાં
ઝીણી ઝીણી ઊડી બુંદ શી
યાદ–
સહજ ત્યાં રમતી આવે.
એક પછી બીજું; ને એવાં
ચિત્ર અનોખાં
કૈં કૈં જાગે:
સૌ સરી જાયે–
(શું વણમાણ્યાં?)

બારીની આ પાર પેખતાં
અમીટ દગ સ્હેવાતાં ના, કે
કોણ જાણે કયમ
ફરફરી ઊઠે પુસ્તક પાન–
સહજ હું
–બા'ર સર્યાં તે સર્વ અંતરે
ફરી ભરી લેવા
હોઉં ચાહતો તેમ

આખરે–
શ્વાસ ઊંડો લઈ
આંખ બેઉને
સ્થિર પુસ્તકે થવા પટાવું.

રહી રહીને
શ્રાવણ આવી કરે ડોકિયું
ફરીફરીને ...

o

## પ્રદ્યુમ્ન તન્ના

### આરત

નહીં રે વારું રે તુંને નહીં રે ડારું
એ તુને નહીં રે નહીં રે મારું કા'ન !
આવ્ય, ઓરો આવ્ય ! તુંને તલખંતા આતમની આણ !

પલ પલ, દા'ડો-રાતી, ઝંખિયો મેં તુને માધા !
જપ-તપ, દોરા-ધાગા, નથ ઓછી માની બાધા !
હાં રે મેં તો પીપળા પૂજ્યા ને પૂજ્યાં રાંદેલ ને ભાણ !
આવ્ય, ઓરો આવ્ય ! તુંને તલખંતા આતમની આણ !

ઘર ઘર, ચોરી ચોરી ગોરસ તું પીવે શાને ?
ભેદ એના કોઈ તો શું ? જશોદાયે નવ જાણે !
હાં રે નહીં પય પાયાં કો'એ તુંને ધોળીને રે પ્રાણ !
આવ્ય, ઓરો આવ્ય ! તુંને તલખંતા આતમની આણ !

આવ્ય, એવાં હીર કેરાં કરતો જા પાન વાલા !
હળવી આ થાનેલાની કરતો જા તાણુ વાલા !
હાં રે ભવભવની કૈં ટાળતો જા આરત એ કા'ન !
આવ્ય, ઓરો આવ્ય ! તુંને તલખંતા આતમની આણુ !

०

## પિનાકિન્ ઠાકોર

### હે રહસ્યમય !

હે હૃદય !
હે રહસ્યમય !
પલ પલે હું પામું તારો નિત નવો પરિચય.

ઊઘડે ઘડી પડદા ઉપર
દુનિયા સાવ નવી,
અણુજાણ્યાંને વદન ઝાંખું
જોયેલી કોઇ છવિ,
ભજવનાર નવાં પણુ માધુરી એ જ ઝરે અભિનય.
કોક અજાણ્યે નેન નિહાળું
જાણીતું મુખ મારું,
આંખ મને શી ચિર પરિચિત
વદન કેવળ ન્યારું,
નયને મારે હું જ નવીન કે હૃદય લીલામય !

०

## હેમંત દેસાઈ

### સ્વપ્ન

—ને સાંજ; પદ્મ મુખ મૌનમહીં બિડાય!
ધીરે ધીરે તમસનું રૂપ કોળી ઊઠે...
આ રાત્રિનો પ્રથમ પ્હોર; મિલાપ ગીત
પાવામહીં દૂર કયહીંકથી કો ઉપાડે...
હું બ્હાર– સ્વસ્થ મન વ્યાપૃત પ્રકૃતિમાં
ત્યાં સૂર એ પ્રસરતો તરતો હવામાં
આવી પડે શ્રુતિ પરે, ઉરને ભીંજાવે.
એવે પરંપરિત વાત કંઇ વિચારું:
રે આવ પાસ પ્રિય, સૂર સમી સરી સરી
આજે ય–જેવી પ્રથમે અતિ હેત ધારી
આવી હતી મુજ કને ત્યમ–તું જરી જરી:
આ રાત્રિ જાય વહી... રાત નહીં, ન ગીત,
સંક્ષુબ્ધ આ હૃદયની રટણા અમિત!
ચોપાસ કોઈ નવ, હું જ (હું તું-અભિન્ન)
ને સાંજ--જાગૃતિમહીં લહું સ્વપ્ન છિન્ન!

o

## જગદીશ જોષી

### શૂન્યતા

રેતીતણા આ રણ સમી આખીય મારી જિંદગી!
ને એ ઉપર એકાદ પણ કો ધન્ય ક્ષણનું ચિહ્ન ના!
આ બધા પ્રસ્તારને હું જોઈ રહું છું દગ ભરી,
ને....ને મને થાતું, અરે
સીમા વિહીન છતાંય હું તો શૂન્ય, નહિ કૈં, કંઈ નહીં!

o

## હરીન્દ્ર દવે

### પડદો પડે અને

—ને મૃત્યુ કેરી ગમગીન છાંયમાં
તખ્તા પરે આ પડદો પડી રહ્યો.

આનંદ સંઘર્ષની દશ્યમાળા
પછી કરુણાભરી આ પરિસ્થિતિ!
આ સુંદરી, નાયક ને વળી ખલ
સૌએ સમેટી લીધ સૃષ્ટિ શ્વાસની.

ને આ પડે છે પડદોઃ ક્ષણાર્ધમાં
બેઠાં થશે પાત્ર ધરા પરે ઢળ્યાં.
કોલાહલે વ્યાપ્ત બની જશે ફરી
સ્મશાન શી નીરવ રંગભૂમિ આ.

ફરી વળી વેશ નવીન, આવી
આનંદ સંઘર્ષ ભરી કથાનો
વિકાસ, જેનો વળી અંત આમ!

રે જન્મ ને મૃત્યુ તણી પરંપરા!

o

## મુકબિલ કુરેશી

### મારે પગલે

ભાગ્ય! તારી એ બલિહારી હું માનું છું જરૂર,
મારે પગલે પગલે તારે ચાલવાનું થઈ ગયું.
શું થવાનું છે હવે એનો જ કર મુકબિલ વિચારઃ
યાદ કર મા, જિંદગીમાં જે થવાનું થઈ ગયું.

મકરન્દ દવે

## આગે હજી

હાડમાંસ તણી હોડી
કોણ જાણે કઈ ગમ, કયો તે કિનાર છોડી
વહે છે અખંડ વાટે
ઘાટે ઘાટે
આંસુ–હાસ કેરો મબલખ અસબાબ
ભરી દાબ દાબ
છોટી શી એ છાયા ડોલી ઊઠે કાળનીરે
સમીરે સમીરે.

અજાણ્યાં પથિક
પ્રાણપણે સાથ સદા નાવ ને નાવિક!
દિગંતનાં દશ્ય ફીકાં ફીકાં
ભૂતનાં અઘોર જલ, ભાવિની ધૂસર નિહારિકા:
સામે મળ્યું સાચું,
બીજું બધું કલ્પના ને કાચું.

આવે છે અહીં જ પણ
એક ક્ષણ
એક એવો ઘાટ સૂનો સૂનો
ડૂબી જાય હોડી એવો ભમ્મરિયો ધૂનો.
પંડ તો લાગે કે પરપોટા
સાચ માન્યાં એ જ જાણે સાવ ખોટાં ખોટાં.

મિથ્યા ત્યારે સર્વ મુસાફરી
આંસુ ઉભરેલ કૂપા, હાસ્ય કેરી છાબ ભરી ભરી?
—કે અહીં જ શૂન્ય ઘાટે
જાણે કે અદીઠ વાટે
સૂક્ષ્મ કોઈ સરે છે આકાર?
નવાં રંગરૂપ સજી
આગે હજી, આગે હજી,
આગે હજી પાર કરવાને પારાવાર?

o

## જયંત પારેખ

### કાચની પાછળ

આંખ સામે મત્ત મ્હેરામણ
ઉછળતો
ગુંજનાની લ્હાણ ના
શ્રુતિને
અને
પેલી લતાનું ફૂલ
લેતું હીંચ વાયુની લહેરમાં
ના અહિં એનો સ્પર્શ,
એની ગંધ...
કંડીશન્ડ
આ મુજ ખંડ!

o

રાજેન્દ્ર શાહ

## પત્ર

સુમિત્ર પિનુ !
કૃષ્ણપક્ષ તણી શર્વરી શ્યામલ;
વસંત ઋતુ, વાયુની લહર સ્પર્શતી કોમલ;
ઊંચે ગગન અસ્ત-માર્ગ પર શાન્તિને છંદ આ
સરંત મૃગશીર્ષ, ક્લાન્ત નયને જરા પાંપણ
ઢળે, તદપિ ઊંઘ-વિસ્મૃતિ નહીં, અહીં એકલ
(અસંખ્ય-લખ લોક મધ્ય પણ સર્વદા એકલ)
રહેતું ઉર મારું આજ નિજ સંગ વાચાળ કૈં
બને, તવ પરોક્ષ સંસ્થિતિમહીં.-અહો અંતર
પુરા દશ કલાકનું ય નહિ, ટ્રેનની રાત્રિનું;
છતાંય કંઇ બાર વર્ષ થકી દૂર, કર્મણ્યનાં
અનેક વન ક્ષેત્ર ને નગર કેરી મંડી વડે.

અચિંત જ મને અતીત શીદ યાદ આવી રહે ?
-વસંત ઋતુ !
જ્યાં ન કોઇ ઋતુક્રાંતિ-જન્માંતર...
-પરાગ વનપુષ્પની !
લવણ સ્પર્શ જ્યાં વજ્ર શાં
ઘડેલ ગળી જાય હાડ તન...
-ભૃંગનું ગુંજન !
જ્યહીં સતત ચક્ર-ચાલ થકી
વ્યોમ છે ઘર્ઘર...

અહો સ્મૃતિ !—પલાશ ફૂલ સમ રુક્ષ આ ડાળની !

બહારથકી સાદ કોઈ કરતું અને (શ્રાવ્ય જે
નહીં પણ) ઉરે લહું છું અનિરુધ્ધ આકર્ષણ.
લઉં નજર ફેરવી હું ચહુમેર બારીથકી:
સળંગ સહુ સદ્મની ઉપર કાળવાં ચોસલાં—
તણો પ્રખર દાબ, સૂર નહિ—શ્રાન્તિની મૂર્છના !
પ્રકાશ પણ ઘોરતો ગલીનીમાંહિ આસ્ફાલ્ટને
પથે, બહુ નશાવડે શિથિલકાય સંત્રી સમો.
ચહે ચરણ નિર્ઝરે મુખર કુંજ વીથી મહીં
વિહાર,—જયહીં સીમ ભેદી ટહુકંત કો કોકિલ
નિશીથ સમયે, હવા તરલ, પદ્મકેરે દલ
પ્રસન્ન-મુખ ચંદ્રિકાનું જયહીં લાસ્ય સંનર્તન.

વિહાર ચહું ...

આંહિ કિંતુ શત કોષનું પિંજર !
—અહીં તહીં બધે દિવાલ ખડી ઈંટ કોંક્રીટની
—સુરક્ષિત વળી સમુદ્ર થકી—જે પડ્યો ચોગમ !
અહીં નયનને ન કોઈ દ્રુમડાળ હિલ્લોળતી,
સુકોમળ ન સ્પર્શ ભૂમિ પર છાઈ દુર્વાતણો.
અને કરતું સાદ કોઈ !—

ચિરકાલની વિસ્મૃતિ
સકંપ બનતી—નવાંકુરની લાલ લીલા થકી
હવા શિશિર અંતની જયમ વિલોલ તેવી—અને
જરા શબ સમાન અંગતણી ઊપડી પાંપણ.

ત્યહીંની સ્મૃતિને પ્રકાશ લહું આંહિની સંસૃતિ.
મહાલય, વિશાળ રાજપથ, હાટ નાનાવિધ,
અસંખ્ય જન, યાન: વેગવતી સર્વની આવજાઃ
હરીફ સહુ તૃપ્તિરંક નિધિ રિધ્ધિને કારણુ...
અહીં સરલ ચિત્તના સહજ શાન્ત આનંદનું
સ્મશાન, અહિં નિત્યનો તમસ, જ્યાં લહું તાંત્રિક
જનોની કડી સાધના સુખસકામ, (ભૂતાવળ
ભમે છ અહિં અંતરીક્ષમહિં, ભ્રાન્ત આ સર્વનાં
અમી–રુધિર કેરું પાન કરતી; અહો જેહને
નહીં ઉદર, ભૂખ એની પણ જોઉં ભૂંડી કશી!)

દયાર્દ્ર નવ નેણ હો, ન ઉર ખિન્ન, નિઃશ્વાસ ના,
ભલે હૃદય સાનુકંપ...
પણ છાણનાં જંતુને
ન લેશ અનુકૂલ છે સ્ફટિક સ્વચ્છ શીળું સ્થલ!

મળ્યો સકલનો અબાધ સમુદાય આ સ્વેચ્છયા:
વિભિન્ન બહુ વેષ, રંગ બહુ; અંગ કેરી છટા
અનંત અહિં દેહ દેહ તણી, ચાલમાં ચંચલ
પલે પલ નવીન વૃત્તિ પર ઠેક લેતી જતી.
અસંખ્ય પથ, છિન્ન ચિત્ત, વળી ક્લિન્ન તોયે ગતિ
નિરાશ્રિત સહુ ચહે છ વલખંત આધારને.
અશક્ત કંઇ–તેમને ય ભય ભાવિનો–લૂંટથી
પરિગ્રહતણું ધરંત નિજ કાજ પાથેય ને
રહ્યાં અવર એમને ન વિણુ ભીખ કો આશ્રય!

અલમ્

જલ વિષે નિમજ્જન કરી સુદામે યથા
લહી'તી ક્ષણમાં ભવોભવ-પરંપરા સૃષ્ટિની ...
અને પુનઃ આ પ્રકાશમહીં દૃષ્ટિને ખોલતાં
ન ચિહ્ન કંઈ શૂન્યમાંહિ અનુભૂતિનું વિસ્મય ...
તથૈવ સ્થિતિ કૈંક મારી ...

પદ પંકમાંહીં ખૂંપ્યા,
અસીમ વળી નીલ નીર વીંટળાઈ ચોમેરથી
રહ્યાં, તદપિ પદ્મ જેમ શિર વ્યોમનાં તેજનાં
પ્રશાન્ત કિરણોનું વર્ષણ સહસ્રધારે ઝીલે !

અલમ્ !

અધિક શું હવે ?–

મન પ્રસન્ન, આનંદથી.
નિરામય બધાંય તે સ્વજન કેરું વાંછી રહી
હવે વિરમતો,

ધરી સ્મરણ કોઈ રાજેન્દ્રનાં.

०

## ગૌરીપ્રસાદ ઝાલા

### સૌભાગ્ય

પર-પ્રેર્યો આજે અકવિ પણ હું સર્જન તણી
કરું ચેષ્ટા, દેવી, તવ ચરણ-ધ્યાને રત થઈ.

સ્ફુરે વર્ણો મીઠા, અમૃતલહરીએ નયનની
લહેરાતા તારા ચરણ-કમળોથી નીગળતા
મરન્દે ફોરન્તા સુરધનુતણા શીકર સમા !
લવું હું એ વર્ણો, તવ અમી-રસે નિર્ભર ગણી;
કૃપા પામી તારી, જનનિ, મુજને ધન્ય જ ગણું !

કદાચિત્ ભ્રાન્તિ એ, જનનિ, નવ હું પાત્ર તવ એ
કૃપા-દૃષ્ટિ કેરો; તવ અમી-રસે વા નવ લસે
લવું હું જે વર્ણો; ફળ ચરણના સંનિધિ તણું
ભલે એ હો તારાઃ મુજ ઉરતણા માળ પડઘા.
ભલે; અંગૂઠાને જયમ શિશુ ચુમી તૃપ્ત બનતો
હું યે તારે ધ્યાને કંઈક લવતો આજ, જનની,
ઠગાઉં તારાથી—પરમ મુજ કાં ભાગ્ય ન ગણું ?

o

## પરિશીલન

ગુજરાતના લોકજીવનમાં મેળાના ઉત્સવનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. મેળાનું મહત્ત્વ માત્ર ગુજરાતમાં જ શા માટે ? પણ સમગ્ર કૃષિસંસ્કૃતિમાં એનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. સાબરકાંઠાના ભીલોએ શામળાજીનો મેળો લોકગીતમાં ગાયો છે. ભાલના કોળીએ ભીમનાથના મેળાને લોકગીતમાં જોતર્યો છે. ચરોતરના બારૈયાઓએ ડાકોરના મેળાને તેમના લોકગીતના વિષય તરીકેનું સ્થાન આપ્યું છે. અહીં વૌઠાના મેળાનું ગીત આપવામાં આવ્યું છે.

ગીતમાં તૂટતો ભાગ કૌંસમાં મૂકયો છે.

પુષ્કર ચંદરવાકર

# છેલ છોડી

ઊંચા બાવળિયાનો ગાળો (રે) છેલ છોડી
ઊંચા બાવળિયાનો ગાળો
તારે મેળામાં આવિયાનો ચાળો
ઓ માયાળુ રે ...

(તેં તો) મફત મનખ્યો ખોયો
માયાળુ રે મફત મનખ્યો ખોયો
(તારા) નેણુંમાં મેળો મોહ્યો
ઓ માયાળુ રે ...

નીચા બાવળિયાની પાલી
માયાળુ રે નીચા બાવળિયાની પાલી
તું તો (માલ) માલ ખાઈને ફાલી
ઓ માયાળુ રે ...

કાચી કંબોઈની સોટી
માયાળુ રે કાચી કંબોઈની સોટી
તારાં નેણાં વાંકાં ને આંખ મોટી
ઓ માયાળુ રે ...

મારા તે ગજવામાં સુકો
માયાળુ રે મારા તે ગજવામાં સુકો
તુંને ભાવે છે લાડવાનો ભૂકો
ઓ માયાળુ રે ..

તું તો હાલે ને ઘૂઘરા વાગે
માયાળુ રે હાલે ને ઘૂઘરા વાગે
(મને બાંપે રે બોલને ધાગે)
ઓ માયાળુ રે ...

o o o

## મેસર્સ વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટીલ કોર્પોરેશન

**લોખંડ તથા પોલાદના હોલસેલ સ્ટોકીસ્ટ્સ તેમ જ**

**ડાયરેક્ટ ઇમ્પોર્ટર્સ**

બંદર રોડ, ભાવનગર, ( સૌરાષ્ટ્ર )

લોખંડ તથા પોલાદની આપની જરૂરિયાતો

જેવી કે

લોખંડના સળિયા, પાટા, ચોરસ, એન્ગલ બીમ, ચેનલ્સ, ટી, કાળા અને ગેલ્વેનાઇઝડ પ્લેન તથા કોરુગેટેડ પતરાં, કમાન, કારબન ટૂલ, સ્ટીલ તથા અન્ય પ્રકારના લોખંડ તથા પોલાદના સરસામાન માટે

**ઉપરના સરનામે સંપર્ક સાધો**




**DEVKARAN NANJEE BANKING CO. LTD.**

૬૪ ઓફીસો અને ૧૪ સેફ ડીપોઝીટ વોલ્ટ

## નવી સેવિંગ્ઝ યોજના

## વ્યાજ $2\frac{1}{2}\%$

ચેકથી નાણાં ઉપાડી શકાય છે.

ભવિષ્યની જરૂરિયાતો માટે બચાવો

પ્રવીણચંદ્ર વી. ગાંધી
મેનેજીંગ ડીરેક્ટર

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

o

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ છ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશન સ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૧ : અંક ૩
શરદ ૨૦૧૩

## કૃષ્ણલાલ શ્રીધરાણી

### ઉતાવળું શુભ

બળવો કર્યો !
જે ધ્વજ નીચે હતો સર્યો
ફરી ઊઠતાં કરમાં ધર્યો : દુશ્મન થથર્યો.
થથર્યું પણ ના ફર્યું.
શુભ કામના ઊણી પડતી
નીચોડવા ભાવિનો મર્મ.

લડવૈયાની સૂતી કતાર
આંકેલી ઇતિહાસે હાર.
મર્મે સૂતેલાં સૌ હસતાં :
''ક્ષણિક હારનો વિજય થનાર.''
વિધિને મન કાચું કાપ્યું.
શત્રુબળ જ્યાં વણમાપ્યું
પડઘા જેવો છે પડકાર.

તારો ખર્યો.
બળવો મર્યો.
ધરણીપટ ઓઢી, દેહ સડાવી થાવા ખાત.

( વિભાવરીનો ગર્ભપાત એ નવલ પ્રભાત )
હારનાર લલાટે રેખા બનવાની વિજયીના તાન.

ઉતાવળું શુભ ક્યારે ક્યારે
વિશ્વક્રમને નથી નડયું.
કાળ આંકને ગડિયે જે જે ખડયું
પત્થરપેટે જઈને પડયું.
ઈંટ ઈંટમાં મરણ જડયું,
અંતે તે પર કળશ ચડે,
પ્રભુની નીલમ પાની જેવા
વ્યોમે ઊંચે જઈને અડે.

તમે કર્યું તે તમે કર્યું !
અમે કર્યું તે અમને વર્યું :
એક શતકને પાછે પગલે
તમને આજે પાછું ધર્યું
તમે હતું જે કર્યું શરૂ.
કાચું કાપ્યું ?
નસીબદારના ખોળે પડતું
સ્વયંભુ જે ફળ પાકયું.

( ૧૮૫૭ની શતાબ્દી નિમિત્તે અમદાવાદ રેડિયો પર યોજાયેલા કવિ-સંમેલનમાં આ કાવ્ય રજૂ થયું હતું. )

## પ્રદ્યુમ્ન તન્ના

### નેડલો

છાયલનો છેડો મારો છેડલો છબીલડા
છાયલનો છેડો એજી છેડલો !
ન્યાળ્યો નૈં આવો ક્યાંય નેડલો છબીલડા
ન્યાળ્યો નૈં આવો એજી નેડલો !

પોયણાં ચૂંટીને સમી સાંજના ઉતાવળી
હું વળતી'તી વંકાતી વાટમાં,
એવે અચિંત એ રે આંબલિયા આડેથી
પાલવ ઝાલીને ખેંચી બાથમાં !
હાં રે ભલો કીધો જી આજ તમે કેડલો છબીલડા
કીધો જી આજ તમે કેડલો !

નૈં રે પણ વાલા ઈંમ ઉર આ બંધાય
ભાળો બાંધ્યાની રીત અમીં દાખીએ,
વાવરી જાણો તો બાંધી લિયે બજારમાંયે,
નજરુંના દોર એવા નાખીએ !
હાં રે પછે શોધવો પડે ન સૂનો શેઢલો છબીલડા
શોધવો પડે ન સૂનો શેઢલો !

o

## ઇશ્વર કપુરાકર

### રાજઘાટ

સ્નેહામૃતે પુનિત સંતનના, ધરાની
મ્હેકી રહી કણકણો અભિષિક્ત સર્વે !

આકાશમાં ચમકતી મૃદુ તારલીઓ
જેવી સદા તગી રહી પગલી રૂપેરી
પૃથ્વી તણે હૃદય અંકિત નિરનિરાળી
ગાંધી સમાન ઇસુ બુદ્ધ-મહંત કેરી!
અંધારમાંહિ નિજ તેજ અનન્ય સીંચે,
ચીંધી રહે પગથી મંજિલની સદાયે!

આ છે વિશાળ વસુધા નિત તીર્થધામ,
યાત્રાળુઓ જીવરૂપે અહિંયાં પધારે!
માંગલ્યરૂપ અજવાળી નિજાત્મ જ્યોત
ચાલ્યા જતા સમજુ તો સમજી ઇશારે!
આ જન્મ એક તક શુદ્ધ સુવર્ણ લાધી,
આંહીં મહાન જીવની નીરખું સમાધિ!

o

## હરીન્દ્ર દવે

### શી મુલાયમ નીંદ

શી મુલાયમ નીંદ
કે મારી નજરનો ભાર ના જીરવી શક્યાં
તુજ પોપચાં.

ખૂલી ગયાં
તેં એ રીત જોયો મને
કેમ જાણે અબઘડી તુજ સ્વપ્નમાં હું હોઉં
ને ત્યાંથી અહીં આવી પડયો.

o

ઉશનસ્

## એ જિંદગી

આ તરફ ઉન્મત્ત ધ્વજ ફરકાવતું સરઘસ જતું;
—ના, તે નહીં.
એ તરફથી ડાઘુજન ગમગીન ચ્હેરે આવતું;
—તે યે નહીં.
રસ્તા વિશે એ બેય ધારા જ્યાં મળે
તે મેદની છે જિંદગી.

ભરતી વિશે ઉભરાય ખાડી, ખાંજણો યે આકળી;
—ના, તે નહીં.
ને ઓટમાં એ હાડપિંજરની ગણી લો પાંસળી યે પાંસળી
—તે યે નહીં.
ઓટ ને ભરતી ઉભય સંધાય જે ક્ષણ
તે સમુંદર જિંદગી.

ફૂલના જેવું વસંતલ સ્મિત ખીલે જે શૈશવે,
—ના, તે નહીં.
ને અષાઢી મેઘ જેવી આંખડી સંતત રુવે;
—તે યે નહીં.
હર આહ કે મલકી જતી, હર સ્મિત ભરંતું ડૂસકું
તે સંધિક્ષણ છે જિંદગી.

o

## રમેશ જાની

### અળખામણાં

નેણલાં ભરીને તારાં
રૂપ તે નિરખિયાં'તાં
મનડાં ભરી સૂણ્યાં'તાં તારાં વેણ જી!
આવોજી આવોજી મારા સાહ્યબા,
હજી યે તારાં
પહોંચ્યાં ના ભવ ભવનાં કહેણ જી!

અગણિત લોકે
તારી ઊભરાયે વાટડી
ના કોઈ યે જણાયે તો'યે જંન જી!
મનના માનેલ મારા
આવજો મહારાજ, આજ
મારગે હું ઊભી એકલ રાંકડી!
રુદિયા સંગાથે મેં તો
પાથરી છે પંથ તારે
તરસી આ ભીની ભીની આંખડી!

કિયા તે જનમોનાં વાળ્યાં
કારમાં તે વેર વ્હાલા,
આવડો વરતાવીએ ના કહેર જી!
જીવની સંગાથે એવી પ્રીતડી લગાડી
હાવે રગ રગ વ્યાપિયાં છે ઝેર જી!

પ્રાણનાં વલોણાં મારાં
હજી યે શું બાકી વ્હાલા,
કોને તે જઇએ હાવે રાવ જી?
વખડાં પછી તે હોયે
અમરતના જોગ તો'યે
અમે તે અળખામણાં શેં, મા'વજી

o

## સુરેશ દલાલ

### મૌન

ક્યાંકથી આવ્યું
અહીં આ ડાળ પર કોઇ વિહગ.
(ડાળને જાણે મળ્યું સારું ય જગ.)
હિલ્લોળ....

લ્હાણુ લેતાં ફળતણી
કંઠથી વ્હેતું કર્યું નિજ ગાન.
ને તાનમાં ઝૂલી રહ્યા શા પ્રાણ!

ગાન ગાતું પંછી ત્યાં ઊડી ગયું.
ડાળને અદકો દઇ હિલ્લોળ....!

દૂર ટહુકો અંતરીક્ષ વિષે વિલીન.

ને હવે આ મૌન....!

o

## ચંદ્ર પરમાર

### બાંધણી !

મધરો મધરો પાયો કલાલણ !
 અંકાશે હું ના માયો રે લોલ,
મુંને નેણ કટોરો ઉલાળી કલાલણ !
 ચંઈનો ચંઈ ઉછાળ્યો રે લોલ.
આંખે આભલિયું આંજ્યું કલાલણ !
 પગલે પતાળ મેં દાબ્યું રે લોલ,
સૂરજમાં મુખ મેં ધોયું કલાલણ !
 ચાંદલામાં મુખડું જોયું રે લોલ.
બત્રી કોઠે દીવા ઝળકે કલાલણ !
 રૂંવે રૂંવે તારા લળકે રે લોલ,
રગે રગે તે રંગ છલકે કલાલણ !
 અણસારે મેઘ-ધજા ફરકે રે લોલ.
મધરો મધરો પાયો કલાલણ !
 અંકાશે કૈં ના માયો રે લોલ,
'આવડું અંકાશ ભલે ઓછું પડે તું મારી
 બાંધણીની ગાંઠે બંધાયો રે લોલ.'

o

## રાજેન્દ્ર શાહ

### તડકો અને ખિસકોલી

ગ્રીષ્મના મધ્યાહ્નનો તડકો
ગલી રોકી રહ્યો ચોખૂણ

કો નહિ આવતું જાતું
અરે ટહુકાર માગણનોય છેલ્લો
ક્યારનો–
        ઢોળાયલાં પાણી સમો–
આ રુદ્રની ઉત્તપ્ત શાન્તિની માંહિ
ક્યાંય વિલુપ્ત.

નીરવ લૂ વહે
કોઇ વિજેતાની કડક સત્તા સમી.

હારેલ સર્વ નિવેશને પર્યંક
તનના તાપને–
        વાતાયને ભીના કરી ઢાળેલ
        ખસના ચકથકી
        જે આવતી શીતલ સુગંધભરી
        હવાની લ્હેર, એના વ્યજનથી–
શમવી રહે....
જાણે ઘવાયેલા અહંને
સ્મૃતિ વિહોણી સુપ્તિના એકાન્તમાં
અજ્ઞાત દીધો વાસ....

પણ
સહસા. તહીં ખેલાસહજ પડકાર શો ?
જાણે હસન્મુખ એક ખિસકોલી
(ધરી બે ચરણમાંહિ મગફળી–નું ફોતરું ફોલે)
રમે ઘર ટોડલે

અનિરુદ્ધ એના શોરનાં શર
અડગ ને દૃઢ હોઠની આ રુદ્ર કાયાને
ક્યાં વીંધી રહે સો સો સ્થલે !
વીંધાય મર્મ, અરે
અડીખમના ય મૂંજે રર્હ્યું.

ઘરની છાંયડીએ પુનઃ પગલું
માર્ગમાં મૂક્યું
ઝરુખે બાળ કો ઝૂક્યું
ભરીને અંતરીક્ષ સમસ્ત
દ્રુમનું પંખી કો ટૌક્યું...

o

## હેમન્ત દેસાઈ

### ઘડી તોય

નયનની સુષમા શમણે હજી
રહી રહી સ્પરશી જઈ એ મને
કહીંક ખેંચી સુદૂર જતી, કદી !

ઝબકી જાણું : વિષાદ ફરી વળે
થઈ પ્રવાહી નિમેષમહીં બધે
ઉર વિષે બસ સર્વ ખૂણેખૂણે !

મિલનની ક્ષણ વિસ્તરીને ફરી–
ફરીથી આવતી મારી સમીપ વા
સરી જઉં હું સ્વયં ગતની ભણી ?

સ્મૃતિ (સભાનપણે નહીં) સ્હેજમાં
ઝળકી લીન થતી બીજરેખ શી
તદપિ સ્વર્ણ મૂકી દ્યુતિનું જતી!
મુજથી દૂર હું તોય અભિન્ન છું,
વધુ નહીં....ઘડી તોય....હું ખિન્ન છું.

o

## હસિત બૂચ

### અવસાન

પાછોતરા વરસાદના
શમણાતણું થૈ છે ગયું અવસાન!
રે, એની અહીં
સળગી રહેલી
ચેહ જેવો બસ શરદમધ્યાહ્ન!
મીંઢી ઊડતી
આકાશ–ધરતી ખૂંદતી
આ શરદ કેરી ચાંદની
એની જ ઠંડી રાખ!

o

## જયંત પારેખ

### કૉલ

દઇ મિલનનો મને સુખદ કૉલ કેવાં વ્યથા
ભરેલ પગલે દુવારથી વિદાય લીધી હતી!
–સુરમ્ય મુરલીતણા ચરમ સૂર જેવા શમે.

અહીં પલકહીન માંડી દૃગ, વાટ જોતી સ્મરું
બધાં અમલપાન ને મધુરપે ભરી ગોઠડીઃ
વળી વિહગગાન આમ્રવનનાં, કર્યાં નાવમાં
વિહાર સરિતાજલે કિરણ ચંદ્રનાં ઝીલતાં,
કપોતયુગલે કર્યાં મધુર ગુંજનો, કેલિઓ.

ફરે ઋતુનું ચક્ર, જાણે સુજને રહે ના યથા.
કશા મિલનઓરતા: ચરણ તાહરાં તો ય રે
વળે ન હજી આ ભણી, અવ અધીર મારું ઉર
સકંપ બનતું પલે પલ વિચિત્ર શંકાથકી.

તને તવ પથે અનંત જન સંગ આનંદ, ત્યાં
વ્યથા અરવ માહરા હૃદયની હશે સ્પર્શતી?

○

## જસુભાઈ શાહ

### કમાર

ગુણિયો માપે ને છેણી રેગતી
ચોપેણુ વાઢે ધારોધાર,
નજરે લાધે ના એવા ખાંચકા
સમતલ સટાસરની ચાલ,
હળવો હવાનોયે ભાર;
ઘણુ રે વાગે ને ઘડતર ઘાટમાં!

ધાર્યું હાથે રે ફૂટેલ રેખમાં,
ભીડમાં
છૂટા રે છેડાને સાંધે

સાંધે કોઈ વીજળીને તાર,
જડે કોઈ રીવેટ્યુંની હાર—ઘણ રે....

ચાર ચાર મેલી વચમાં છાજલી,
જડિયો પાંચમે ભંડાર,
પડખે બાયે ને જમણે ભોપલાં,
હેઠળ ગુપત ડંભાર,
જેમાં હાટિયાનો સાર—ઘણ રે....

કઈ રે જણસ્યુંને કાજે વ્હોરશે ?
મનમાં કશી રે ગડભાંજ !

ધન રે કામેલાં કોરે ભરતિયે,
અતલસ ગજી ને કિનખાબ,
આણે આવેલો અસબાબ—ઘણ રે....

મૂઢ રે મમતાથી માયા જાળવે,
જતને જૂઠના ઉચાટ,
રઝળે રતન, કટકા કાચના
કાજે કળના કબાટ,
ભોગળ ભીડેલાં કમાડ—ઘણ રે....

વાયુને અણસારે થરથર કંપતા,
જેણે ઠઠારી ઠકરાત,
મનની મંજુષા ભરચક ઠાલવી
રાખે રામની મિરાત.
તેને સાથરે નિરાંત.
ઘણ રે વાગે ને ઘડતર ઘાટમાં !

---

ગુણિયો: કાટખૂણો. રેગતી: રેખા આંકતી. ચોપેણ: લોખંડ કાપવાનું ચોરસ હથિયાર. સટામર: પતરાં સમતલ કરવાનું સાધન. ફૂલેલ: ધાર વાળવા માટેનું સાધન. ભીડ: પ્રેસ (પતરાં વાળવાનું યંત્ર). ભોપલું: પરઓનું ખાનું.

અહીં પલકહીન માંડી દૃગ, વાટ જોતી સ્મરું
બધાં અમલપાન ને મધુરપે ભરી ગોઠડી:
વળી વિહગગાન આમ્રવનનાં, કર્યાં નાવમાં
વિહાર સરિતાજલે કિરણ ચંદ્રનાં ઝીલતાં,
કપોતયુગલે કર્યાં મધુર ગુંજનો, કેલિઓ.

ફરે ઋતુનું ચક્ર, જાણ સુજને રહે ના યથા.
કશા મિલનઓરતા: ચરણ તાહરાં તો ય રે
વળે ન હજી આ ભણી, અબ અધીર મારું ઉર
સકંપ બનતું પલે પલ વિચિત્ર શંકાથકી.

તને તત્ર પથે અનંત જન સંગ આનંદ, ત્યાં
વ્યથા અરર માહરા હૃદયની હશે સ્પર્શતી?

○

## જસુભાઈ શાહ

### કમાર

ગુણિયો માપે ને છીણી રેગતી
ચોપેણુ વાઢે ધારોધાર,
નજરે લાધે ના એવા ખાંચકા
સમતલ સટામરની થાલ,
હળવો હવાનોયે ભાર;
ઘણ રે વાગે ને ઘડતર ઘાટમાં!

ધાર્યું દાબે રે ફૂલેલ રેખમાં,
ભીડમાં ઝટ અટપૈ જાય,
છૂટા રે છેડાને સાંધે ગ્યાસથી,

સાંધે કોઈ વીજળીને તાર,
જડે કોઈ રીવેટચુંની હાર–ઘણ રે....

ચાર ચાર મેલી વચમાં છાજલી,
જડિયો પાંચમે ભંડાર,
પડખે બાયે ને જમણે ભોપલાં,
હેઠળ ગુપત ડંભાર,
જેમાં હાટિયાનો સાર–ઘણ રે....

કઈ રે જણસ્યુંને કાજે વ્હોરશે ?
મનમાં કશી રે ગડભાંજ !
ધન રે કામેલાં કોરે ભરતિયે,
અતલસ ગજી ને કિનખાબ,
આણે આવેલો અસબાબ–ઘણ રે....

મૂઢ રે મમતાથી માયા જાળવે,
જતને જૂઠના ઉચાટ,
રઝળે રતન, કટકા કાચના
કાજે કળના કબાટ,
ભોગળ ભીડેલાં કમાડ–ઘણ રે....

વાયુને અણસારે થરથર કંપતા,
જેણે ઠઠારી ઠકરાત,
મનની મંજુષા ભરચક ઠાલવી
રાખે રામની મિરાત,
તેને સાથરે નિરાંત.
ઘણ રે વાગે ને ઘડતર ઘાટમાં !

---

ગુણિયો: કાટખૂણો. રેગતી: રેખા આંકતી. ચોપેણ: લોખંડ કાપવાનું ચોરસ હથિયાર. સટામર: પતરાં સમતલ કરવાનું સાધન. ફૂલેલ: ધાર વાળવા માટેનું સાધન. ભીડ: પ્રેસ (પતરાં વાળવાનું યંત્ર). ભોપલું: પડખેનું ખાનું.

# પરિશીલન

## હરિવલ્લભ ભાયાણી

સંસ્કૃત સાહિત્યની સાથોસાથ બીજી ત્રીજી શતાબ્દીથી પ્રાકૃત સાહિત્ય અને પાંચમી છઠ્ઠી શતાબ્દીથી અપભ્રંશ સાહિત્ય ખેડાવા લાગ્યું હતું અને અગિયારમી બારમી શતાબ્દીમાં રચાયેલી હોય તેવી પણ ગણનાપાત્ર પ્રાકૃતઅપભ્રંશ કૃતિઓ આપણને મળે છે.

પણ જળવાયેલા પ્રાકૃતઅપભ્રંશ સાહિત્ય કરતાં લુપ્ત થયેલાનું પ્રમાણ ઠીક ઠીક મોટું હોવાનું જણાય છે. નવમી શતાબ્દી પહેલાં થયેલા અપભ્રંશના એક મહાકવિ સ્વયંભૂએ 'સ્વયંભૂછંદ' નામે પ્રાકૃતઅપભ્રંશ પિંગળનો ગ્રંથ રચ્યો છે. એમાં પ્રતિપાદિત છંદોનાં ઉદાહરણ સ્વયંભૂએ પોતાને જાણીતા વિશાળ સાહિત્યમાંથી લીધેલાં છે. આ રીતે સો સવાસો જેટલા કવિઓનાં નામ નીચે ઉદાહરણ-પદ્યો અપાયાં છે. પણ આ નામોમાંથી પાંચ સાત નામો જ ઉપલબ્ધ પ્રાકૃતઅપભ્રંશ સાહિત્યમાંથી આપણને જાણીતાં છે. બીજાં વિશે ક્યાંયે ઉલ્લેખ સરખો પણ નથી મળતો. આ ઉપરથી લુપ્ત સાહિત્યના પ્રમાણનો કાંઇક ખ્યાલ આવશે.

સંસ્કૃત સાહિત્યના પ્રમાણમાં પ્રાકૃતઅપભ્રંશ સાહિત્ય ઘણું ઓછું જાણીતું છે. સ્વયંભૂએ અન્યથા અજ્ઞાત એવા કવિઓનાં નામ નીચે આપેલાં, મુક્તક ગણી શકાય તેવાં પદ્યોમાંથી કેટલાંક કાવ્યલેખે અત્યારે પણ આસ્વાદ્ય રહ્યાં છે.

અહીં પ્રયોગલેખે તેમાંથી થોડાંકનો ભાવાનુવાદ રજૂ કર્યો છે. સરળ નિસર્ગચિત્ર, ભાવના કે વિચારના કોઇ ચમકારાનું પીંછાને એક લસરકે કરેલું આલેખન–એટલું જ માત્ર મૂળ મુક્તકોનું સાધ્ય છે એ દેખીતું છે. પણ આ અજ્ઞાત કવિઓને પ્રકૃતિના રમ્ય, સુકુમાર, રંગભર સ્વરૂપની જેમ તેના ચંડ, ગભીર, રુક્ષ, પ્રૌઢ, ઊર્જસ્વી સ્વરૂપનું પણ એવું જ આકર્ષણ હતું એની અહીં આપેલી વાનગી પરથી થોડીક ઝાંખી થશે.

પ્રાકૃતઅપભ્રંશ કાવ્યમા વર્ણસંવાદ, પ્રાસ, છંદોલય ને સ્વરસંગીતનો ફાળો પણ કાવ્યની ચમત્કૃતિ સિધ્ધ કરવામાં ઘણો મોટો હોય છે. એ કાવ્યોના અનુવાદકને મૂળના 'અર્થ' જેટલું જ તેનાં 'શબ્દ' ને 'આકૃતિ' પ્રત્યે પણ લક્ષ આપવું પ્રાપ્ત થાય છે. એ દૃષ્ટિએ ભાગ્યે જ કશો અધિકાર હોવા છતાં યે પ્રસ્તુત પ્રયાસ કર્યો છે, તે મોટે ભાગે, ગમી તે ચીજ બીજાઓને દેખાડવાની સહજ વૃત્તિથી પ્રેરાઇને.

છંદ મૂળના નહીં, પણ મૂળની સમાસપ્રવણ ભાષાની પંક્તિઓનો સભર ભાવ સમાવવાની અનુકૂળતા આપતા લાગ્યા તે યોજ્યા છે.

ધર્મપુત્ર

## પ્રભાતના તારક

રખે કહો, આ વ્હેલે વ્હાણે
ગગને વીખર્યાં તારલિયા છે :
એ તો–
પ્રત્યુષ-ગજ મદમત્તે આવી
નિશા-લતાને ચોળી ઘુમાવી
—ચંદ્ર-વિહગ ક્યહીં ઊડી લપાયું—
તવ જે કુસુમ ખર્યાં ને, તે છે !

o

સ્વયંભૂ

## તુંગભદ્રા

આ તુંગભદ્રા ખળકતી ?
કે—
ધૂમ ધીકતા ગ્રીષ્મમાં તરસે રિબાતા સહ્ય કેરી,
ઉદધિને ઘટ્ઘટ્ પીવા, લંબાયલી જિહ્વા લપકતી ?

## પલાશ

ભેખડ-કોરે
ઊભો ડાલે
લાલમલાલ પ્રફુલ્લ પલાશ :
'બાળ્યા સૌ. મં કે બચ્યું કોઇ ?'
એમ ઊંચો થઈ
જોતો જાણે વન્ય હુતાશ.

o

સહ્ય : સહ્યાદ્રિ

## કાલિદાસ

### પલાશ

સરિતા કેરે સૂને તીરે, નમતી ડાળે
પવન પ્રકંપિત એક જ પર્ણે
ઊભો એક પલાશ :
દાવાનળમાં ભરખાયાં તે મૃત તરુવરને
સલિલના અંજલિ દેતો દીસે
એકલ મંદ ઉદાસ.

૦

## ગોવિંદ

### ધેનુનાં ધણ

નીરવ નિશામાં
ઠામ ઠામ દીસે ફર્યાં,
ઘાસથી સંતુષ્ટ
ને વાગોળતાં જડબાં હલાવે
ધેનુનાં ધણ-
ધવલ ઉજ્જ્વલ
કૌમુદીપુંજો સમાં

### આંખડી પ્રેમ-પ્રજળતી

સહુ ગોપી બની આદરથી જરી માધવ-દૃષ્ટિ-પળતી
તો પણ જયહીં જયહીં રાધા ગોરી ત્યહીં તે વળી વળી વળતી :
છુપે છુપાવી કેમ કરી, બળી આંખડી પ્રેમ-પ્રજળતી ?

૦ ૦ ૦

કવિલોકનું પ્રથમ પ્રકાશન

# શ્રુતિ

રાજેન્દ્ર શાહનો

ધ્વનિ અને આંદોલનનો અનુગામી
અભિનવ કાવ્યસંગ્રહ

'વિકસતી આધુનિક ગુજરાતી કવિતાની પ્રયોગશીલતાની
અને નવીન સંવેદનાભિવ્યકિતની ભાત એમાં ઊઠે છે.'

પ્રા. અનંતરાય રાવળ

---

મેસર્સ વેસ્ટર્ન ઇન્ડીઆ સ્ટીલ કોર્પોરેશન
લોખંડ તથા પોલાદના હોલસેલ સ્ટોકીસ્ટ્સ તેમ જ
ડાયરેક્ટ ઇમ્પોર્ટર્સ

ખંદર રોડ, ભાવનગર, (સૌરાષ્ટ્ર)

લોખંડ તથા પોલાદની આપની જરૂરિયાતો
જેવી કે

લોખંડના સળિયા, પાટા, ચોરસ, એન્ગલ બીમ, ચેનલ્સ, ટી, કાળા
અને ગેલ્વેનાઇઝડ પ્લેન તથા કોરુગેટેડ પતરાં, કમાન, કારબન ટૂલ,
સ્ટીલ તથા અન્ય પ્રકારના લોખંડ તથા પોલાદના સરસામાન માટે

ઉપરના સરનામે સંપર્ક સાધો



લક્ષમાં લેશો

લાલ

પાંખાળો

ઘોડો

બેવડી શક્તિ } મોબિલ ગેસ

બેવડું રક્ષણ } મોબિલ ઓઇલ

મોબિલ ઔદ્યોગિક ઊંજણ

ફ્લીટ...........

અને બીજી અનુપમ ગુણવાળી પેટ્રોલિયમની બનાવટો.

સ્ટેન્ડર્ડ વેક્યુમ ઓઇલ કંપની

(કંપનીના સભ્યોની જવાબદારી મર્યાદિત છે.)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

o

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૧ : અંક ૪

હેમંત ૨૦૧૪

હેમન્ત દેસાઈ

## સમાધિ

હે પ્રીતિની પંખિણી ! તેં મજાની
પ્રસંગની પાળ પરે વિરાજીને
આભાસનાં ઊર્મિ-વિહીન વારિમાં
તરું જ શું બિંબ પડેલ કેવળ
જોયા કર્યું—કિલ્લબિલ ગીત ગાયું ના ?

ભલે ન ગાયું પણ ચંચુપાતથી
એકાદ તો બુંદ રહસ્યનું લઈ
લેવું હતું એહ થકી, અને ના
એમ કર્યું તો નહિ સૂઝયું શું તને
લગાવીને ઝાપટ પાંખથી એ
સંપાટીને—મૌનની—સ્પર્શીને જરા
(ઊડી જતાં યે) થથરાવી મૂકીને
ખેડલાવવાનું દિલ ?—આવી તો કો'
સમાધિ જાણી નથી સ્વસ્થ, શાંત !

જયન્ત પાઠક

## તાપીતટે સૂર્યાસ્ત

દૂર પશ્ચિમમાં ક્ષિતિજના સાગરે
હોડકું સ્થિર મધ્યપાણીમાં તરે.
બેઠેલ તેમાં રાત્રિશો કૃષ્ણાંગ માછીમાર
નાખી જલે ગલ ને ગ્રહી દોરી કરે.
( હમણાં ફસાશે માછલી........
 ખેંચાય શું દોરી અચાનક ભીતરે ! )
ખેંચતો માછી ધીમેથી ગલ–
ત્યાં તરંગો પર ઊંચાનીચા જરા ઝલમલ
દેખાય ના દેખાય–ને સોનેરી એ
માછલીની શાંત સૌ હલચલ !

o

જસુભાઈ શાહ

## મૃત્યુ

કોઢમાં નિઃશેષ શાંતિ....
ધમણ ના ધમતી હવા
અંગાર તગતગ ઓલવાયા
ખોપરીની એરણે ઘડતર કશાં ના

ઘણુકરી લાચાર
મેલી કોઢને રેઢી
લુહાર ગયો કહીં ?

ધન કોકનું ઘાલી ગયો,
તારી ગયો વા કોકને ?

મને અગનગાડી–પૂરસમ બે તટે જ્યાં વહી
રહેલ જનમેદની–સભરથી ભરી દે મને:
બપોર–પણ હું અજાણ ઘનઘોર રાતે ન શું!
ઊભો હું ભર જંગલે–પથ વિશે છતાં નિર્ભયે!
પથે ય સઘળા ભયંકર ઠગો જ જોયા, મથે
અજાણ જણુ લૈ જવા ક્યહીંક; છેતરી લે વસુ.
ભયંકર પશુ સમાન અહીં હિંસ્ર બ્હૈ વાહનો
અતૂટ કડીબદ્ધ–સર્વ ગતિશીલ–જાણું નહીં:
(વિસર્પી અહિ શા પથો), પથ પરે રથો આ ક્યહીં
જતા? ક્યહીંથી આવતા? વણ પિછાણ જૂથે જનો!
મકાન? નહિ; જંગલી પશુની બોડ બીહામણી:
મને ભીંસત કાળ ને સ્થળની ભીડ રે ચોભણી!

## બીજું દર્શન–વિસ્મય

વિશાળ નગરી નિહાળું મકબાર શીર્ષે ચઢી:
ત્રણેય દિશ વ્યાપીને મથની શું પુરી વિસ્તરી!
સુદૂર ઘૂમટો–મિનારતણી તીક્ષ્ણ ટોચે કરી
ત્રણેય ક્ષિતિજો વિદીર્ણ વસુરાઈ દૃષ્ટિ; પડી;
અહીં ગિરિ વિશાળ વ્યોમઉદધિ: પ્રભુનો શ્રમ;
મનુષ્ય રચી સંસ્કૃતિ: મહલ–ઘુમ્મટો–હોટલો
(વિરાટ પ્રતિમા કને સ્થપતિ અંગુઠા જેટલો)!
પયોધિલહરે અડે પ્રથમ આ તટે પશ્ચિમ.
વિરાટ નિજની પ્રભુની કૃતિ સંમુખે માનવ
નર્યું નજીવ જંતુ–તોય અહીં ભીખમંગા મુખે
"હું આ નગરવાસી," એ ગરવ; ઘાસપત્તી રૂંખે
સભાન અહીં જંતુયે "હું પુરવાસી, રાની નવ"

શક્યો ન પરિપૂર્ણ વ્યાપી પ્રભુયે જ્યહીં તે છવિ
શકે કંઈક વર્ણવી અહીંથી માત્ર કોઈ કવિ.

○

રમેશ જાની

## અમે તે......!

અમે તે પરથમી કેરે
કણ કણ ઘડીઆં રે!
અમે તે અંકાશ કેરે
તેજે તે મઢીઆં જી!

અમારે તે આંગણીએ રે
રાતાં તે ફૂલડાંની
લેલૂંબ લૂમીઝૂમી ડાળ જી
એનાં તે ફૂલડાંની અમે
રંગ રાગ ફાગ ભરી
મ્હાલતાં તે કંઠ ધરી માળ જી!

અમારે તે આંગણીએ રે
ધોળાં તે ફૂલડાંની
મઘમઘ લૂમીઝૂમી ડાળ જી
એ રે ફૂલડાંની અમે
હરખે વિરાગ ભરી
રાચતાં તે કંઠ ધરી માળ જી!

અમે તે પરથમીનાં ને
અમે તે અંકાશનાં જી!
અમે તે અંધારનાં ને
અમે તે પરકાશનાં જી!

o

# દાર્શનિક કવિ, વિલક્ષણ ચિત્રકાર અને મૌલિક વિચારક

# વિલિયમ બ્લેઇક

(જેની આ વર્ષે ઉજવાઈ ૨૦૦મી જન્મજયંતીની ઉજવણી)

જયંત પારેખ

પોતે જેને 'a human awful wonder of God' કહ્યું એ જ લંડનમાં વિલિયમ બ્લેઇકે પોતાનું આખુંય જીવન (૧૭૫૭–૧૮૨૭) વિતાવ્યું હતું. છતાં એ સમય દરમિયાન એની પ્રતિભાને કોઈ પિછાણી શક્યું ન હતું. બ્લેઇક તો સાચો કલાકાર હતો. લોકોની અવગણના કે ગરીબીની વેદનાથી વાજ આવી પોતાના અંતરદીપને ઓલવાઈ જવા દે એવો બીકણ ન હતો. એને પણ સમાનધર્મા ભવભૂતિના જેવી જ શ્રદ્ધા હતી. એથી તો એ માત્ર કાવ્યો રચીને જંપ્યો ન હતો, પોતાના કાવ્યસંગ્રહોનાં પાનેપાનાં એણે એકલે હાથે રેખાંકનો ને ચિત્રોથી મઢ્યાં, એન્ગ્રેવ કર્યાં, છપાવી પ્રસિદ્ધ પણ કર્યાં. એનું આત્મબળ પણ એટલું કે એણે જે કંઈ સહન કર્યું એમાંની કડવાશનો એક અંશ પણ એના સર્જનમાં ક્યાંય પ્રવેશ ન પામ્યો.

હવે તો દિન પ્રતિદિન એની કીર્તિમાં વૃદ્ધિ થતી જ જાય છે. એ. ઇ. કહે છે: એનામાં અનંતનો અંશ વધુ છે. એને સમજવા જેમ જેમ પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ એની પ્રતિભાના નવનવા ઉન્મેષોનો પરિચય થતો જાય છે.

બચપણથી જ બ્લેઇકને બે જગતનો પરિચય હતો, શહેરી અને ગ્રામ્ય. હરિયાળાં ખેતરની નિર્દોષતા ને ઔદ્યોગિક ક્રાંતિની કડવાશ એણે અનુભવી હતી. વનરાજીનું સ્વર્ગ ને 'ભૂખરી શયતાની મિલો'નું નરક એણે ભાળ્યાં હતાં. કાળી મજૂરી

કરતી જનતાની શહીદી એણે ઉત્કટતાથી નિહાળી હતી ને હરિયાળાં મેદાનો, વૃક્ષાચ્છાદિત ગિરિવરો એને પ્રિય હતાં. ગ્રામ્યજનની નિર્દોષતા શયતાની મિલોમાં એણે નષ્ટ થતી કદી માની નહીં. અનુભવનું નરક બ્લેઇકને મન જીવનચક્રનો એક આંટો જ છે. નિયતિચક્રના આંટા પૂરા થતાં માનવ-આત્મા ફરીથી અમર શુચિતા ધારે છે, એની મૂળ નિર્દોષતા ફરીથી પ્રસ્થાપિત થાય છે, પતિત જગતની ભઠ્ઠી ફરીથી સ્વર્ગના ફુવારામાં પલટાય છે.

બ્લેઇકનાં પ્રારંભનાં કાવ્યો ને સમયે સમયે એણે લખેલાં નાનાં ઊર્મિગીતો એનાં અન્ય કાવ્યો કરતાં જુદાં તરી આવે છે. નિર્મળ ને સાહજિક સ્ફુરણાનો એ પ્રદેશ છે. એમાં આધ્યાત્મિક સાક્ષાત્કારનું સામર્થ્ય છે. આંતરપ્રકાશની રમણા છે. યુવાન હૃદય કવિને કલ્પનાની અતિશયતામાં રાચવા દેતું નથી. મુખ્યત: આ કાવ્યોમાં એક બાળકના ધગશભર્યા હૃદયની ઊર્મિઓ વ્યકત થાય છે. ભાષામાં હૃદયસ્પર્શી સારલ્ય છે. ભાવમાં નિર્મલ આવેગ છે. આ નાનાં કાવ્યોમાં રોમેન્ટિક કવિતાનો પ્રાણ ધબકે છે: પછી એ 'પોએટિકલ સ્કેચિઝ'ને 'સોંગ્સ ઓફ઼ ઇનોસન્સ' જેમ પ્રેમ ને સુખનાં ગીત હોય કે 'સોંગ્સ ઓફ઼ એકસપિરિયન્સ' જેમ હીનતામાં રાચતા જગત માટે વેદના ને વિપ્લવના પોકાર હોય. વિશ્વનું એક બાળકનાં ચક્ષુ દ્વારા અહીંયાં દર્શન થાય છે, એની ઇન્દ્રિયો દ્વારા વિશ્વ અનુભવાય છે, એના હૃદય દ્વારા એનો ન્યાય થાય છે. આ બાળક માનવમનની અત્યંત સુકુમાર, પણ નીડર ભાવનાઓનું પ્રતીક છે—એક ખેડૂતના આત્મામાં કવિતાનાં ઉદ્દ્ગમ ને આંતરસત્ત્વ વર્ડ્ઝવર્થે નિહાળ્યાં તેમ.

શબ્દો સરળ છે, વિચારો સરળ છે, બંને દૂધસાકર

જેમ એકરસ થઇ ગયાં છે. શબ્દની સપ્રમાણ યોજના અનાયાસ સુઘડતા આણે છે. જે ઊર્મિમાંથી ઉદ્ભવ્યાં એનાથી જ રસેલાં હોવાથી એમાં વક્તવ્યની તીવ્રતા છે, સંગીતનો સ્વાભાવિક લયવાહી પ્રવાહ છે. એક શબ્દ બીજા શબ્દ સાથે તાલથી એકરૂપતા સાધે છે. આર્દ્ર હૃદયનું ઊર્મિમાધુર્ય વહાવતી આ કવિતામાં એલિઝાબેથના સમયની કવિતાનું ઊર્મિઝરણ ફરીથી સ્ફુરણ પામે છે એમ કહી શકાય.

બાળકના શબ્દભંડાર જેટલો જ સરળ એનો શબ્દ-ભંડાર છે, એનાં ભાવપ્રતીકો ગુલાબ, સૂર્યમુખી, સિંહ, ઘેટું, વાદો, કીડી, બાલકબાલિકા–સંખ્યામાં ઓછાં છતાં સર્વમાન્ય છે. પ્રારંભની કવિતામાં પણ ગુલાબ, ઘેટાં વગેરેનો પ્રયોગ રૂપકાત્મક છે, અનેક અર્થોનો દ્યોતક છે. મહાન ધર્મો ને ચિરંતન સંસ્કૃતિનાં નિર્માણ જેનાં પર મંડાયાં છે એ પ્રતીકોમાં પણ બ્લેઇકનાં પ્રતીકો જેવી જ સરલતા ને સર્વમાન્યતા હોય છે, સૂર્યને તારાઓ જેવી, અભણને પણ સહજગમ્ય. એક એક ગીત એક એક કલ્પના સૃષ્ટિ ખડી કરે છે.

મહાન કવિના બે પ્રકારનાં પ્રતીકો યોજે છે. એક પ્રકાર તે શબ્દ–જે જાગૃત વિચારનું પરિપૂર્ણ વાહન છે. બીજો પ્રકાર તે ચિત્રભાષા. આપણું અચેતન (Unconscious) શબ્દથી અજાણ છે, છતાં ઝંખના ને ભીતિ અનુભવે છે, પ્રાથમિક પરંતુ ગહન અનુભવ માણે છે ને એનું સ્વપ્નમાં છતાં થતાં પ્રતીકોમાં રૂપાંતર સાધે છે. સર્વ મનુષ્યોમાં આ સુષુપ્ત પડ્યું હોય છે. તેનો શેક્સપિયર, કોલરિજ, બ્લેઇક જેવા દૃષ્ટા ને કલ્પક કવિઓ જીવંત સ્પર્શ માણે છે. દંતકથા ને કવિતાની ભાષા, જ્યાં આવાં પ્રતીકો સર્જાય છે તે એક જ મૂળમાંથી ઉદ્ભવ પામે છે. આ પ્રતીકો બુદ્ધિગ્રાહ્ય વિચારને

નહીં પરંતુ આત્માનાં ઊંડાણમાં ગુંજતાં સંગીતને વ્યક્ત કરે છે. જાગૃત વિચારના મર્યાદિત વર્તુલમાંથી પાર લઇ જઇ અર્થના અનેક પાસાંનાં દર્શન કરાવે છે. પ્રોફેટિક બુક્સ (બુક ઓફ થેલ, મેરેજ ઓફ હેવન એન્ડ હેલ, વિઝન્સ ઓફ ધી ડોટર્સ ઓફ આલબિયોન, અમેરિકા, ધી ફોર ઝોઆસ, મિલ્ટન ને જેરૂસલેમ)માં બ્લેઇક આવાં પ્રતીકોનો, આવી ચિત્રભાષાનો ઉપયોગ કરે છે.

એક વખત એને 'inchoate ramblings of a disordered mind' ગણવામાં આવ્યા હતા. અલબત્ત એમાં અગાઉનાં ગીતો જેવો સરલ ઊર્મિપ્રવાહ નથી તો પણ પુરાણોમાં અને જાતકકથાઓમાં દશ્યમાન થતી કાવ્યકલાનો અહીં આપણને પરિચય થાય છે. એનો આસ્વાદ લેવા, વિકસતી સંસ્કૃતિએ છેલ્લાં બે એક હજાર વર્ષથી વિચારની–તર્કની જે લઢણો પ્રગટાવી છે તેના બંધનમાંથી આપણે મુક્ત થવું જરૂરી બને.

એમાં બ્લેઇક એવાં સત્ય ઉચ્ચારે છે જે જગતે હજી જાણ્યાં નથી. સ્વપ્નસૃષ્ટિમાં જાગૃત ચેતના સાથે એણે પ્રવેશ કર્યો છે. એના જીવનકાળ દરમિયાન માનસશાસ્ત્રની બહુ ઓછાને જાણ હતી, એ કારણે અર્થોદ્બોધન બાહ્યજ્ઞાનથી મર્યાદિત હતું. આજે માનસશાસ્ત્રે આપણી સમક્ષ અનેક વિશ્વો ખડાં કરી દીધાં છે. બ્લેઇકની કવિતા આવકાર પામે છે એનું એ પણ એક કારણ છે.

ભાષાદષ્ટિએ, થોડા સુંદર ખંડો બાદ કરતાં નિરાશા જન્મે છે. પરંતુ એનો સાચો આનંદ માણવા માટે એને દંતકથા તરીકે વાંચવાની આવશ્યકતા રહે છે. કોઇ પણ ભાષાની

મહાન કવિતામાં એની ગણના થઈ શકે એમ છે. દાન્તે શેક્સપિયર, મિલ્ટન, જેમ્સ જોઇસનાં સર્જનની જોડાજોડ એ બિરાજે છે. શેક્સપિયરના કેલિબાન, એરિયલ કે લિયર, જોઇસની આના લિવિયા, બ્લેઇકની ફેર ઓથાસનો પૂર્ણ નાશ પામતા દંતકથાને દંતકથા તરીકે વાંચવાની કલા સાધ્ય કરી રહે. એ સાધ્ય થતાં શબ્દમાં રાચતી કવિતા આપણને કદાપિ નહીં સ્પર્શે.

માનવમનનું તદ્દન નવું દર્શન નવી નૈતિકતા સૂચવે છે. અર્વાચીન માનસશાસ્ત્રીઓએ આ સ્વીકાર્યું છે. આમ બ્લેઇક નવી નૈતિકતાનો તીવ્ર પયગંબર બન્યો. સ્વર્ગ ને નરક, 'બુદ્ધિ' ને 'શક્તિ'—અથવા માનવની મૂળ એકતાનાં ચેતન અને અચેતન એ બે પાસાં—નું ઐક્ય એણે ઝંખ્યું.

માનવમનનું એનું દર્શન જેટલું અર્વાચીન છે એટલી જ અર્વાચીન છે એની આધ્યાત્મિક રીતિ. ચિત્રકલા, સંગીત ને કવિતા એને મન 'સ્વર્ગ' સાથે સંવાદ' સાધવાના, દિવ્ય માનવતાની સુષુપ્ત શક્તિમાં ચેતના ને વાસ્તવિકતા જગાવવાના ત્રણ માર્ગ છે. પ્રાચીન ધાર્મિક દંતકથાનાં પ્રતીકોએ પણ એ જ કર્યું હતું. આમ કવિતાને એ અર્વાચીન માનવની સાચી દંતકથા ગણે છે.

માનવઆત્માનું સ્વરૂપ ને એની મુક્તિ વિશે બ્લેઇકે સહજ પ્રેરણાથી જે કંઈ કહ્યું એ આધુનિક માનસશાસ્ત્રની કસોટીએ પણ સાચું ઠરે છે એમાં જ એની મહત્તા છે. વૈજ્ઞાનિકની બૌદ્ધિક પ્રામાણિકતા સાથે સંતની પવિત્રતાની ભાવનાનો સુમેળ સાધીને ભૂતકાળની ધાર્મિક પ્રેરણાને વર્તમાન માનસ-શાસ્ત્ર વચ્ચે એ સેતુરૂપ બને છે.

અંગ્રેજી ચિત્રકારોમાં એનું સ્થાન આગવું છે. એણે સર્જેલી માનવાકૃતિઓનાં શક્તિ ને સૌંદર્ય સહેજે માઈકલ-એન્જેલોનું સ્મરણ કરાવે છે. એવી એક અતીન્દ્રિય ચેતના છે જે માનવદેહને ગુરુત્વાકર્ષણના પાશમાથી મુક્ત કરી જમીનથી અદ્ધર રાખે છે, 'Nature has no outline, but imagination has,' આથી નાશવંત ચક્ષુ જોઈ શકે એ કરતાં સ્પષ્ટ ને સુદૃઢ રેખા જે કલ્પી શકતો નથી એ વાસ્તવમાં કલ્પના જ કરતો નથી; આવું એ માનતો હોવાથી જ એની કલ્પનાસૃષ્ટિની આકૃતિઓ અત્યંત સ્પષ્ટ ને ઉઠાવદાર રેખા ધરાવે છે, જગતનાં દુ:ખ ને દૈન્ય એમને નડતાં નથી ને એ પવનમાં તેમ જ અગ્નિમાં યથેચ્છયા વિહરી શકે છે.

બાહ્ય પ્રકૃતિને એ અવરોધાત્મક ગણે છે, પગના કાદવ જેવી. 'હું બારીમાથી નીરખું છું, બારી વડે નહીં,' એમ કહી આંખ ભાળે તે જ સાચું એ માન્યતાનો છેદ ઉડાવે છે ને કોલરિજની જેમ કલ્પનાની પ્રતિષ્ઠા કરે છે. દેહને આત્માના ને ક્ષણિક જગતનાં પ્રાકૃતિક સ્વરૂપોને અનંતના આવિષ્કાર રૂપે નિરૂપવામાં એની પ્રતિભાનાં દ્યલાં દર્શન થાય છે.

કેથલીન રાયને તો કહ્યું છે: 'Take him as one will as artist, poet or religious revolutionary, Blake is a figure whose stature overtops all but the greatest men of genius that England–or for that matter, the Western world–has known.'

# કવિનો શબ્દ

નિરંજન ભગત

અત્યારે અહીં ઉપસ્થિત થતાં મને અતિશય આનંદ ઊપજે છે. કવિ-સંમેલનનું ઉદ્ઘાટન કરવું એ કોઈ પણ વ્યક્તિ માટે એક લ્હાવો છે, જેને વિશે કવિ હોવાનો વહેમ છે, એવી વ્યક્તિ માટે તો સવિશેષ. આ લ્હાવો લેવાની તક આપવા માટે આ સંમેલનના સંચાલકોનો આભાર માનું છું. પણ મારે એમનો બેવડો આભાર માનવો જોઈએ. એક અંગત ઋણનો સ્વીકાર કરવાની તક આપવા માટે પણ હું એમનો આભાર માનું છું. મને, ગુજરાતના સંતાનને કવિતાની મોહિની કરી બંગાળના એક કવિએ. એથી નિખિલ ભારત બંગ સાહિત્ય સંમેલનના ઉપક્રમે કવિસંમેલનનું ઉદ્ઘાટન કરવાનું સદ્ભાગ્ય એક ગુજરાતી કવિને પ્રાપ્ત થાય એ સર્વથા ઉચિત છે. આરંભમાં જ આમ અંગત ઉલ્લેખ કરવા માટે આશા છે કે તમે ક્ષમા કરશો. આ ભૂમિના અસંખ્ય સંતાનોની જેમ હું પણ જીવનના કિશોરકાળમાં જ રવીન્દ્રનાથની કવિતાથી મુગ્ધ થયો. અલબત્ત, અંગ્રેજી અનુવાદોમાં જ મેં એનો આસ્વાદ કર્યો. કવિતા સાથેનું આ મારું પ્રથમ મિલન. જીવનના સૌ પ્રથમ મિલનોની જેમ આ મિલન પણ અનિર્વચનીય અને અવર્ણનીય છે. એની અસરમાં મેં સોએક કાવ્યો અંગ્રેજીમાં રચ્યાં, અલબત્ત આ અનુચિત જ હતું. પણ અનિવાર્ય હતું. આ અનુવાદોમાં રવીન્દ્રનાથના સંગીતની મધુરતા મને ન મળી—આ અનુવાદો યેટ્સ અને પાઉન્ડ બંને કહે છે કે મધુર છે તે છતાં. રવીન્દ્રનાથનાં કાવ્યો અનુવાદક્ષમ નહીં એવી મૂળ ભાષામાં વાંચી શકું એમ બંગાળીનો સ્વાશ્રયે અભ્યાસ કર્યો. આ બીજી અસરમાં

મેં થોડાંક ગીતો બંગાળીમાં રચ્યાં. આ પણ સર્વથા અનુચિત હતું, પણ અનિવાર્ય હતું. ત્યાર પછી મેં મારી માતૃભાષામાં કાવ્યો રચ્યાં. આ અંગત કથા કહેવાનું અહીં સાહસ કરું છું કારણ કે એનો વ્યાપક અર્થ છે, શબ્દો વ્યક્ત કરે એથી કંઈક વિશેષ અર્થ છે. મને લાગે છે કે એથી બંગાળી કવિતા અને ગુજરાતી વાચકો–કહો કે આ ભૂમિના કોઈપણ ભાગના વાચકો–વચ્ચેનો સંબંધ અને આ ક્ષણે અહીં મારી ઉપસ્થિતિનું કારણ સ્પષ્ટ થાય છે.

બંગાળ અને ગુજરાત વચ્ચે હજારથી વધુ માઈલોનું અંતર છે. આકાશયાત્રી સૂર્યદેવે પણ આ અંતરનો સ્વીકાર કર્યો છે. પણ કવિતા સૌ અંતરોનો લોપ કરે છે. કવિતા ભૂગોળની સીમાઓ અને ઇતિહાસની દીવાલોથી પર છે. એણે કદી પંચાંગ માટે પરવા કરી નથી ને નકશા ભણી નજર કરી નથી. કવિતા મનુષ્યને સ્થળ અને કાળનાં બંધનમાંથી મુક્ત કરે છે. અહીં એક જ મંચ પર બંગાળ અને ગુજરાતના કવિઓ એકત્ર થયા છે. અહીં એથી બંગાળ અને ગુજરાત એક થયાં છે. આ મંચ, મારે મન, ભારતની વાસ્તવિક એકતાનું, આધ્યાત્મિક એકતાનું પ્રતીક છે. આ દેશે આ એકતા આ મંચ પર જ સદાય સિદ્ધ કરી છે. અહીં આ કવિઓ માત્ર એક જ મંચ પર વિરાજે છે એટલું જ નહીં પણ એક જ પ્રવૃત્તિમાં, એક જ પરિસ્થિતિમાં વસે છે. આપણે આ દેશમાં આજ લગી બંગાળી કવિતા અને ગુજરાતી કવિતા એમ વિચાર કર્યો છે. પણ હવે આપણે આપણા ઇતિહાસની એ ક્ષણે આવ્યા છીએ કે જ્યારે આપણે એમનો ભારતીય કવિતા તરીકે વિચાર કરવો રહ્યો. આજ લગી ભારતીય ભાષાઓમાં ભિન્ન ભિન્ન સાહિત્ય હતું, હવે ભિન્ન ભિન્ન ભાષાઓમાં ભારતીય સાહિત્ય હશે. આ સંસ્થાનું નામ

છે 'નિખિલ ભારત બંગ સાહિત્ય સંમેલન'. એ પૂર્વે એનું નામ હતું 'પ્રવાસી સાહિત્ય સંમેલન.' ત્યારે પણ એ સંમેલન પ્રવાસી તો હતું જ પણ માત્ર બંગ સાહિત્ય પૂરતું જ મર્યાદિત હતું. આજના નવા સંદર્ભમાં હવે એના પ્રાદેશિક સ્વરૂપ પરથી ખસીને, સ્વાભાવિક જ, એના રાષ્ટ્રીય સ્વરૂપ પર ભાર મૂકવામાં આવ્યો છે. એના નામાભિધાનમાં માનું છું કે આ સંમેલને 'બંગ સાહિત્ય' શબ્દોથી પણ વિશેષ 'નિખિલ ભારત' શબ્દો પર ભાર મૂક્યો છે. આ મંચ પર ગુજરાતી કવિઓની ઉપસ્થિતિ, ગુજરાતી સાહિત્ય વિભાગ વગેરે સૌ એના રાષ્ટ્રીય સ્વરૂપના સાક્ષી છે.

સારોય સમય મેં બંગાળી કવિઓ અને ગુજરાતી કવિઓ એમ ઉલ્લેખ કર્યો, પણ કાવ્યસૃષ્ટિમાં કે આ કવિસંમેલનમાં નથી કોઈ બંગાળી કે નથી કોઈ ગુજરાતી, છે કેવળ કવિઓ. સાચો બંગાળી કે ગુજરાતી કવિ બંગાળ કે ગુજરાતથી પર છે કારણ કે બંગાળ કે ગુજરાતના સીમાડા એને સમાવી ન શકે એવા સાંકડા છે. એ એની પોતાની કલ્પનાભૂમિમાં, સ્વતંત્ર સર્જનસૃષ્ટિમાં વસે છે કે જે માત્ર બંગાળ કે ગુજરાતને ભારતને જ નહીં પણ સમસ્ત વિશ્વને સમાવી લે એથીયે વધુ વિશાળ છે. કોઈ પણ કવિ માત્ર જન્મે જ બંગાળી કે ગુજરાતી છે, સ્વભાવે તો એ વિશ્વનાગરિક છે. એથી રાજકારણી પુરુષ જે કંઈ તોડે છે તે કવિ સર્વત્ર અને સર્વદા જોડે છે, અને વારંવાર સમષ્ટિનો સંવાદ અને માનવહૃદયનું ઐક્ય સિદ્ધ કરે છે. કવિની શ્રદ્ધામાં અને કવિની પ્રતિભામાં મનુષ્યજાતિની આશા છે. અહીં જે કાવ્યોનું ગાન કે પઠન થશે એમાં મને શ્રદ્ધા છે કે આ સંવાદ અને ઐક્ય પ્રગટ થશે.

અહીં જે કવિઓ ઉપસ્થિત છે તેઓ આ તત્ત્વોને

વધુ માર્મિકતાથી પ્રગટ કરે છે. સમાન પરિસ્થિતિમાં વસ્નેને સમાન કલાપ્રશ્નોને તેઓ સામનો કરે છે એથી એમની મુશ્કેલીઓ અને મૂંઝવણો પણ સમાન છે. એથી એક કવિ આ મુશ્કેલીઓ કે મૂંઝવણોને ઉકેલવામાં બીજો કવિ કેમ સફળ થાય છે કે સફળ નથી થતો એ જોઈજાણીને કેટકેટલું પામી શકે! સૌ કવિઓ સમાન સંઘર્ષોમાં સંડોવાયા છે. આ સંઘર્ષોનું વર્ણન એલિયટ આમ કરે છે:

"શબ્દોનો ઉપયોગ કરવાનું શીખવાનો પ્રયત્ન કરું છું, પ્રત્યેક પ્રયત્ન એ નવો આરંભ છે અને વિશિષ્ટ પ્રકારની નિષ્ફળતા છે." અને એમને 'અસ્તવ્યસ્તતા પરનું આક્રમણ' તથા 'જે ખોવાય છે, જડે છે અને વળી ખોવાય છે એને પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ' કહે છે. સૌ કવિઓ આ સાહસમાં, સંવાદની સૃષ્ટિની આ સાહસયાત્રામાં, કવિશબ્દની, સુસ્પષ્ટ શબ્દની, સંપૂર્ણ શબ્દની આ શોધમાં અને આ ભવ્ય નિષ્ફળતામાં સહભાગી છે.

આ પૃથ્વી પર રોજ અસંખ્ય શબ્દોનો ઉચ્ચાર થાય છે. પણ એ શબ્દો જન્મતાંવેંત હવામાં, હળવી ફૂલ હવામાં ઓગળી જાય છે. માત્ર કવિનો શબ્દ જ જીવે છે. એ અજર છે, અમર છે, અ-ક્ષર છે. કવિનું વિશિષ્ટ કર્તવ્ય માલાર્મેના પ્રસિધ્ધ શબ્દોમાં છે 'જનસમુદાયના શબ્દોને શુદ્ધતર અર્થ અર્પવાનું.' કવિનો વિશેષ ધર્મ 'લોકબોલીની શુધ્ધિ' કરવાનો છે. શબ્દરૂપી રહસ્યની એ અનંત ખોજ કરે છે. અને એથી મનુષ્ય માત્ર જે કંઇ અનુભવે છે એને માટે સુયોગ્ય શબ્દ શોધવાની કવિની વિરલ શકિત છે. સૈકાઓથી કવિને દ્રષ્ટા, સર્જક, વિધાયક કહ્યો છે તે એની અદ્ભુત મંત્રશકિતને કારણે. કવિ જેનો જેનો મંત્રોચ્ચાર કરે છે તે સૌએ અસ્તિત્વ ધરાવવું પડે છે. પ્રાચીન અને મધ્યકાલીન યુગમાં આ શકિતને

જાદુ અને ચમત્કૃતિ કહી, અર્વાચીન યુગમાં એને સર્જકકલા કહીએ છીએ. કવિ શબ્દ દ્વારા જીવનને અર્થ અર્પણ કરે છે અને શબ્દ દ્વારા જ એ અર્થના રહસ્યનું ઉદ્‌ઘાટન કરે છે. શબ્દ દ્વારા જ એ રહસ્યની પરિસીમા પર વિહરતા વાસ્તવને અને વાસ્તવના કેન્દ્રમાં વસતા રહસ્યને પ્રગટ કરે છે. શબ્દ દ્વારા જ એ જીવનનું સત્ય શોધે છે અને એનો સામનો કરે છે. આ શબ્દ વિના આપણું જીવન અર્થહીન અને આપણું જગત આશ્ચર્યહીન બની જાય. એથી આપણે સૌ પ્રેમપૂર્વક અને કૃતજ્ઞતાપૂર્વક આ શબ્દનું, કવિના શબ્દનું શ્રવણ કરીએ.

(અમદાવાદમાં '૫૭ના ડિસેમ્બરની ૨૮મી એ નિખિલ ભારત બંગ સાહિત્ય સંમેલન'ના ૩૩મા અધિવેશનમાં કવિસંમેલનના ઉદ્‌ઘાટન પ્રસંગે અંગ્રેજી પ્રવચનનો અનુવાદ.)

o

## સુરેશ દલાલ

### ભેળી કરી દે ભસ્મ

જેનું અકાળે મૃત્યુ થયું
એવા મિલનનું શબ લઈને હું સરું
શેરી થકી સંસારની....

આગ મારા અંગમાંથી જાગતી
બન્નેયની ભેળી કરી દે ભસ્મ
એવી લાગતી....

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

'કવિલોક', ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિલોક
પુસ્તક ૧ : અંક ૫
શિશિર ૨૦૧૪

હરીન્દ્ર દવે

## પત્ર

ઉકેલતી તું ગડ પત્રની મૃદુ
હસ્તે, ઉકેલાય ગડી શું ચિત્તની ?
આ નેત્રની તો ગતિ પંક્તિઓ વિશે
પરંતુ ત્યાં સંસ્મૃતિની અતીતમાં !

આ શબ્દ છેકેલ, અને તું થંભતી.
સ્વયં લખાઇ ગયું શું હશે અહીં
સંકોચ જેને મિષ એમને ? હસી
થોડું, મીંચી નેત્ર જતી તું બે પલ !

ને પત્રનો તો પથ આ પૂરો થયો
તો યે ગતિ–વ્યાકુળ નેત્ર આ કશાં
ફરી ફરી એ જ પથે સરી રહ્યાં,
આંકી રહ્યાં કેવી પ્રસન્ન ખિન્નતા !

તેં પત્રનું વાચન કીધ તે સમે
તારે મુખે મેં લિપિ પ્રેમની પઢી !

## ગની દહીંવાળા

### યાચના

લઈ લો રૂપ મારું, આપની સૂરત મને આપો!
તમે તરણું ઉપાડી લો અને પર્વત મને આપો!
જગતથી આગવી એવી નજર અંગત મને આપો!
લુંટાવી દો બધીયે બાગ પણ રંગત મને આપો!
નથી માગ્યું કદી કે આભનું કિસ્મત મને આપો!
ધરાની લાજ ખાતર શીશ તો ઉન્નત મને આપો!
બધે વ્યાપક હો એવું દર્દ સર્વાંગત મને આપો!
ખુદા થૈને રહો કિન્તુ બધી ખલકત મને આપો!
હવે મંઝિલ નિકટ આવી ગઈ છે તૂટતા શ્વાસો!
તમે થાકી ગયા હો તો જરી હિંમત મને આપો!
નજર કે' છે કે જીવનમાં ભરી લઉં હાસ્ય ફૂલોનું,
કહે છે દિલની દુન્યા, દર્દની દોલત મને આપો!
'ગની' થાકેલ કેરું દિલ કહે છે પુત્રની પેઠે;
તમે આરામથી બેસો. બધી આરત મને આપો!

o

## ઉશનસ્

### ગાંધીજીને

તમને હજી યે આ પ્રજામાં છે રસ?
આપની જ્યાં ત્યાં ઊભી કરતી ફરે પ્રતિમા બસ.
તેજની મૂર્તિ પિતા! તમ અંધતમ છે વારસ,
આદર્શનો અપભ્રંશ જ્યાં છે આરસ!

ક્રુસ

ઊર્ધ્વ અભિનવ સત
આડો હઠીલો જીર્ણ કોઈ મત-મમત;
પ્રાચીન કાળી રાત,
તે ઉપર નૂતન પ્રભાત;
એ સનાતન સૂક્ષ્મ ક્રુસ;
(તેથી જ ત્યાં નિત લોહીનો રાતો વરણ
ફૂઝી રહે તાજો જ વ્રણ!)
તેની ઉપર કોઇ ન કોઈ યુગપુરુષ
ચઢતો રહે ચારે દિશા
યુગ યુગ તણો નૂતન ઈસા.

o

## રતિલાલ 'અનિલ'

### પડછાયો

જીવન નદીને તીર, તરસ્યો મારો પ્રાણ;
ઉપર તપતો કાળ, પડછાયો પાણી પીએ!

⁂

માનવે રક્ષણને કાજે ભીંત પણ ઊંચી ચણી,
ભોંય પરનો એનો પડછાયો ઊઠી અદ્ધર થયો!

⁂

## મને કંઈ ખબર નથી !

કેવો હતો વિલાસ, મને કંઇ ખબર નથી !
હું તો હતો ઉદાસ, મને કંઇ ખબર નથી !
આવે છે શી સુવાસ !–મને કંઇ ખબર નથી !
અંતર, તું ખુદ તપાસ !–મને કંઇ ખબર નથી !
કંઈ તુજ હોશમાં છે, મને શોધી ક્યાં રહ્યો–
ભીતર કે આસપાસ ?–મને કંઇ ખબર નથી !
વસતિ સમું તો 'કંઈક' હૃદયમાં જરૂર છે !
કોણે કર્યો નિવાસ, મને કંઇ ખબર નથી !
જીવનમાં માત્ર તું જ હતી, એ જ યાદ છે !
રાહત હતી કે ત્રાસ, મને કંઇ ખબર નથી !
તારો કે મારા મુગ્ધ મનની ઘેલછા તણો ?
કોનો હતો હું દાસ, મને કંઇ ખબર નથી !
બેચેન એટલો હતો કે ભાન ના હતું,
શાની હતી એ પ્યાસ ?–મને કંઇ ખબર નથી !
તારા તરફ વળ્યો હતો કે તું જ પ્રેરતી ?
કોનો હતો પ્રયાસ, મને કંઇ ખબર નથી !
દષ્ટિ ને આંખ આપને આપી દીધાં હતાં,
સાચું હતું કે ભાસ, મને કંઇ ખબર નથી !
આભા હતી એ રૂપની કે પ્રેમનો પ્રકાશ ?
શાથી હતો સુહાસ ? મને કંઇ ખબર નથી ?
કેવળ હતી યુવાની–મને એ જ યાદ છે,
કેવા દિવસ ને માસ !–મને કંઇ ખબર નથી !
મંઝિલની ધૂનમાં જ સમય એ વહી ગયો !
કેવો રહ્યો પ્રવાસ–મને કંઇ ખબર નથી !
તારા ચમનની મ્હેક હું ભૂલ્યો નથી 'અનિલ,'
શાની હતી સુવાસ–મને કંઇ ખબર નથી !

o

અમૃત 'ઘાયલ'

## બાગ

હૃદયનો ભાગ કહો તો હૃદયનો ભાગ હતો;
હતો, અહીં જ અમારો ય એક બાગ હતો!
અરે એ બાગ હકીકતમાં રમ્ય બાગ હતો!
કે રાગ બદલે તપસ્વીનો જેમાં ત્યાગ હતો!

કે પુષ્પ ખૂબ હતાં, ખુશનુમા પરાગ હતો!
દિલેય ઓર હતું, ઓર કંઈ દિમાગ હતો,
બિછાત એવી હતી જેના પર ન દાગ હતો;
અગર કો' દાગ હતો તે ય પણ ચિરાગ હતો!

સદાય તપતો હતો માથે સૂર્ય સોનાનો;
હતો સુવર્ણ સમય: સોહ્યલો સુહાગ હતો.
પરિન્દ રેલી રહ્યાં'તાં સમા સમાના રાગ!
બસંત કોઈ સમે, કો' સમે બિહાગ હતો.

કમળ તળાવડીમાં રાજહંસ તરતા'તા;
કે જેની પાસ જમાનાનો હંસ, કાગ હતો.
એ ફૂલ્યો ફૂલ તણી ફાંટમાં ન માતો'તો,
કે જેવો બાગ હતો એવો એનો ફાગ હતો.

હતો સુમેળ સુરીલો સુમન સુમન વચ્ચે;
કે ભિન્ન રંગ છતાં સૌનો એક રાગ હતો.
સતત ભીંજવતો હતો મનને મીઠો મેઘરવો;
અથાગ સ્નેહ હતો, પ્રેમ પણ અથાગ હતો.

લગીર ઊંઘ ના ગફ્લત તણી ફરકતી'તી;
કે પ્રાણ પાંખડી સુદ્ધાં તણો સજાગ હતો.
ગયો છે આભડી એવો નથી ઊઝરતો બાગ;
ગજબનો ઝેરીલો 'ઘાયલ,' એ ગોરો નાગ હતો!

o

## પ્રભાશંકર તેરૈયા

### રંગલીલા

નીલ સાળુ ગૌર તારે દેહ
નેત્રમાં શ્યામલ હીરાનાં તેજ
લાલી હોઠની
ને કર્ણફૂલ વિલોલ
પીળી ઝાંય જેની કપોલ પર
ખળકંત તારે કર કશાં કંચનતણાં કંગન!
રંગની તારી કલા
શી ચિત્તને આકાશ મારે આંકતી
આ ઈન્દ્રધનુ કેરી લીલા!

o

ઇ. પ્ર. કપુરશંકર

## ઉતાવળ

આ સ્ટેશને પોલીસ પંચક્યાસ
નિશ્ચેષ્ટ સૂતા શબનો.
નિહાળતાં રૂંવે રૂવે કંપ....
પરંતુ જંપ
અહીં ન દીસે પળનો ય કોઇને !
શી પૂરવેગે ઘુમરાઇ રે'તી
આ માનવી જીવનની ઉતાવળ
જિજીવિષાની !

તહીં તો નિશાન
એ દેહની ઓળખ કાજ ન્યાળવા
છેડો ધીમે ચાદરનો ખસેડતાં...

એ આકૃતિ..
કાગળ કોટના...ને
બાંધેલ કાંડે ઘડિયાળ...

રે આઠને પચ્ચીસ !
ટ્રેન વેળ...
વાગી રહે વ્હીસલ..
ને ઉતાવળે
ઓફીસને મારગ હું...

o

## હેમન્ત દેસાઈ

### કદર કીધી!

મહોબ્બતથી કે નફરતથી તમે એક જ નજર કીધી!
ખબર ના શી ગજબની દિલ ઉપર એણે અસર કીધી!

સમુંદરની છટાથી ઊછળી ઊઠયું હૃદય એવું,
ઘડીભર ખળભળી ઊઠી કિનારાએ ફિકર કીધી!

તમે અપરાધ ગણશો તે લઈ લેશું બધા માથે,
ખરેખર ભૂલમાં થઈ ગઈ હશે ભૂલે અગર કીધી!

હલાહલ ગટગટાવીને ય દિલ આ જીવતું રાખ્યું,
જવાનીને અમે તો વેદનાથી તરુણતર કીધી!

અહીં તો ખોઇને બેસી જવાનું છે વિજય માટે,
નથી એ પ્રીત કીધી જો હૃદય ખોયા વગર કીધી!

વધારી મૂકયું ગૌરવ શું કરી સહવાસ મીઠેરા
ગુલોએ મ્હેરબાની કેટલી કંટક ઉપર કીધી!

કોઈ ભૂલા પડેલા પંખીએ ઊડી જવા માટે
સજાવી પાંખ સૂરજની પ્રતીક્ષા રાતભર કીધી!

કરી શકતા નથી શું શકિત પર નિર્ભર રહેનારા?
ગગન અજવાળવાની એક તારાએ જિગર કીધી!

રહી મંજિલ સદાયે બે-પતા, થાકયાં ચરણ તોયે,
અમે કૈં કેટલી યે ધૂનમાં એવી સફર કીધી!

તમારા સ્નેહનું ના મૂલ્ય ચૂકવાયું પૂરેપૂરું;
અમે એ ગીતમાં ગૂંથી, થઈ તેવી કદર કીધી!

જયંત પારેખ

## અંધકારમાં

અંધકારમાં
આ ચીસ કોની ?
—મુજ ઊંઘને કરે વિચ્છિન્ન—
કો થાપટ પાંખની ?
અરે, શો મુક્તિ કેરો તલસાટ !
ચલ્લી ને માર્જાર ?

ખોલું સ્વિચ..
બિલ્લી ભાગતી.

પિંખાયલાં પિચ્છ, ઢળેલ પાંખ,
ને નેત્ર મૂર્છામહીં શાન્ત,
છાતી છતાંય આછી ધડકંત...

એને
ધરી રહું નીડ વિષે
-(સુરક્ષિત ?)

વાતાયને મેં કીધ જાળી બંધ.

ફરી ઢળું ઘેન ભરેલ સેજમાં..

આ નીડ..
આવાસ..
અરે નિખિલ સૌ
વળી ફરી આવૃત અંધકારમાં...

૦

## કમલ વૈદ્ય

### દૂર, સંનિધિમાંહિ

'હું સલિલ કેરે પંક,
તારે ગગન ગોખ, મયંક !
અંતર આપણી એ મધ્યનું તે–'

'પદ્મિની હે !
–શૂન્ય.
જો તું કોણ તારે અંક !'

○

## ગીતા પરીખ

### મૌન

મૌન બન્યું મુજ વાણી :
હોઠ તણા બે તટ વચ્ચેથી
વહે ન ઉર સરવાણી....મૌન·

સાગર તટના ઘુઘવાટે
જલ ઊંડાં નહીં જણાયે,
મઝધારે નીરવ નીર નીચે
નહિ તલ–તાગ પમાયે,
આંસુમાં જે વહી વ્યથા ના,
ફરકી હોઠે હર્ષ કથા ના,
મૌને તેય ઝિલાણી....મૌન·

○

## બુચ

'બુચની ઋતુ આવી આ' મુજ
મનમાં મૃદુ શબ્દ જાગતા,
દ્રુત પંથ પરે જતાં જતાં
બુચ સૌરભથી અચિંતવી.

નિસરી પથ વીથિકા થકી
સુરભીની કુવારી દોડતી
મુજને મળતી, હસન્મુખ
શું કિશોરી જ કોઇ સન્મુખ !

કરૂં નેત્ર ઉંચાં, નિહાળું ત્યાં
શત પુષ્પ, સહસ્ર પુષ્પનો
અહ વૈભવ શો રહ્યો લચી
બુચ ઉન્નતની ચતુર્દિકે !

રમણી મુગલાઇ કો તણી
નમણી ઉન્નત નાસિકામહીં
નથની સમ શ્વેત મોતીની,
કુસુમો શોભત દીર્ઘવૃન્ત શાં !

મુજ ઘ્રાણ સુતૃપ્ત સૌરભે,
દ્દગ રૂપ ત ણી સમૃદ્ધિથી,
મનમાં લહરી મુદાતણી;
સુરભીએ મુજને ભર્યો ભર્યો

હું મારી જ સાથે કેટલી માંડું કથા, વાતો:
કદી અકળાઉં
તો યે કેટલું મનથી મને વ્હાતો!
નથી ઓછો જરી યે હર્ષ!
આ ક્ષણ..
    કશો ઉન્મેષ!
અસ્તિત્વને એકાંતનો માધુર્યમય આશ્લેષ!

o

રાજેન્દ્ર શાહ

## ઐકાન્તિક દિન

  જુવાર જલ
તરંગ હિલ્લોળે ઘુર ઘુર કરી
    હારોહાર
      આવે વારવાર પુલિને
        ઉચ્છલ.

ઉન્મત્ત કિલ્લોલ
અંગથી ઉછાળી જાય
      ઊંઘ–આવરણ!
        બોલે: 'ખોલ, દગ ખોલ!'
અરુણ કિરણ નીલ ગગન અમલ
સોહે
  જલ, થલ
      તરુપર્ણ, તૃણ, ધૂલિકણ;
વનકુંજમાંહીં કહીં અણદીઠ
          ગાય બુલબુલ

નિરખ્યાં બહુ વેળ જે દ્રુમો,
પરખ્યાં બસ પ્હેલી વાર આ;
તરુ–માનવના સંબંધની
નવલી એક કડી રચાઇ ત્યાં.

o

## મકરન્દ દવે

### –ને

તેં વેણુની એક જ કાંકરી લઈ
ફગાવી દીધી અહીં ફક્ત ખેલમાં;
અને પછી પોઢી પતાળમાં ગઈ
અગાધ એ તો બસ મૌન–મ્હેલમાં!

પરંતુ મારા ઉરને તટે તટે
કેવી અહીં ચંચલ વર્તુલો તણી
અસીમ ઝંખાભર પાંખ ઝાપટે!–
રહી રહી ઝૂરત પ્રાણ–પંખણી.

o

## સુરેશ દલાલ

### આ ક્ષણ

આછી ઢળે સંધ્યા
પળે પંછી નિકુંજે નીડમાં
સારું થયું હું સર્વથી છૂટો પડયો
મૂંઝાઈ ગ્યો'તો જીવ મારો ભીડમાં
વાતી હવાનો શો મુલાયમ સ્પર્શ!
ને
આ નેણમાં રેલાય
ઢળતા સૂરજનું સુકુમાર શીતલ તેજ!

હું મારી જ સાથે કેટલી માંડું કથા, વાતો :
કદી અકળાઉં
તો યે કેટલું મનથી મને મ્હાતો !
નથી ઓછો જરી યે હર્ષ !
આ ક્ષણ..
કશો ઉન્મેષ !
અસ્તિત્વને એકાંતનો માધુર્યમય આશ્લેષ !

૦

રાજેન્દ્ર શાહ

## ઐકાન્તિક દિન

જુવાર જલ
તરંગ હિલ્લોળે ઘુર ઘુર કરી
હારોહાર
આવે વારવાર પુલિને
ઉચ્છલ.

ઉન્મત્ત કિલ્લોલ
અંગથી ઉઠાળી જાય
ઊંઘ–આવરણ !
બોલે : 'ખોલ, દગ ખોલ !'

અરુણ કિરણે નીલ ગગન અમલ
સોહે
જલ, થલ
તરુપર્ણ, તૃણ, ધૂલિકણ;
વનકુંજમહીં કહીં અણદીઠ
ગાય બુલબુલ

આરક્તક પ્રતીચી વદન
શ્યામલ વાદળઅંચલની માંહિ સૂર્ય અર્ધ લુપ્તઃ
મિલન-મૂર્છનાતણી શાન્તિ, શાન્તિ..
ઊઘડતું જાણે સ્વર લોકનું સદન!
વ્યોમઊંચી તરુડાળથકી કોઈ ગાય છે તેતર
—એકતારે ભાવિકનું રેલાય ભજન.
ઘેરાય ઘેરાય અંધકાર
શત શત તારક ધુતિનો તહીં થાય રે સંચાર.
ચોમેરનું સર્વ એનું એ જ ને છતાંય
રૂપ ધરે છે ઈતર!
સીમાઓનું જાણે સંકોચન:
સકલની ભણી વહે અબાધિત પ્રીતિ મુજ
મન પામી રહે પિંજરથી વિમોચન!
ત્યહીં તો નિદ્રાનું મળે નેત્રને ઇજન:
પાંપણમાં પ્રગટંત ઋજુ ઋજુ ભાર;
કર ધરી જાણે ચઢી જાય નિરાકારને આગાર..
સાગર, લહર, પેલી ગંધ, પેલું ગાન
ગમતું ઘણું ય ઘણું
કિંતુ અવ લેશ ના સમય
પ્રહર ઝાલર કેરો રણકાર
સીમાન્તમાં શૂન્ય..

ઇહ લોક મેલી સરે અવ

## Statement about ownership and other particulars about 'Kavilok'

### Form IV
( See Rule 8 )

| | | |
|---|---|---|
| 1 *Place of Publication* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 2 *Periodicity of its Publication* | : | Bimonthly |
| 3 *Printer's Name* | : | Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address*: | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 4 *Publisher's Name* | : | Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 5 *Editors' Names* | : | Rajendra Shah, Jasubhai Shah, Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 6 *Names and address of individual who own the newspapers & partners or shareholders holding more than one percent of the total Capital.* | - | KAVILOK (Proprietors) |

I, Suresh Dalal, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

*Signature of Publisher,*

27-2-58.

(Sd.) Suresh Dalal.

આરક્તક પ્રતીચી વદન
શ્યામલ વાદળઅંચલની માંહિ સૂર્ય અત્ર લુપ્ત:
મિલન–મૂર્છનાતણી શાન્તિ, શાન્તિ..
ઊઘડતું જાણે સ્વર લોકનું સદન!
વ્યોમઝાંખી તરુડાળથકી કોઈ ગાય છે તેતર
—એકતારે ભાવિકનું રેલાય ભજન.
ઘેરાય ઘેરાય અંધકાર
શત શત તારક ધુતિનો તહીં થાય રે સંચાર.
ચોમેરનું સર્વ એનું એ જ ને છતાંય
રૂપ ધરે છે ઇતર!
સીમાઓનું જાણે સંકોચન:
અકલની ભણી વહે અબાધિત પ્રીતિ મુજ
મન પામી રહે પિંજરથી વિમોચન!
ત્યહીં તો નિદ્રાનું મળે નેત્રને ઇજન:
પાંપણમાં પ્રગટંત ઋજુ ઋજુ ભાર;
કર ધરી જાણે ગ્રહી જાય નિરાકારને આગાર..
સાગર, લહર, પેલી ગંધ, પેલું ગાન
ગમતું ઘણું ય ઘણું
કિંતુ અવ લેશ ના સમય
પ્રહર ઝાલર કેરો રણકાર
સીમાન્તમાં શૂન્ય..
નહીં કંપતો પવન
ઇહ લોક મેલી સરે અવર પ્રદેશ મારું મન.

o o o

## Statement about ownership and other particulars about 'Kavilok'

### Form IV

( See Rule 8 )

| | | |
|---|---|---|
| 1 *Place of Publication* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 2 *Periodicity of its Publication* | : | Bimonthly |
| 3 *Printer's Name* | : | Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 4 *Publisher's Name* | : | Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 5 *Editors' Names* | : | Rajendra Shah, Jasubhai Shah, Suresh Dalal |
| *Nationality* | : | Bharatiya |
| *Address* | : | 380, Girgaum Rd., Bombay 2 |
| 6 *Names and address of individual who own the newspapers & partners or shareholders holding more than one percent of the total Capital.* | - | KAVILOK (Proprietors) |

I, Suresh Dalal, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

*Signature of Publisher,*

27-2-58. (Sd.) Suresh Dalal.

લક્ષમાં લેશો   લાલ પાંખાળો



| | |
|---|---|
| મોબિલ ગેસ | બેવડી શક્તિ |
| મોબિલ ઓઇલ | બેવડું રક્ષણ |
| ફ્લીટ | |

અને બીજી અનુપમ ગુણવાળી પેટ્રોલિયમની બનાવટો.

## સ્ટેન્ડર્ડ વેક્યુમ ઓઇલ કંપની

યુ. એસ. એ.માં સ્થપાયેલી

કંપનીના સભ્યોની જવાબદારી મર્યાદિત છે.

રાજેન્દ્ર શાહ

## વિદાયતરી

સઈ, મોરી વિદાય-તરી,
મિલન તીરથી વિરહને જલ જાય રે સરી,
એને સ્મરણને પાથેય તે સભર દીજિયે ભરી....

દૂરની ક્ષિતિજ પારને કોઈ
દેશ જવું અણદીઠ,
નિત નવું જગ વિલસે ને તોય
કોઈ નહીં મન મીત;

એકલ આકુલ પ્રાણને આલંબન રહે ધરી....

કરુણ કોમલ ગાન,
દિયો તવ અધર અમી પાન;
જલની લહર લહરને દોલ ઊછળે જેની તાન....

નેણના સરલ ભાવથી
ચરમ પળ કીજે મુખરાળ,
(જેને) પાલમાં ભર્યો પવને
સતત ગુંજતો રહે કાળ;

અસહ્ય રે સહુ વેદના દિયો સ્મિતમાં ઝરી....

## તારો સૂર

ભૂમિની શય્યા ઉપર નિદ્રિત
(સમયનું તો ન રે'તું ભાન)
ત્યાં તવ ગાન–ઝંકૃતિ મધુર–
પરકમ્મા કરે મારી
મને વીંટળાય
( એવા પાશનું જાણે નહીં બંધન )
અડે નહિ ને છતાં આકર્ષંતું !
તારું ઈજન.

પાંપણ ઉઘાડી પંથ તારો હું લહું
ત્યાં
સૂર તારો દૂરના અવકાશમાંહિ વિલીન !
'ક્યાંય નહિ'–ના શૂન્યમાં !

ક્ષિતિપારનાં ગહનોમહીં
ઘૂમે નયન મારાં
અટૂલાં, એકલાં, આકુલ :
નહીં તવ સૂરનો અણસાર
નહીં આધાર...

એવા થાકથી લથડેલને
પોઢાડતી પાછી ઢળી પાંપણ
(સમયનું તે નહીં કંઇ ભાન)
પણ, ત્યાં અંતરીક્ષથકી

પુનઃ પ્રગટંત તારું ગાન
ઝંકૃતિ મધુર
મર્મનું
આર્દ્ર...

હું દૂર
પણ
તારો મને આશ્લેષતો
શીતલ સુકોમલ સૂર!

o

## કમલ વૈદ્ય

### ઝંખના

વરસ વરસ આષાઢને મેઘ છંદ!

એકાંત મારું રણ શું ધખી રહે;
(અહીં નહીં ગાન હવે વિહંગનાં,
હવે ધરાના તૃણનો ય સંગ ના)
આંધી રહી અગ્નિની ભીંસતી મને.

તરસ, તરસની લાયમાં ન્હાય અંગ!

તું આવ, હે આવ અજાણ પ્રાન્તથી,
ભરી ભરી દે નભ આ સમસ્તને;
ગોરંભના વેગ થકી પ્રહર્ષણે
આ ભૂમિહૈયે અબ તો ઝૂકી ઝૂકી
વરસ વરસ આષાઢને મેઘ છંદ!

o

## પ્રદ્યુમ્ન તન્ના

### છોળ

અડકી ગઈ
નેણુ અચિંતી રંગની છાકમછોળ !
ઉપર ભૂરાં આભ ને નીચે
સોનલવરણાં ખેત,
વચમાં વ્હેતું જાય રૂપેરી
વ્હેણ વળાંકા લેત;
જાંબળી આંકે રેખ આઘેરા ડુંગરિયાની ઓળ !
ઊતરે ઓલ્યું રાનસૂડાનું
ઝૂમખું લેતું ઝોક,
અહીં તહીં ખડમોરની વળી
કાબરી ભાળું ડોક;
દીસતું નહીં તોય રે એના ગાનથી જાણું કોક,
પીળચટાં થોર વાડની પાછળ સૂર ઝરે ચંડોળ !
હળવી વાયે દખણાદીની
ફૂલ ગુલાબી લે'ર,
દૂર પણે ઓ ડોલતો લીલો
અમરાઈનો ઘેર;
મહીંથી મીઠી મ્હેકની હારે ઊડતી આણીમેર,
જળથળે ઝાંય રેલતી આવે ચૂંદડી રાતીચોળ !

# કેરળના મહાકવિ

હરીન્દ્ર દવે



શ્રી વલ્લાત્તોળ નારાયણ મેનન (૧૮૭૯-૧૯૫૮)ના અવસાનથી ભારતીય સાહિત્યના ફલક પરથી એક મહાન પ્રતિભાનો વિલય થયો છે. કવિતાના જ એ સર્વપ્રથમ અનુરાગી. બાર વરસની વયે કવિતા પ્રત્યે બંધાયેલો રાગ ક્રમેક્રમે સંનિષ્ઠ સાધના રૂપે વિકસતો ગયો; અને મલયાલમ ભાષાનું આજનું સ્વરૂપ એ આ સાધનામાંથી પ્રગટેલી ઝળકતી સિદ્ધિ છે.

વલ્લાત્તોળનો ઉદય મલયાલમ સાહિત્યની ક્ષિતિજ પર થયો ત્યારે એ ભાષામાં પોતિકા બળનો અભાવ હતો; એ ભાષાની કવિતા સંસ્કૃતના નિર્માલ્ય અનુકરણોમાં રાચતી હતી. અલબત્ત, નવ પ્રસ્થાનના કેટલાક પ્રયત્નો થયા હતા—પરંતુ પ્રથમ અતિશીઘ્ર પ્રયત્ન તો વલ્લાત્તોળે જ કર્યો. સંસ્કૃતભાષા, રસશાસ્ત્ર અને અલંકારશાસ્ત્રનો ઊંડો અભ્યાસ ધરાવનાર આ કવિએ જ્યારે કવિતા લખી ત્યારે સંસ્કૃત વૃત્તોનો પરિહાર કર્યો અને સ્વકીય સાંપ્રત ભાષાના વૃત્તોને અભિવ્યક્તિના માધ્યમ તરીકે સ્વીકાર્યાં.

કવિતાની ભાષામાં પણ તેમણે પંડિત બોલી—જે સંસ્કૃત-

પ્રચૂર અને સામાન્ય ભાવક માટે અગમ્ય હતી તે-નો ત્યાગ કર્યો અને વ્યવહારની ભાષાને સ્વીકારી.

કવિતાક્ષેત્રે તેમણે કરેલી ક્રાંતિ ભાષા અને વૃત્ત જેવા બાહ્ય અંગો પૂરતી જ મર્યાદિત ન હતી. ભાવના અને તેનું વેધક આલેખન, વિચાર અને તેની સ્પષ્ટ રજુઆત એ એમની કવિતાના નોંધપાત્ર ગુણો હતા.

'રામાયણ'ના ૧૮ સર્ગમાં કરાયેલા મલાયલમ રૂપાંતર દ્વારા ૨૯ વર્ષની નાની વયે જ મહાકવિનું બિરુદ પામનાર આ કવિનું લોકહૃદયમાં વસી જનાર પ્રથમ ચિરંજીવ સર્જન 'બંધનસ્થનય અનિરુદ્ધ' હતું. ઉષા-અનિરુદ્ધની જાણીતી કથાના આધારે વલ્લાત્તોળે રચેલ કવિતામાં ઉષાના પાત્રનું આલેખન અદ્ભૂત થયું હોવાનું લેખાય છે-વિખ્યાત વિવેચક ડો. સી. અચ્યુત મેનન તો તે પાત્રાલેખનને શેક્સપિયરના પોર્શિયાના પાત્રાલેખન જેટલું જ ઉત્કટ અને અસરકારક લેખે છે. 'મેરી મુગ્દાલેને' 'ગંધવિહારમ્,' 'સાહિત્યમંજરી' (આઠ ભાગમાં ) 'વિશુક્કની' 'અચ્છુતુમ મટલુમ' વગેરે તેમના ૪૦ ઉપરાંત ગ્રંથોમાંના પ્રસિદ્ધ ગ્રંથો છે.

સંસ્કૃતમાંથી એમણે કરેલા રૂપાંતરોમાં રામાયણ ઉપરાંત છેલ્લે છેલ્લે 'ઋગ્વેદસંહિતા'નુ ભાષાંતર પણ નોંધપાત્ર છે.

આ કવિએ રાષ્ટ્રવાદી આંદોલનની અસર હેઠળ લખેલાં કાવ્યો આજે ઘેર ઘેર ગવાય છે. આ સૌમાં વધુ ચિરંજીવ સર્જન ગાંધીજી પરનું 'એંતે ગુરુનાથન્' ( મારા ગુરુ ) એ કાવ્ય છે.

કવિતા ઉપરાંત એમના પિતા પાસેથી એમને કથકલીનો કળાવારસો પણ મળ્યો હતો જે કળાને આજે લોકપ્રિય બનાવવામાં વલ્લાત્તોળનો હિસ્સો નાનોસૂનો નથી. આ નિમિત્તે તેમણે

વિદેશમાં પ્રવાસો પણ કર્યાં હતા. તેમની વિદેશયાત્રાઓમાં બર્મા, સિલોન, મલાયા, ચીન, રશિયા વગેરે દેશોની યાત્રાઓનો સમાવેશ થાય છે.

ત્રાવણકોર અને કોચીનના મહારાજાઓ તરફથી તથા સ્વાતંત્ર્ય બાદ ભારત સરકાર અને મદ્રાસ સરકાર તરફથી તેમને સન્માન-બિરુદો અપાયા હતા; પણ સૌથી મોટું સન્માન બિરુદ તો લોકોએ જ તેમને 'મહાકવિ' તરીકે પોતાના હૃદયમાં સ્થાન આપી આપ્યું હતું.

## પ્રભાત ગાથા

મંદ તૂર્ય સાગરનું
ઉદ્ઘોષંત રાત્રિનો ચરમ યામ

રક્ત કલગી ધરી શીર્ષ
બની ઉત્કંઠ
ન્યાળતો કુક્કુટ
કે અબ રહી કેટલી રાત?
—લહીને કરે ક્રો પોકાર!

ઉષાએ ત્યજ્યો નિંદનો અંક;
અને કર ધરી શુક્રનો દીપ
ગગનનું પ્રાંગણ કરતી સાફ
કંકણો રણકે, જાણે વિહંગના કલ સૂર!

રાત્રિના તારક-ધવલા ફૂલ
કસ્તુરી મ્હેકભર્યાં આ સભર શર્વરીનો થાળ
ઉઠાવી લઇ
આંગણું શિશિર-શીકરથી ધોઈ
પૂરે રંગોળી

કાર્ય આ અંતિમ થાતું પૂર્ણ
મૂકે ઉચ્છવાસ
ફૂલની સૌરભ લઇને પવન ભમે ચોપાસ

પરાશક્તિને કોટિ વંદન
નિરંતર આ અસંખ્ય હર્મ્યને
જીવન જે દેતી
વિના સંકોચ રમંતી સમહિમાં જે રે'તી.

o

# પરિશીલન

## ૧

હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણમાં ઉદ્ધૃત એક દોહાનો અનુવાદ

હરિવલ્લભ ભાયાણી

| મૂલ | અનુવાદ |
|---|---|
| સિરિ જરખંડી લોઅડી<br>ગલિ મણિઅડા ન વીસ<br>તોઈ સુદ્ધ એ કરાવિઆ<br>ગોઠ્ઠડ ઉઠ્ઠ બઇસ. | આ આવી એ જો !...<br>વસ્ત્રવાઘા ?<br>શિરપરે રહી જીરણજર્જર કામળી.<br>કે ભૂષણો ?<br>નહીં કંઠ મણકા વીસ પૂરા<br>(વાનથી પણ શામળી !)<br>ને તોય રસીલી મંડળી<br>મુગ્ધા-પ્રવેશે<br>-ઊઠબેસે<br>શી બની ગઈ બાવરી ! |

o

હોળી ટાણે જયપુર આસપાસના ગામડામાં સાંભળેલું ગીત

પ્રદ્યુમ્ન તન્ના

## ડફ

હાં રી ડફ બાજ્યો રે !
ઢેલ છિણુગારેકો રી ડફ બાજ્યો રે !
ડફકી રે ગુંજ સુણી રે મહેલન મૈં
ટૂટ ગયો થાંભ તિબારેકો રી ડફ બાજ્યો રે !
—હાં રી..

ડફકી રે ગુંજ સુણી રે પનઘટપે
રપટયો પાંવ પડી રે હોતી રી ડફ બાજ્યો રે !
—હાં રી..

ડફકી રે ગુંજ સુણી રે સેજનમેં
સૂતી નાર ચિમક ઊઠી રી ડફ બાજ્યો રે !
—હાં રી..

o o o

છિણગારો–વરણાગિયો  તિબારો–પછીતનું છજું.  રપટયો–લપટયો

---

## લવાજમ

પ્રથમ વર્ષનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. આપને આપનું લવાજમ મ. ઓ. દ્વારા અગર લવાજમ ભરવા માટેનાં જે સ્થળોનો નિર્દેશ કરેલો છે ત્યાં મોકલી આપવા વિનંતિ છે.

ઓછી કિંમતે કપડાં ઉજળાં કરવાં હોય તો

'સાધના સાબુ'

વાપરો

રીલીફ એન્ડ સાધના સોપ સીન્ડીકેટ

નાયર હોસ્પીટલની પાસે, લેમીંગ્ટન રોડ (ઉત્તરે)

મુંબઈ-૮

ટેલીફોન : ૭૧૫૮૯ ગ્રામ : RELIEFSOAP

---

કવિલોકનું પ્રથમ પ્રકાશન

શ્રુતિ

લે. રાજેન્દ્ર શાહ

ધ્વનિ અને આંદોલનનો અનુગામી

અભિનવ કાવ્યસંગ્રહ

'વિકસતી આધુનિક ગુજરાતી કવિતાની પ્રયોગશીલતાની
અને નવીન સંવેદનાભિવ્યક્તિની ભાત એમાં ઊઠે છે.'

પ્રા. અનંતરાય

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/O સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

સ્પેનિશ કવિ

# વૉન રામોન યિમેનેઝ (૧૮૮૧-૧૯૫૮)

ગઇ સદીના અંત ભાગમાં ફ્રેંચ પ્રતીકવાદી કવિતામાંથી પ્રેરણા પામી સ્પેનની કવિતામાં રૂબેન દારિયોએ નવીનતા મોડર્નિઝમ–નું અવતરણ કરીને નવીન પ્રાણ પૂર્યા. આજ સુધી સ્પેનિશ કવિ પોતાની કવિતામાં નિજનિજના પ્રાંતના રંગો પૂરતો. પરંતુ રૂબેન દારિયોના આગમને તમામ સ્પેનિશ કવિઓ એક જ શૈલીમાં લખતા થયા.

આન્દાલુસિયા (દક્ષિણ સ્પેન)નો કવિ વોન રામોન યિમેનેઝ દારિયોની આ પ્રવૃત્તિનો અગ્રણી હતો. દારિયોના મૃત્યુ બાદ ૧૯૧૬ પછી એની કવિતાએ સ્પેનના નવકવિ પર વધુ અસર કરી છે.

યિમેનેઝની કવિતામાં સંવેદનપટુ સ્પેનવાસીની અનેક ભાવનાઓ સાકાર થઇ છે. ગતની સંસ્મૃતિ જગાડે એવી સૂક્ષ્મ શકિત ઉપરાંત એની કવિતામાં નવી કવિતાનાં સર્વ સૂક્ષ્મ કલાકૌશલ ને અર્થમાધુર્ય છે. માત્ર બેચાર સંગીતમય પંકિતથી દશ્ય ને ભાવની સ્મૃતિ અનાયાસ જગાડી શકે એટલું સામર્થ્ય એનામાં છે.

પોતાની કવિતા દ્વારા સર્વ લલિત કલાનો સમન્વય ઝંખતો એ નવતાવાદી હતો; એને નવાં પ્રતીકો, નવા લય ને નવી વાક્છટાઓ સર્જવા મથતો વીસમી સદીનો ગોન્ગોરા કહી શકાય.

એનો પ્રથમ કાવ્યસંગ્રહ 'આલ્માસ દ વાયોલેટા' ૧૯૦૧માં પ્રગટ થયો. શૈલીની અપૂર્વ સરલતાથી એણે લોકોને મુગ્ધ કર્યા. એ પછી 'એરિયાસ ટ્રિસ્ટસ' (૧૯૦૩) ને 'જારડાઇન્સ લેજાનોસ' (૧૯૦૫) પ્રગટ થયા. આ બન્નેમાં તત્વગ્રાહી દૃષ્ટિના પાશવાળો વિષાદ પ્રધાન ભાવે નિરુપાયો છે.

આ સર્વથી જુદું તરી આવે છે એનું 'પ્લેટેરો ય યો' (૧૯૧૪)નું આનંદપ્રદ ગદ્ય. એમાં કલ્પના ને વાસ્તવિકતાનો સફળ સમન્વય થયો છે. અર્વાચીન સ્પેનિશ સાહિત્યની એ ઉત્કૃષ્ટ કૃતિ છે.

ઝેનોબિયા કામ્પ્રુબી આયમાર સાથે એનાં લગ્ન થયાં પછી ૧૯૧૭માં એણે 'ડાયરિયો દ અન પોએટા રેસિયન કાસાડો' (નવપરિણિત કવિની નોંધપોથી) પ્રસિદ્ધ કરી. 'વોએક્રિયા'માં લઘુ કાવ્યો છે છતાં શૈલી ને લયનું એનું વૈવિધ્ય વિસ્મય પમાડે એવું છે.

આ કવિના સર્જન દ્વારા પ્રાચીન અર્વાચીન સ્પેનિશ કવિતામાં લય અને ફ્રેંચ પ્રતીકવાદી કવિઓની લલિત-મંજુલ પદાવલિ રમતી થાય છે; એટલું જ નહીં પરંતુ આધુનિક અમેરિકન કવિની જાઝ સુરાવટ જેવા આજની સંસ્કૃતિના અનેક સૂર એમાં ગુંજી ઊઠે છે.

૧૯૫૬ના વર્ષનું 'નોબેલ' પારિતોષિક પ્રાપ્ત કરનાર આ કવિ, છોતેર વર્ષની ઉંમરે મેની ઓગણત્રીસમી તારીખે ચિરનિદ્રાની શાન્તિમાં પોઢયા.

●

કવિલોક

પુસ્તક ૨ : અંક ૧

વસંત ૨૦૧૪

જયન્ત પાઠક

## પ્રેમ

પ્રેમ ન કેવળ બંધન
પ્રેમ બૃહત્તમ વિશ્વ હૃદયનું સ્પંદન.
પ્રેમ ન કેવળ આંધી
પ્રેમ હૃદયની નિશ્ચલ સુખદ સમાધિ.
પ્રેમ ન કેવળ ભોગ
પ્રેમ પ્રાણથી પ્રાણતણો શુભ યોગ.
પ્રેમ ન કેવળ રાગ
પ્રેમ સર્વના શ્રેયાર્થે નિજ પ્રેય તણો પરિત્યાગ.



હેમંત દેસાઇ

## પિછાણ

તને હતી કલ્પી અનન્ય કેવળ
અનન્ય યે નીકળી તું ખરેખર!
મેં સૌમ્ય જાણી સ્મિતથી, કુમાશથી
કલ્પી કુણી, દૃષ્ટિથી ભોળી, વર્ણથી
ગોરી હતી ને શણગાર અલ્પ તે
જોતાં ઘણી સાદી, સુશાંત મૌનથી
ધારી, સુણી વાણી ઉદાર, ઉચ્ચ
સુચારુ ચારિત્ર્યવતી ય માની'તી.
બધું ય સ્વત્વ પ્રગટાવવામાં
લાગી હતી પૂનમશી નિખાલસ
અને સ્વયં પ્રીતિ સમી લજ્જાળ
પરંતુ ના સાચી હતી પિછાણ એ.
સ્વભાવમાં બીજની બંકિમા હતી
ને આભ જેવી હતી ગૂઢતા, વસ્તુ
અગમ્ય જે ભીતર રૂપ કૈં હતું
તે ના શક્યો જાણી. અમાસ જેવાં
રહસ્ય તારાં અણઉકલ્યાં રહ્યાં!
હું આમ તો [illegible] ના તને કદી
પૂરી પિછાણી [illegible] ર્યો યદિ.

## તું – હું

આ તખ્ત ઊર્વી પર મૂકીને મને
કેડી લીધી તેં ગહનોની વ્યોમનાં;
તને પરંતુ નહિ ચેન ત્યાં જરા;
તારું અહીં હૃદય તો વરસે ક્ષણે ક્ષણે!

ને હું ધરાને ભુવને નિબદ્ધ છું
છતાંય મારું મન ના રમે અહીં;
એ તો વહેતું તવ સંગ – તું જયહીં
આ ઝંખના – અનલ – પંખીની પાંખ પામતું!

તને હું ત્યાં, તું મુજને મળે અહીં
એમાંજ તે કૈં અવકાશ આવતો;
જેને વિષે વેહ રહી પ્રજાળતો
ને પીડ મુગ્ધ ઉર એ ય સહે; – સહે નહીં.

## મુગ્ધ સંગ

હું નિત્ય ચાહું, પ્રિય હે, તવ મુગ્ધ સંગ;
જ્યાં જન્મ જન્મ – ઘરના જ અનેક ખંડ.

## હેમંત દેસાઇ

### પિછાણ

તને હતી કલ્પી અનન્ય કેવળ
અનન્ય યે નીકળી તું ખરેખર!
મેં સૌમ્ય જાણી સ્મિતથી, કુમાશથી
કલ્પી કુણી, દૃષ્ટિથી ભોળી, વર્ણથી
ગોરી હતી ને શણગાર અલ્પ તે
જોતાં ઘણી સાદી, સુશાંત મૌનથી
ધારી, સુણી વાણી ઉદાર, ઉચ્ચ
સુચારુ ચારિત્ર્યવતી ય માની'તી.
બધું ય સ્વત્વ પ્રગટાવવામાં
લાગી હતી પૂનમશી નિખાલસ
અને સ્વયં પ્રીતિ સમી લજ્જાળ
પરંતુ ના સાચી હતી પિછાણ એ.
સ્વભાવમાં બીજની બંકિમા હતી
ને આભ જેવી હતી ગૂઢતા, વસ્યું
અગમ્ય જે ભીતર રૂપ કૈં હતું
તે ના શક્યો જાણી. અમાસ જેવાં
રહસ્ય તારાં અણઉકલ્યાં રહ્યાં!
હું આમ તો ચાહત ના તને કદી
પૂરી પિછાણી હત રે શક્યો યદિ.

•

## તું - હું

આ તખ્ત ઉર્વી પર મૂકીને મને
કેદી લીધી તેં ગહનોની વ્યોમનાં;
તને પરંતુ નહિ ચેન ત્યાં જરા;
તારું અહીં હૃદય તો વરસે ક્ષણે ક્ષણે!

ને હું ધરાને ભુવને નિબદ્ધ છું
છતાંય મારું મન ના રમે અહીં;
એ તો વહેતું તવ સંગ—તું જયહીં
આ ઝંખના—અનલ—પંખીની પાંખ પામતું!

તને હું ત્યાં, તું મુજને મળે અહીં
એમાંજ તે કૈં અવકાશ આવતો;
જેને વિષે વ્રેહ રહી પ્રજાળતો
ને પીડ મુગ્ધ ઉર બેય સહે;—સહે નહીં.

## મુગ્ધ સંગ

હું નિત્ય ચાહું, પ્રિય હે, તવ મુગ્ધ સંગ;
જયાં જન્મ જન્મ—ઘરના જ અનેક ખંડ.

## ઉશનસ્

### પ્રીતનું વર્તન

પ્રીત તો બે જ પ્રકારે વરતે;
પ્રિય સંમુખ એ ભજે સમાધિ
અથવા થનગન નરતે.

પ્રીત તો બે જ પ્રકારે બોલે;
ગહન મૌનથી થાય મુખર વા
છલકે ગીત કલ્લોલે.

### સીધો રસ્તો

આંખ તું નાકની દાંડી સામે રાખ,
જિંદગી આખી એમ રે સીધે સીધું ચાલી નાખ;
સતનો સીધો રાહ રે ભાઈ!
સીધી લીટી કરતાં ક્યાંહીં
ટૂંકો મારગ હોય દીઠો તો, આવાહન દઉં, દાખ.



## અનવર આગેવાન

### સુગંધિત શમણું

હૈયે મારે કોઈ અનામી ગીતો જાગે
અકળિત એવી કળી–કળીની પ્રીત પરાગે
મદભર ખુશ્બોમાં હૈયું તો એવું ડૂબ્યું
જીવન પણ આ કોઈ સુગંધિત શમણું લાગે.



## ગની દહીંવાળા

### કેવી દશા !

મથ્યો તેઓને જોવા ત્યાં બધી દુન્યા જમા થૈ ગૈ,
પ્રભુ ! મારી સ્મરણ શક્તિની આ કેવી દશા થૈ ગૈ !
જીવાડચો મન મૂકી, તો યે જુઓ ઉપકારની અવધિ !
થયું મરવાનું મન તો જિંદગી પોતે કઝા થૈ ગૈ.
તમે તો પ્રેમની સંજીવની આપી'તી દુન્યાને,
નજીવા પાત્રમાં એ જ્યાં ઢળી ત્યાં વેદના થૈ ગૈ.
તમે ઓઢી લીધાં મોઢા ઉપર આકાશનાં ઓઢણ !
અમારી દર્શનાતુર આંખ પથરાઇ ધરા થૈ ગૈ.
અમારા ભાગ્યમાં અંધાર અજવાળાંએ સર્જ્યો,
ઘણી વેળા મધુરાં સ્વપ્નની વેરણ ઉષા થૈ ગૈ.
ડહાપણ એ કર્યું કે દઇ દીધી દીવાનગી અમને,
દસે દિશ ઘુમનારા કાજ એક નિશ્ચિત દિશા થૈ ગૈ.
ગની; તારા હ્રદયનું દર્દ દુન્યાને વહેંચી દે !
પછી સંતોષ માણી લે, જગતમાં એકતા થૈ ગૈ.



## અમૃત ઘાયલ

### દીવાલ બોલે છે.

સીવી લો હોઠ તો આંખોમાં આવી ખ્યાલ બોલે છે;
અને જો છીનવી લો આંખ તો હિલચાલ બોલે છે.

બહુ થઇ જાય છે તો ખુદબખુદ અહેવાલ બોલે છે;
દીવાના મૌન સેવે છે અને દીવાલ બોલે છે.

## ઉશનસ્

### પ્રીતનું વર્તન

પ્રીત તો બે જ પ્રકારે વરતે;
પ્રિય સંમુખ એ ભજે સમાધિ
અથવા થનગન નરતે.

પ્રીત તો બે જ પ્રકારે બોલે;
ગહન મૌનથી થાય મુખર વા
છલકે ગીત કલ્લોલે.

### સીધો રસ્તો

આંખ તું નાકની દાંડી સામે રાખ,
જિંદગી આખી એમ રે સીધે સીધું ચાલી નાખ;
સતનો સીધો રાહ રે ભાઈ!
સીધી લીટી કરતાં ક્યાંહીં
ટૂંકો મારગ હોય દીઠો તો, આવાહન દઉં, દાખ.

•

## અનવર આગેવાન

### સુગંધિત શમણું

હૈયે મારે કોઈ અનામી ગીતો જાગે
અકળિત એવી કળી – કળીની પ્રીત પરાગે
મદભર ખુશબોમાં હૈયું તો એવું ડૂબ્યું
જીવન પણ આ કોઈ સુગંધિત શમણું લાગે.

•

## ગની દહીંવાળા

### કેવી દશા

મર્યો તેઓને જોવા ત્યાં બધી દુન્યા જમા થૈ ગૈ,
પ્રભુ! મારી સ્મરણ શક્તિની આ કેવી દશા થૈ ગૈ!
જીવાડયો મન મૂકી, તો યે જુઓ ઉપકારની અવધિ!
થયું મરવાનું મન તો જિંદગી પોતે કઝા થૈ ગૈ.
તમે તો પ્રેમની સંજીવની આપી'તી દુન્યાને,
નજીવા પાત્રમાં એ જ્યાં ઢળી ત્યાં વેદના થૈ ગૈ.
તમે ઓઢી લીધાં મોઢા ઉપર આકાશનાં ઓઢણ!
અમારી દર્શનાતુર આંખ પથરાઇ ધરા થૈ ગૈ.
અમારા ભાગ્યમાં અંધાર અજવાળાંએ સર્જ્યો,
ઘણી વેળા મધુરાં સ્વપ્નની વેરણ ઉષા થૈ ગૈ.
ડહાપણ એ કર્યું કે દઇ દીધી દીવાનગી અમને,
દસે દિશ ઘુમનારા કાજ એક નિશ્ચિત દિશા થૈ ગૈ.
ગની; તારા હૃદયનું દર્દ દુન્યાને વહેંચી દે!
પછી સંતોષ માણી લે, જગતમાં એકતા થૈ ગૈ.



## અમૃત ઘાયલ

### દીવાલ બોલે છે.

સીવી લો હોઠ તો આંખોમાં આવી ખ્યાલ બોલે છે;
અને જો છીનવી લો આંખ તો હિલચાલ બોલે છે.
બહુ થઇ જાય છે તો ખુદબખુદ અહેવાલ બોલે છે;
દીવાના મૌન સેવે છે અને દીવાલ

પડયા છે જોરથી એવા તમાચા, ગાલ બોલે છે;
અમારી શી વલે થઇ છે અમારા હાલ બોલે છે.

દબાવી કોણ દુનિયામાં શક્યું છે સત્ય બીનાને!
હકીકત હોય છે તે આજ નહિ તો કાલ બોલે છે.

નથી હોતી પ્રતિભા ઓશિયાળી લેશ ઓળખની;
કે દૈવત કેટલું છે દેહમાં તે ભાલ બોલે છે.

નથી ફરિયાદ જેવું જાણે કંઇ મસ્તોને જીવનમાં;
બહુ ઓછામાં ઓછું એ ખુદાના લાલ બોલે છે.

નથી કંઈ દોષ માનવનો જમાનાનો તકાજો છે;
કે બોલાવે છે વિક્રમ તેમ એ વૈતાલ બોલે છે.

હજી ગુંજી રહી છે ગુંજ એ ગઝલો તણી 'ઘાયલ'!
હજી પણ એમ લાગે છે 'કલાપી' 'બાલ' બોલે છે.

x x x

ઓર કંઇ મજબૂર થઈ ગઈ જિન્દગી આઝાદ થઈ;
મ્હેરબાની શું થઇ એક મશ્કરી આબાદ થઇ!



## ભગવતીકુમાર હ. શર્મા

### ચૈતર

દિન તો જાણે રણની રેતી,
રાતના ઝમે ચાંદની મીઠી,
ચૈતરની આવી બેવડી કાયા,
ક્યારેક તાપ ને ક્યારેક છાયા.

ફાગણ કેરી નાર નવોઢા,
ચૈત્રે બની જાય ચતુરા;
દિવસે કરે રોષ ને રાતે
હેતનાં પીણાં પાય મધુરાં.

કોઈની અલકલટ શો અનિલ
ચૈતરમાં અવધૂતની જટા,
એક શરદની વાદળી તરલ
હોય બીજી આષાઢની ઘટા.

એક બાજુ ફાગણની ફોરમ,
એક બાજુ વૈશાખની વ્યથા,
વચમાં ચાલ્યો જાય રે ચૈતર;
એ જ રે જાણે જીવનકથા!

●

## પ્રજારામ

### કેમ કરી એ ચૂમે?

કેમ કરી એ ચૂમે
તુજને, કેમ કરી એ ચૂમે?
તુજ અવનત શિર પર એ સુન્દર
વરતું વદન ઝઝૂમે!
એ તો નિજ કરથી નહિ સ્પરશે!
કહીં લગી અવનત મુખ ધરશે?
પ્રણયોન્નત મુખડું નહિ કરશે?
જો જે વીતી જાય ન શુભ પળ,
જો રે ગગન ઝરૂખે,
પરમ મધુર સુખ ઝૂકે!

●

## નલિન રાવળ

### ઉદ્વેગ

પશ્ચિમે
પશ્ચિમે દૂર
ધૃતરાષ્ટ્રની આંખો સમો અંધાર
ડગલું માંડતાં અથડાય છે.

પશ્ચિમે
દૂર ખૂણામાં
રગડતો સૂર્ય ઊના લોહીનો ગોળો
ધીરે કાળો પડી ઠીંગરાય છે
હું ફરું
રખડતા વૃદ્ધ ખોડા ગીધના જેવો
ગળામાં બોબડા બબડાટને ઘેરો વગાડી
ઠરડાયલી બેડોળ કાળી પૂતના જેવી પડી નગરી મહીં

હું ઊડું
(સુક્કી હવાનો એક ધક્કો પાંખને અડતાં)
ઊંચે
(આ વ્હાલસોયી પૂતનાથી દૂર)
મરેલી ગાયના જેવી ફીકી ધોળાશથી ઉભરઇ જતા
આકાશમાં.

## શાંતિ

પાંચ × પાંચની બારી મહીંથી
જોઉં છું
ચોરસ રૂપાળું આભ,
છૂટા છવાયા તારકો (સ્વર્ગના ફરતા વિચારો)
અંધારમાં આકાર દોરી ઊડતાં પંખી
તાકી રહેલા મન ભણી
તોળાઇ રહેલા વૃક્ષથી ગરતા મધુર શબ્દો
તરતી હવા
પર દોલ લઈ સરતા
હેતમાં લઇ ઠેક નાચી આવતાં નજદીક
સાથમાં મધરાતમાં
કૂજી રહેલું
શ્હેર પંખી – સ્ટીમ રોલર



# પિનાકિન્ ઠાકોર

## સ્પર્શ

કૌમાર્યનું મુકુલ મુગ્ધ હતું સુરમ્ય
સંતાડતું સુરભિ સૌરભ વજ્ર બંધે;
આ યૌવને અવ વસંતલ પામી સ્પર્શ
ખોલી રહી દલદલો નવરૂપ ગંધે;
ઓજસ્વતાં મધુર ઉન્નતને અગમ્ય
વર્ષાવી દે વરદ રાગ-પરાગ પ્રાવૃષ!



## રતિલાલ અનિલ

### મને કોણ પૂછશે?

મારા જીવન-વિચાર મને કોણ પૂછશે?
આ પાર કે તે પાર, મને કોણ પૂછશે?
મહેફિલ તો આખી આજ ડૂબી મસ્તી-રંગમાં
સાકી વળી ઉદાર! – મને કોણ પૂછશે?
આશાભરી નિગાહથી પુષ્પોને, પંખીને,
મેં તો પૂછ્યું બહાર! – મને કોણ પૂછશે?
એકેક તારલાને પૂછ્યું મેં હજાર વાર,
કીધો નહીં વિચાર – મને કોણ પૂછશે?
મારું જીવન 'અસાર' બધાંએ કહી દીધું,
તારા જીવનનો સાર મને કોણ પૂછશે?
'પાગલ' કહીને સર્વ નિરૂત્તર બની ગયા,
શાને કર્યો પુકાર, મને કોણ પૂછશે?
હાલત નિહાળી શીખ બધા દઈ ગયા પછી
શાને થયો શિકાર, મને કોણ પૂછશે?
ફરતો ફરું હું દ્વાર દ્વાર કોઈ આશમાં,
આવીને મારે દ્વાર મને કોણ પૂછશે?
છાનું કશુંય વિશ્વથી રાખ્યું નથી, હવે
મારા વિશે લગાર મને કોણ પૂછશે?
હૈયે હજાર આશ – ઉમળકા ભરી અનિલ,
મેં તો પૂછ્યું ધરાર! – મને કોણ પૂછશે?

●

## જયંત પારેખ

### લૂ ચાંદનીની

અહીં મિલન આપણું પ્રથમ; આ ધરાને સ્થલ
સુરમ્ય સુરખીભર્યું નભ રચંત જ્યાં સંપુટઃ
અહીં તવ પદે પદે પમરતી હતી સૌરભ,
સુકોમલ સમીર – સ્પર્શ તવ રેશમી વસ્ત્રનો
અને મધુર કંઠમાંથી મૃદુ, મંદ સંગીત જે
ઝરંત તવ ઓષ્ઠ સંગ પીધ એહનાં પીયૂષ;
અચંચલ દૃગોનીમાંહિ ધ્રુવપ્રીતિ પામ્યો પ્રિય!
તદા પ્રગટતું લહ્યું સુભગ સખ્યના પદ્મને.
વિવિક્ત સ્થલ એ જ સૂનું, અવ રાત નિઃસીમ આ
અશાન્ત – તમરાંની સંતત વ્યથા વડે વ્યાકુલ
અને ગગનનાં અગાધ ગહનો વિષે ઊડતા
અસંખ્ય નીરખી રહું છું ઉડુ અગ્નિ સ્ફુલિંગ શા!
સમસ્ત અહીં એનું એ જ: પણ ભિન્ન છે લાગણી;
તવ સ્થિતિ ન તેથી, બાળી રહી લૂ સમી ચાંદની!



## હરીન્દ્ર દવે

### મેણાં બોલ મા!

નાવલિયા!

રમતાં રમતાં રે મેણાં બોલમા.

ઊંચાં આભના પછાડથી હું ના ડરી રે,
તારાં નેણુથી સરી તો મરી ગઈ રે....નાવલિયા

ઊંડી નદિયુનાં ઘોડલા પૂરે તરી રે,
તારી ઝળહળ આંખ્યુંમાં ગરી ગઇ રે....નાવલિયા

ઊની આગની ચે સાથ હું હરી ફરી રે.
    તારે એક રે નિહાળે બળી ગઇ રે....નાવલિયા

ઘોળ્યાં વખ રે પીવાય ઘુંટડા ભરી રે,
    તારો નેહ ના મળ્યો તો ઢળી ગઇ રે....નાવલિયા

બોલે દુનિયા, બલાની એ ન કેં પડી રે,
    તારે વાંકે તે વેણુ ટળી ગઇ રે....નાવલિયા



રાજેન્દ્ર શાહ

## શંક્તિવર્ણ ચંદ

એકાન્તના કેવલ અંધકારમાં
    મિલન મધુર માણી રહું મારી સંગ
        ત્યાં વૃક્ષની પાછળથી – લપાઇને –
ન્યાળે કુતૂહલથી શંક્તિવર્ણ ચંદ્ર!

ને અંતરે જે નિવસંત એ જ તે
છાયાનું સૌમ્ય સહસા ધરી કાંત રૂપ
    વિમુગ્ધ ખેલી રહી પૂર્ણ સદશ
હૈયે વિશ્રંભ
    એને વિધુની નજરનો સ્પર્શ લાગે ન લેશ.



# દલપતરામ ડાહ્યાભાઈ ત્રવાડી [૧૮૨૦-૧૮૯૮]

મુખ્ય કૃતિઓ :-હુન્નરખાનની ચઢાઈ, સંપલક્ષ્મી સંવાદ, વેનચરિત્ર, ગુર્જરી-વાણી વિલાપ, ફાર્બસ વિરહ તથા દલપતકાવ્ય ભા. ૧, ૨ વગેરે.

ગુજરાતી સાહિત્ય વિષે સહેજ પણ વિચાર કે વાત કરીએ કે તરત જ આપણને એનાં મૂળ એકી સાથે દલપતરામ અને નર્મદમાં જોવા મળશે. અર્વાચીનતા સંપૂર્ણપણે જો પ્રગટ થઇ હોય તો તે નર્મદમાં એ સાચું પણ એના અંશનો સૌ પ્રથમ આવિષ્કાર દલપતરામમાં થયો હતો એ હકીકતનો આપણાથી ઈન્કાર થઈ શકે એમ નથી. સમયની દ્રષ્ટિએ જો વિચારીએ તો પણ દલપતરામ અર્વાચીન કાવ્યયુગના પ્રણેતા તરીકે પ્રથમ આવે.

દલપતરામનું સર્જન વિપુલ છે. એમણે નિબંધો ને નાટકો લખ્યાં, ઘણાં વ્યાખ્યાનો આપ્યાં. તદુપરાંત ગીતો, ગરબીઓ, પદો, મુક્તકો કે છપ્પાઓ જુદા. આમ તો બચપણમાં એમણે મજાક ખાતર અમરથાં ઉખાણાં, જોડકણાં કે હડૂલા રચેલાં. પણ 'બાપાની પીપર ' એ એમનું પ્રથમ કાવ્ય-જેની રચના સાલ ૧૮૪૫. એમની આ કાવ્યપ્રવૃત્તિ રહી ૧૮૯૮ સુધી, એટલે કે સતત ૫૩-૫૪ વર્ષ સુધી એમણે લખ્યા કર્યું. માત્ર ગુજરાતી ભાષામાં લખ્યું એટલું જ નહિ પણ એમણે વ્રજભાષામાં યે લખ્યું.

એમનું લખાણ બહુધા પરલક્ષી જ છે. 'ફાર્બસવિરહ " જેવી આત્મલક્ષી કૃતિ અપવાદ ગણાય. ફાર્બસ સાહેબ સાથેની મૈત્રી એ એમના જીવનનો એક મહત્વનો પ્રસંગ જેને લીધે તો ગુજરાતને 'ફાર્બસવિરહ ' જેવી પ્રથમ-અને દલપતરામની કવિતામાં સહેજે પ્રથમ સ્થાન પામી શકે એવી-કરુણપ્રશસ્તિ પ્રાપ્ત થઇ. સ્વામી સહજાનંદ તથા દેવાનંદ સ્વામી સાથેનો સંપર્ક એ પણ એમના જીવનની મહત્વની ઘટના. એમના સર્જનમાંથી આંખે ઊડીને વળગે એવી કોઈ કૃતિઓ હોય તો તે

વક્રોક્તિઓ. વાંચતાં જ ધારી અસર ઉપજે એવી એમના કથનની તીવ્રતા છે. (ઊંટ કહે, કેડેથી નમેલી ડોસી, શરણાઇવાળો વગેરે.) ક્યારેક એ કથન માર્મિક ઉદાહરણો દ્વારા તીવ્ર બનતું હોય છે, એમની કવિતાની કેટલીક પંક્તિઓ તો કહેવતની કક્ષાની છે. દા. ત.

" સુલોચનાને શીર અંધ સ્વામી
ખરે વિધાતા તુજ કૃત્ય ખામી "

' કવિતાના રસમાં શૃંગાર રસ૦ સરસ છે.' એમ કહી શૃંગાર રસ માટેનો એમનો પક્ષપાત એમની ' સાચો કાવ્યરસ ' નામની કવિતામાંથી જણાય છે, એનાં ભય સ્થાનોનો પણ એમણે ખ્યાલ આપી દીધો છે. (ઉપદેશક ખરા ને) પણ શૃંગારરસની એમણે ઝાઝી કવિતાઓ નથી આપી.

કવિતાને એમણે આપમેળે ઊગવા નથી દીધી, જાણે કે કોઈકના કહેવાથી લોકોને આંજી નાખવાના હેતુથી લખી હોય એમ લાગે છે. એમના કેન્દ્રમાં એટલી કવિતા નથી એટલા લોકો છે. જનમનરંજન માટે એમણે શબ્દાર્થની ચાતુરીઓનો પણ ઠીક ઠીક આશ્રય લીધો. અલબત્ત દલપતરામે તત્કાલીન જમાનાના લોકોને મુગ્ધ કર્યા હતા; ને તે એટલી હદ સુધી કે ફાર્બસે આપેલ ' કવીશ્વર ' ના બિરુદથી લોકો પણ એમને ' કવીશ્વર ' કહી નવાજવા લાગ્યા. એમની શૈલીનું અનુકરણ પણ પુષ્કળ થયું એ પણ એમની લોકપ્રિયતા દર્શાવવા પૂરતું છે. એમના લખાણમાં એમના જમાનાનું પ્રતિબિંબ પડે છે. પણ એમનું લખાણ ભાગ્યે જ કવિતાની કોટિએ પહોંચે છે. તો આનાં કારણો કયાં હોઇ શકે?

એમની પાસે એવી કોઇ કાવ્યપ્રતિભા નહોતી. ઘણું બધું લખ્યું એમાં ક્યાંક ચમકારા છે. પણ એ ચમકારા પણ એવા નહીં કે જેને લીધે આપણે આસપાસના અંધકારને ભૂલી શકીએ.

કવિતા વિષેની એમની માન્યતા જ ભૂલ ભરેલી લાગે છે. એમની કૃતિઓ વાંચતા આપણને સતત એમ જ લાગ્યા કરે કે કવિ એમ જ

માનતા હશે કે કવિતા રચવા માટે વર્ણનો જ પર્યાપ્ત છે. અતિશય વર્ણનાત્મક શૈલી. વર્ણન તો એટલું બધું કે એના ભારમાં બિચારી કવિતા [ જો ઊંડે ઊંડે પણ કયાંય કવિતા કે એની છાયા પણ હોય ] તો ચગદાઈ જ જાય. વિગત પ્રચૂરતા યે એટલી કે કયારેક આપણને એમ લાગ્યા વિના ન રહે કે આપણે અહેવાલ વાંચીએ છીએ ઔચિત્યને ભૂલીને એમણે પાર વિનાનો વિસ્તાર સાધ્યો જેને લીધે કાવ્યનો દેહ પણ સપ્રમાણ ન બંધાયો. એમની કલમ જ અમુક રીતે ઘડાઈ છે એ હકીકતને એક વખત સ્વીકારી લઇએ પછી પણ આપણને એમ લાગ્યા વિના રહેતું નથી કે એમણે એ મર્યાદામાં રહીને પણ કશી પ્રગતિ કરી નથી. જુદા જુદા વિષયોને એમણે એક જ ચરેડમાં ઘૂંટયા છે.

તો પછી દલપતરામમાં એવું શું છે જેથી એ લોકો સુધી પહોંચ્યા અને 'કવીશ્વર'નું બિરુદ પામ્યા? દલપતરામને લાભાલાભ એમના જમાનો જ થયો. લોકોની કવિતા માટેની એવી કોઈ અભિરુચિ કેળવાયલી નહોતી. કોઇપણ વ્યકિત આવા અસાધારણ પ્રભુત્વથી સરળ ભાષામાં આટલા બધા વિગતપ્રચૂર વર્ણનાત્મક પદ્યો લખે એટલે એ જમાનાના મુગ્ધ લોકો અંજાયા વિના તો કઈ રીતે રહી શકે? નોંધપાત્ર લક્ષણ તો ભાષાનું પ્રભુત્વ અને એને લીધે એમણે સાધેલી સરળતા. સરળતા એવી કે ઘૂંટડા રહેલાઇથી ગળે ઉતરે. છંદોનું વૈવિધ્ય અને તેની શુદ્ધિ તથા પ્રાસની ચીવટ આ બધા તત્વો પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતા નથી. છંદની આટલી શુધ્ધિ અને છંદનું વૈવિધ્ય સૌ પ્રથમ આપણને દલપતરામમાં જ મળે છે.

દલપતરામને એમની મર્યાદાઓ [શક્તિઓ કરતાં વિશેષ] હતી. પણ આપણે જો દલપતરામને ન્યાય કરવો હોય તો આપણાથી એમ કહ્યા વિના ન ચાલે કે એ મર્યાદા માટે જેટલા દલપતરામ જવાબદાર એટલો જ [બલ્કે એથી યે વધુ] એમનો જમાનો જવાબદાર હતો. ●

—સુરેશ દલાલ

## પરિશીલન

હાથી તણું બચ્ચું હોય, પણ જો રાજાએ તેને
કૂતરું કહ્યું તો પછી કૂતરું તે કૂતરું;
બરફનો પીંડ બની તરી આવે ઉદધિમાં
રાજા કહે, રૂ તર્યું, તો રૂ તર્યું તે રૂ તર્યું.

(ગુર્જરી - વાણી વિલાપ)

o

રૂડાં, જુઓ, આ ચણીબોર રાતાં તે ઝાડને શીશ નથી સમાતાં,
કેવી દીસે જંગલ – બોરડીઓ, ઓઢી ઊભી સુંદરી ભીલડીઓ.

(શિશિર ઋતુનું વર્ણન)

o

વાવલીયા વ્હાલા રે પિયુ વૈશાખના
રજ ઊડે ને ભાભૂક મેલું થાય જો;
નથડીનું મોતી રે હીરો હારનો,
કહો પર હાથે કેમ તે ધોયો જાય જો.

('મહિના'ઓ માંથી)

o

પૂછો ચાલી ચકોરને, પૂછો જળચર કોય,
કાં તો પૂછો કમળને, સ્નેહી મર્યે શું થાય!

o

તલના તરુને જેહ સ્નેહ તણો સંબંધ નહીં,
તલમાં ક્યાંથી તેહ, એ અકળિત ઇશ્વર કળા.

o

વા'લા, તારાં વેણ સ્વપ્નામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ ફરી ન દીઠાં ફારબસ.

('ફાર્બસ વિરહ' માંથી)

●

# નિદ્રા

સાંત્વનાની હે પરમોચ્ચ સુકુમાર પ્રતિમા, મારા નિરવધિ ખિન્નતાના સાગર પર ઉદીયમાન હે ઉષા, પાવિત્ર્યની સૌરભ રેલાવતી શાન્ત પદ્મિની, મારી ચિરકાલિન ઝંખનાની અલૌકિક ચરિતાર્થતા!

નંદનવનના પુષ્પની જેમ, સ્વકીય સૌંદર્યમાં લય પામતી હતી તારી ગરિમા. તારી દૃષ્ટિ તેં મારી ભણી વાળી ત્યારે મને લાગ્યું; પાર્થિવ ભૂમિ પરથી જાણે ઊર્ધ્વ ઊર્ધ્વ પ્રદેશમાં આરોહણ કરી રહ્યો છું.

ને હવે તારા અદર્શ વક્ષસ્થલની ઉપર તારા ઉશસી-બિમલ બાહુપાશમાં મારો કારાવાસ મુક્તિનો કેવો અક્ષુણ્ણ આનંદ મને આપી રહે છે!

ઉષ્માભર્યા ચુંબન વડે, હસતે મુખે, તેં મારી સમગ્ર વેદના શમાવી છે. મારું ભગ્ન હૃદય તારું કેટકેટલું ઋણી છે!

વોન રામોન યિમેનેઝ

સુંદર રંગ માટે

## એશીઅનની બનાવટો

- સફેદો
- એલતેલ
- ઇનેમલ
- વૉરનીશ
- ડીસ્ટેમ્પર

બનાવનારાઓ:

## એશીઅન ઓઇલ ઍન્ડ પેઇન્ટ કં. (ઇન્ડીઆ) પ્રાઇવેટ લિમિટેડ

હાસ ચેમ્બર્સ, ૧ લે માળે, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ ૧.

તારઃ રેડલેડ  ફોનઃ ૨૫૫૬૭૨

# THE UTTAMCHAND FOUNDRY

*Founders of :-*

Non-Ferrous Alloys, Antifriction Metals, Aluminium Alloys, Brass, Gunmetal, Phosphor Bronze & Duraluminium to I S. D. & I. R. S. Specifications.

**A SPECIALITY.**

Office & Foundry:

1 st Cross Lane, Trimbak Parasharam Street,

**BOMBAY - 4.**


---

## '૫૭ ની કવિતા

૧૯૫૭માં ગ્રંથસ્થ થયેલા કાવ્ય સંગ્રહોનું અવલોકન આ સામયિક દ્વારા અપાશે... સર્વ લેખક (પ્રકાશક) બંધુઓને પોતપોતાની કૃતિ અવલોકનાર્થે 'કવિલોક'ના સરનામે મોકલી આપવા વિનંતી છે.

---

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર મારકેટ
રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/O સુદર્શન એન્ડ કં.
૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૨ : અંક ૨
વર્ષ ૨૦૧૪

પુરુષોત્તમ મિસ્ત્રી

## લ્યો ઉર સરસી

તપ્ત અને આ તરસી
હૃદયધરાને નાથ! હવે હે જાવ જરીક તો પરશી..

દગ્ધ શિશિરના કરા
પાનખર કેરું કેવલ રુક્ષ વૃક્ષ કે
ગ્રીષ્મતણી આ ધરા;
મેઘ સઘન થૈ આવો એને રોમ રોમ રહો વરસી..

અવ આ હૈયાભૂમિ
ઝંખે અહરહ થઈ આકુલ; દિયો રે
તવ દર્શન તવ ચૂમી;
આ અપરૂપ કુબ્જાને યે હે સુંદર! લ્યો ઉરસરસી..

•

જયન્ત પાઠક

## તું જ

જિન્દગી જેના વિના લૂખી ગણું તે તું જ કે?
ઇન્દ્રિયો જેના વિના ભૂખી ગણું તે તું જ કે?

તું જ આત્મા, તું જ દેહ,
વાસના તું, તું જ સ્નેહ;

ખીણમાં દોરી જનારી કેડી એ પણ તું જ કે?
ને ઊર્ધ્વમાં આરોહનારી સીડી એ પણ તું જ કે?

તું જ બંધન, તું જ મુક્તિ,
તું પતન, તું ઉદ્ધૃતિ;

અંધાર રાત્રિનો ગહન તે તું જ કે?
ને તેજનું તાતું કિરણ તે તું જ કે?

તું ધરા ને તું ગગન,
શૈત્ય તું, ને તું અગન;

સર્વમાં જે સર્વરૂપે વ્યક્ત છે તે તું જ કે?
ને દશાંગુલ સર્વ પર અવ્યક્ત તે પણ તું જ કે?

૦

## ગુલામ મોહમ્મદ શેખ

### ખોરડું

ફરી પાછું આ ખોરડું ચૂવે;
એક બીજાને આંકડા ભીડી
નળિયાં રાતાં પાણીએ રૂવેઃ
આજ ફરી પાછું ખોરડું ચૂવે.

કાલ સુધી તો તૂટલી વાંસ-ખપાટમાંથી રોજ
ઉતરી હેઠે
ચાંદરડાં કો'ક ચિતરી જાતું.
એ ગાર તણી પરસાળ આછા અંધારથી લીંપી
આજ કો એના અણુઅણુમાં ઉતરી જાતું.
ચાળણી જેવું છાપરું જળતી જાતને નેણનાં નીરથી ધુવે..
ફરી પાછું આ ખોરડું ચૂવે.

ઉપર આડા મોભ ધરૂજે, બારીઓ બારણાં હીબકાં ખાતાં,
બેય બાજુની લથપથે ભીંત, રેલે રેલે એના
ધોળ ધોવાતાં.
માંહ્ય રે'નારા વલખે, ને દૂર ચાળનારા
વણ થડકયાં સૂવે..
આજ ફરી પાછું ખોરડું ચૂવે.



## જસુભાઈ શાહ

### પ્રથમ વર્ષા

વમે તપન આગ, શી તડગતી ધરા! વ્યગ્ર સૌ.
નકામ ખસ ટટ્ટી, વ્યર્થ વીજ ઘૂમવે વીંઝણો;
ન બિંદુ દ્રવતું છતાં શુનક મોઢું માંડી રહે
નળે, વહન બંધ – (છે નગરપાલિકા જાગ્રત!)
લખ્યું છ બસ સ્ટેન્ડપે – ચિતરી ક્રોસ અંગ્રેજીમાં
"સૂતેલ અહીં જોન કો બસની રાહ જોતો રહી."
હૂળી અનલ અર્ણવે અવ અશેષ થાશે જગ?
ત્યહીં ઊગતી બીજ રક્ષગુતરી શી અષાઢની;
ઈશાન તણી સર્પિણી કથતી તેજ સંકેતથી
'જરી ન અકળાવ વા'ર વણવાર આવી રહી.'
ધરી પવન પેંગડે પગ પલાણતી વાદળી;
ધરા ધરપી, કયારી કયારી મહીં વારિ ઝારી ઝરી.
સમીપ પણ વિપ્રકૃષ્ટ મદનાતુરાં ગ્રીષ્મમાં,
થતાં પ્રથમ વર્ષણે ઉભય એક આશ્લેષમાં.



## શાયર

### મનનો મેળ

તારો ને મારો મનનો મેળ
કેવો દોહ્યલો!
આપણે તો જળ રે બાંધ્યાં હો બેલી!
જળ રે બાંધ્યાં હો વ્હેતાં પૂરનાં
બાંધ્યાં ઘડૂલે હોજી
ઘટના ઘડૂલે હોજી

બાંધી રે બાંધી સરતી વેળ!
તારો મારો મેળ કેવો દોહ્યલો!

આપણે તો અમી રે પીધાં હો બેલી!
અમી રે પીધાં હો દિલનાં દોહ્યલાં.

વખડાં વળોટી તનનાં
દુખડાં પળોટી તનનાં

તોડી રે તોડી જડની જેલ;
તારો મારો મેળ કેવો દોહ્યલો!

આપણે તો ફૂલથી બાંધી રે બેલી!
ફૂલથી બાંધી રે ગરવી ગોઠડી.

ધૂળે વસતાં હોજી
શૂળે હસતાં હોજી

ઘાવે ધોયા રે મનના મેલ!
તારો મારો મેળ કેવો દોહ્યલો!

આપણે તો દોષ રે ધોયા હો બેલી!
દોષ રે ધોયા હો ભવની ભોમના.

ધોયાં જનમે જનમ
ધોયાં કરમે કરમ

પાયાનો ચણ્યો પાકો મ્હેલ!
તારો મારો મેળ કેવો દોહ્યલો!

આપણે તો રૂપ રે જોયાં હો બેલી!
રૂપ રે જોયાં હો પારાવારનાં.

ઊઘડ્યાં અંતરનાં આકાશ
નતર્યાં ઉપલિયા આભાસ

તૂટી રે તૂટી નડતી નેળ!
તારો મારો મેળ કેવો દોહ્યલો

●

## મકરન્દ દવે

### કાંઈ નથી

તું તો કહે છે તને કાંઇ નથી, કાંઇ નથી,
તો ય તારું હૈયું કેમ કાંપે?
વાળી વાળી કેમ તારી નજરું ભમે છે અલ્યા,
ભૂલી પિછાણને ઝાંપે?
કોતરાયું કાંઇ તે અદકું ચમકાર કરે,
કાળજ ભલે ને ઘસી કાઢે;
ચોમાસું ઘાસ જેમ લીલું લીલું પાંગરે
મરને તું લાખ વાર વાઢે!
તારા જીવતરમાં જોઇ લીધું બંધવા,
કોઇનું પડી ગિયું ફોટું:
કાંઈ નથી, કાંઈ નથી, કે'તાં સમજીએ
ઈ તો સંધુય છે ખોટું.

•

## કાન્તિલાલ બ્રોકર

### હવે

હવે ન સહ્યું જાય મૌન તવ આમ, હે સુંદરિ!
રિસાઇ મુજથી તમે, હૃદયધામ મારાં સૂનાં
સૂનાં સહુ કરી, ગયાં દૃગથી દૂર શાને? કહો.
તમે હૃદયબાગમાં રસિકતા તણા છોડને
સદાય નિજ હાથથી અમૃત પાઈ મોટો કર્યો
જ્યહીં કળીકળી મહીં રસસમૃદ્ધિ મ્હોરી ગઇ!
હવે ફકત એ દિનો સ્મરી સ્મરી રહ્યું જીવવું?
રહી ફરી ફરી પ્રસાદી તવ યાદીની ગુંજવી?

•

## હેમન્ત દેસાઈ

### માઝમ રાત

આ શાંત માઝમ રાત!
ત્યાં આભના એકાંતમાં કંઈ
ધ્યાનમાં તલ્લીન થઈ
અહો જમાવી બેસી ગઈ છે તારલાઓની જમાત!
શાંત માઝમ રાત!

દાઝેલ હૈયે શા નિસાસા નાખતી ધરતી પડી!
ને વાયરો તેને અડી
પાછો વળી શું શાંત થઇ બેઠો ઘડી!
દર્દ જાણે કે સ્વયં પીગળી ગયું
અશ્રુ થયું!
ઝીલતું હૈયું રહી રહીને થતો તેનો નિપાત!
શાંત માઝમ રાત!

સીમનું શિયાળવું દોડી જતું કો દૂર ને
ખડખખડખડ ખાખરાનાં પાંદડાં ખખડે ખખ
શાંત સરજલમાં પડે પથ્થર અને
ઊઠે વમળ તેવો ધ્વનિ
વાતાવરણનું સ્હેજ કંપાવી મૂકે છે ગાત!
શાંત માઝમ રાત!

અન્ય વૃક્ષોની કરી અવહેલના હસતું ભલું
નિજ ગર્વમાં મસ્તાન એવું

એકલું ઊભું બધાંથી સાવ અળગું
એક બાવળનું ઠૂંઠું
ને તેની એકલ ડાળ પર
કો'ક હોલું સાવ બ્હીલું
(પંથ ભૂલ્યું ? વા વિખૂટું એ પડ્યું વ્હાલાંથકી ?)
બેઠું નિરાશ
હૈયે નથી રહેજે નિરાંત !
શાંત માઝમ રાત !
દર્દીને કેવું શયન !
પ્રાચીમાં માંડી નયન
એ પ્રતીક્ષા રશ્મિની કરતું દીસે
ઊડી જવા તત્પર છતાં ના પાંખનો ફફડાટ કૈં
થોડા પ્રહર બાકી છતાં
કેટલી લાંબી અહો એની હશે આ રાત ?
શાંત માઝમ રાત !



## સુરેશ દલાલ

### અબોલા

હું તો તારી તે સંગ નહીં બોલું
કે વ્હાલમા તારી તે સંગ નહીં બોલું !
તારા વિના તે પાછી કોઈને કહેવાય નહીં
એવી આ વાત મારા હૈયામાં માય નહીં;
તોય હોઠના આ બંધ નહીં ખોલું
કે વ્હાલમા તારી તે સંગ નહીં બોલું.

દિન તણા કામે તું જાય કરી ડોકિયું,
નીંદરમાં જાય જલી શમણાંનું કોડિયું;
હું તો ઝબકી જાગું ને આંખ ચોળું
કે વ્હાલમા તારી તે સંગ નહીં બોલું !
મુખડું જોયું ને જાગી માયા આ મનમહીં,
વણ સૂણ્યો સૂર સૂણું જીવનના વનમહીં;
મારું ખોવાયું શું ને શું ખોળું ? –
કે વ્હાલમા તારી તે સંગ નહીં બોલું !

૯

## કમલ વૈદ્ય

### પ્રાણ હે !

પ્રાણ ! નિર્ભય બનો
સૃષ્ટિના સકલનો સંગ માણી રહો
પ્રાણ નિર્ભય બનો
સર્વ આ કરણમાં શક્તિ જો તવ રમે
ભૂમિ, જલ, ગગન —
અવકાશમાંહી મહત્ જે ભમે ...
એક પગલે પદાક્રાન્ત આ લોક,
એવો જ તે કાલ ધરશે કદી ઝોક ...
નિર્ભય બનો
પ્રાણ હે
સર્વના સંગનો મર્મ માણી રહો
નિત્ય આનંદને ગાન એની કથાને કહો.



## રમેશ જાની

### અજાણ્યાં ફૂલો !

તમે અજાણ્યાં ફૂલો —
જાઈ જૂઈ કે પારિજાત ના,
રાતરાણીની જાતભાત ના,
નહીં મોગરો, ગુલાબ, ડોલર
ગુલછડી તણી વાત વડી ના,
તમે અજાણ્યાં —
સાવ અજાણ્યાં ફૂલો ?

(મુજ કુટીરની સામે)
અણપ્રીછેલાં રૂપરંગનો
મનભર બસ વહવો છો નિત નિત
મહેરામણ અણમૂલો !

તમે અજાણ્યાં
તોયે જાણે મનનાં મારાં
અકલિત ગુંજન-ગીત તણો
હો, મનહર રસભર રંગરાગનો ઝૂલો ?

તમે અજાણ્યાં,
સાવ અજાણ્યાં ફૂલો ?



રાજેન્દ્ર શાહ

## ગ્રીષ્માંત

અપરાહ્ન

આતપ્ત કુટીર થકી આમ્રઘટા તલે મૂકી આરામ ખુરશી
આસીન હું ઉદાસીન મને.
ગ્રંથકથા તણું રહ્યું અધુરું શ્રવણ:
અચ્છોદ સરસિજલ તૃપ્ત સુપ્ત રાજપુત્ર
શ્રાન્ત ભાલે
મુગ્ધ વનપરી, મંદ વાયુની લહર જેમ, લળી લળી
સુકોમલ સ્પર્શતણી શાન્તિ લહે ગુપ્ત
અનુસંધાનને સૂત્ર નેત્રને ફલક રમી રહે ચલચિત્ર:
સહસા કુમારની જાગ્રતિ
મધુક્ષોભ
મિલન ને
પરિણુતિ.
કથા અહીં પૂર્ણ.
શૂન્ય નયન અતંદ્ર
નભમહીં - નિરાધાર આનંત્યમાં લીન:
અર્ધ નિમીલને યદિ ન્યાળે ધરાતલ
મરીચિકા જલ કેરે આ છેરે તરંગ જાણે
અચંચલ મીન.
રવ મર્મર વિહીન અસીમ એકાન્ત:
મહાકાલ ગતિહીન ક્લાન્ત.
શ્વેત ચારેગમ શ્વેત અગન અગન
નીલ પર્ણપુંજ થકી ફરકંત નહીં વાયુ નહીં રે વ્યજન.

આ નિદાઘમહીં મધ્ય દિને
ઊર્વીથકી અંતરીક્ષે ભમરાળ ભ્રમણમાં
ડંમર જે દોડે નિત્ય પાગલ ઉન્મન
– દગ્ધ અંતરમાં ધરી રહી કોઈ અદમ્ય ક્રંદન-
નહીં એ ય દૃષ્ટિ મહીં ક્યાંય....
તરુચ્યુત પિંગલ પત્ર કે છિન્ન ધૂલિકણે
સ્વપ્ન એનું શયિત મૂર્ચ્છિત.
કવ
કોણ ઈન્દ્રવન કેરી અપ્સરાનો પ્રહર્ષણ
મળે સ્નિગ્ધ
સંજીવન સ્પર્શ
અમી વર્ષણની તુષ્ટિ ?
પરિચ્છન્ન મર્મ....

સહસા અખોલ–નીડ થકી ઊડી આવી ચકયુગ્મ
પૂર્વ ભણી પ્રલંબાતી છાયામહીં
ક્રીડન આનંદરત કરે ધૂલિસ્નાન
(અંગ નહીં મ્લાન)
પાંખ પાંખની પ્રમત્ત ઝાપટને રવ
રજનો ગોરંભ ક્ષુદ્ર
કિંતુ
લાગે ચિત્તને હિલ્લોળ
કાળને પ્રવાહ દૂર દૂર અતીતને પ્રાન્ત
વહી જાય સ્મૃતિ ઉડુપિની

દુર્દાન્ત યૌવન :
પરિચય નહીં તેની અદમ્ય પિપાસા થકી વિહ્વલ અંતરે
જનાલયે ઘનારણ્યે નિરંતર પરિભ્રમણ ઉદ્યત
કોઇ કલસૂર
મધુગંધ
છન્ન લાવણ્યની સ્વપ્નમયી છાયાનું અંજન
કરે આકર્ષણ
--અશ્વખુરા થકી વિદ્ધ ધરિત્રી આ મૃણ્મય અશ્મર
નહીં તો ય સિધ્ધિ
અગોચર સ્થાન
પરાભવ માને નહીં અભિમાન
પ્રદીપ્ત અગ્નિનું આજ્ય બને જીવિતવ્ય
ક્ષણે ક્ષણે ક્ષીણ
લયમાન
ત્યહીં
અર્ચિપુંજ થકી પ્રભવંત અનન્ય સુંદર પ્રતિભાન
શાન્તિ...
ઋતુક્રાંતિ...

"શી મધુર તંદ્રામહીં મગ્ન?
કને કોણ આવી ઊભું એથી અણજાણ?"
ઉઘડતી આંખ લહે સ્વપ્ન જાગ્રત એકાકાર.
કટિપર ધરી લઘુ કુંભ, અંગને ત્રિભંગ,
મંદ મંદ સ્મિત ઝરી મંજુલભાષિણી કહે;
"લિયો શીત જલ"

એ જ તે સમય
સ્વેદસિક્ત તરસ–વિહ્વલ કોઈ શ્વાન
ઢૂંઢે અહીં આવી ઢળ્યા પાણીનું પલ્વલ
નહીં ક્યાંય....

કુંભ થકી ભરી દીધ પ્રાંગણની ઠીબ
સદ્ય એને પાન

અમીની નજરે ઉભયને જરા લહી રહી
પશુ કરી જાય છે પ્રયાણ.

અચિંત વાયુની વાગે છોળ
દૂરની વૃષ્ટિનો મળે જ્વરહર સુશીતલ સ્પર્શ
સિક્ત ધૂલિના પ્રથમ ક્ષોભનો રેલાય પરિમલ
અવ અંતરીક્ષમહીં વિહંગ વિહાર

બહીંકંઠનો પ્રસન્ન ટુહૂકાર
દિગન્ત ગજે છે દુંદુભિથી ઘન ઘન
ઘેરાય ગગન....
ઝીણેરી ઝર્મર થકી સ્તિમિત નયન.



# નર્મદાશંકર લાલશંકર દવે [૧૮૩૩-૧૮૮૬]

મુખ્ય કૃતિઓ:-સ્વતંત્રતા, વૈધવ્યચિત્ર, ગોપીગીત, ઋતુવર્ણન, વનવર્ણન, હિંદુઓની પડતી, અનુભવલહરી, નર્મકવિતા વગેરે.

નર્મદ ગદ્યકાર અને કવિ તરીકે આપણા અર્વાચીન યુગનો છે આદિ વિધાયક. જુની પરંપરાગત રીતિનો પ્રારંભકાળમાં ઉપયોગ કર્યા પછી એ ચીલાનો પરિહાર કરી એણે માતબર કહી શકાય એવાં નવાં તત્ત્વોનો નવા માર્ગોનો ગુજરાતી સાહિત્યને પરિચય કરાવ્યો. એણે આંકેલી નવી કેડીઓ, એણે આદરેલાં નવાં પ્રસ્થાનો એને જશનો અધિકારી ઠરાવે છે. અંગ્રેજીના રંગે પણ રંગાવાનો સૌ પ્રથમ લાભ એને જ મળે છે. પરિણામે એની કૃતિઓ દ્વારા અર્વાચીનતા સંપૂર્ણપણે સાકાર થાય છે. વિષય અને રીતિ બન્ને બાબતમાં સાહિત્યને નવો ઝોક એની દ્વારા જ પ્રાપ્ત થાય છે.

જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યમાં જ બહુધા અટવાતા જતા તત્કાલિન સાહિત્યની આસપાસ નર્મદે નવું જ વાતાવરણ જમાવ્યું. જે દિશાના દ્વારની એ જમાનામાં કોઇને યે કલ્પના નહોતી એ દ્વારનાં કમાડો એણે ખોલીને વિષય વૈવિધ્ય આણ્યું. એની આગવી પ્રતિભા, લાક્ષણિકતા એમાં સંપૂર્ણપણે પ્રકટ થઇ.

એનાથી કવિતાનું ક્ષેત્ર નિ:સીમ સુધી ઉઘાડ પામતું જાય છે. કાવ્યના અધિષ્ઠાન તરીકે એણે પ્રકૃતિને સ્વીકારી. શુદ્ધ પ્રકૃતિ વર્ણનનાં કાવ્યો સૌ પ્રથમ આપણને નર્મદે જ આપ્યાં. 'વનવર્ણન' નું કાવ્ય સહેજે ધ્યાન ખેંચે એવું છે. જોસ્સામાં આવી ઘણીવાર ઔચિત્યહીન વિગતો કવિતામાં એ ઠાંસી દે છે. ને નોય બધા નિરર્થક તત્ત્વોમાંથી પણ માર્ગ કરીને એની પ્રતિભા એની પાસે સુંદર કાવ્યાત્મક ચિત્રોનું સર્જન કરાવી જાય છે.

રાધા-કૃષ્ણને અંચળો ઉતારી નર્મદે પ્રણયને પ્રણયની રીતે બિરદાવ્યો અને ગાયો. અલબત્ત, એની કલમ સ્પર્શે છે તો સપાટીને જ. ગહનતા કે ઊંડાણ તાગવામાં એ સફળ નથી થઈ. સ્થૂળતા તો ભારોભાર છે. સૂક્ષ્મતાની ઝાંખી પણ નથી થતી. પરંતુ પરલક્ષી જ કાવ્યો લખવાનો જ્યારે મહિમા અને મહાવરો હતો ત્યારે નર્મદે આત્મલક્ષી કાવ્યો રચ્યાં. છંદ અને અલંકારને જ પ્રાધાન્ય ન આપતાં કાવ્યના રસતત્ત્વનો આવિર્ભાવ થાય એ માટે એણે સવિશેષ તકેદારી સેવવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો.

નર્મદની કવિતામાંથી આગળ તરી આવે છે સ્વતંત્રતાનાં દેશાભિમાનનાં કાવ્યો. 'જય જય ગરવી ગુજરાત' દ્વારા ગુજરાતની ભૂમિને તો એણે મનભરીને ગાઈ છે. નર્મદે ગીતો પણ લખ્યાં. જો કે એમાં પણ એને જોઈએ એવી સફળતા તો પ્રાપ્ત ન જ થઈ. એણે આ દિશામાં વધુ સન્નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કર્યો હોત તો કદાચ એ ગુજરાતને સારાં ગીતો આપી શક્યો હોત. એની કેટલીક પંક્તિઓ તો વાચકના હૃદયમાં અંકિત થઈ જાય એવી નૈસર્ગિક ચારુતાવાળી અને લાલિત્યયુક્ત છે.

સખી, રૂઠયો છે આજ રસિક શામળો લે.

હશે પાતળીના પેટમાં શો આમળો લે!

નર્મદ ઓછો મહત્વાકાંક્ષી નહોતો. મહાકાવ્ય રચવાના એને ભારે કોડ હતા. દોઢેક હજાર પંક્તિઓનું 'હિંદુઓની પડતી' નામનું લાંબુ કાવ્ય પણ એણે રચ્યું. મહાકાવ્યનાં લક્ષણોને એ સમજ્યો'તો પણ સારી રીતે. છતાં પણ આ સમજણ પણ એની મદદે ન આવી શકી એ સખેદ નોંધવું પડે છે.

નર્મદના વ્યક્તિત્વના બે પાસાં; નિબંધકારનું પાસું એટલું બધું પ્રબળ કે આપણે નર્મદની કવિતા વાંચીએ ત્યારે પણ આપણને ઘણીવાર એમ જ લાગે કે આપણે પદ્યમાં નિબંધ વાંચીએ છીએ.

એણે એકલે હાથે ઘણું બધું કર્યું એની તો નર્મદના દુશ્મનથી પણ ના પડાય એમ નથી. કોશ તૈયાર કર્યો ને વિવેચનો પણ કર્યાં; આત્મકથાયે લખી અને ચરિત્રો પણ લખ્યા. ચર્ચાઓ કરી અને બીજી અનેકવિધ પ્રવૃત્તિઓમાં પોતાની જાતને પરોવી દીધી. છતાં પણ આ

ઘણું બધું કરવામાં ને કરવામાં જ એની શક્તિઓ એક જ વસ્તુ પર કેન્દ્રિત થવાને બદલે આહીંતહીં વેડફાઈ ગઈ.

પ્રેમ-શૌર્ય એ નર્મદનો મંત્ર. નીડરતા અને નિખાલસતા એ ગુણો એનામાં વણાઇ ગયા હતા. સાહિત્યકાર નર્મદ કરતાં વ્યક્તિ નર્મદ વધારે ઉજળો હતો, વધારે મહાન હતો. 'જોસ્સો' શબ્દ સાંભળતાં જ સાહિત્ય રસિકને તો નર્મદ જ યાદ આવવાનો. પણ એની આ 'જોસ્સા'ની ભાવનાએ જ એની કવિતાને હણી નાખી. વિશાળ વાચનથી પણ એની વિવેક દૃષ્ટિમાં ઊંડાણ ન આવ્યું. કાળનો સામનો કરી ટકી શકે એવા ચિરંતન અંશો નર્મદની કવિતામાં પ્રકટ ન થઇ શકયા. એનું મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિએ જ સવિશેષ.

દલપતરામની જ હરીફાઈ કરતો હોય એ રીતે જે જે વિષય પર દલપતરામ લખે તે તે વિષય પર લખવાનું નર્મદ ચૂકતો નથી. ચૂકે તો તે નર્મદ નહીં. દલપતરામ અને નર્મદની આપણે ત્યાં સરખામણી થાય છે. કોણ મહત્વનો અને કોણ મોટો એ વિશે ચર્ચાઓ પણ ઓછી નથી થઈ. જોવા જઈએ તો દલપત–નર્મદ એકમેકના પૂરક જ હતા ને! જે વ્યંગની સૂઝ દલપતરામમાં હતી તેનો નર્મદમાં સદંતર અભાવ હતો. તો નર્મદમાં પણ એવાં કેટલાંક તત્ત્વો હતાં જેનો અંશ દલપતરામમાં ભાગ્યે જ મળે. દલપતરામે શૃંગાર રસની ઝાઝી કવિતાઓ નથી આપી તો નર્મદે શૃંગારરસની જે કવિતાઓ આપી છે તે સ્થૂળ મર્યાદાને ઓળંગી નથી શકી. નર્મદે લાવણી, રોળા તથા કટાવનો સમર્થ રીતે ઉપયોગ કર્યો છે છતાં પણ દલપતરામ જેવી છંદોની શુદ્ધિ નર્મદમાં નથી. ભાષામાં લાલિત્ય તો કયારેક જ દેખા દે છે. દલપતરામમાં ભાષાની જે સરળતા છે એનો પણ ચોખ્ખો અભાવ નર્મદમાં જણાયા વિના રહેતો નથી. આ બધું નર્મદમાં ન હોવા છતાં પણ સાહિત્યને નવો વળાંક તો નર્મદ જ આપે છે; એટલે જ ગુજરાતી સાહિત્ય નર્મદનું ઋણી છે.

— સુરેશ દલાલ

સહુ સગું, સારાનું ભાઇ, સૂંઘે ન કો કરમાઇ જાઈ!

+ + +

તાપી દક્ષિણ તટ, સુરત મુજ પાવક ભૂમિ,

મને ઘણું અભિમાન, ભોંય તારી મેં ચૂમી.

+ + +

સજન નેહ નિભાવવો, ઘણો દોહ્યલો યાર;
તરવો સાગર હોડકે, સૂવું શસ્ત્ર પર ધાર.
સજન નેહ કરવો ભલો, ભૂંડો તેહનો છેહ;
નિર્દોષી જીવનો મૂઓ, ગાડો થઈ તે દેહ.
સજન નેહ શીતળ ઝરો, પણ કાયાને ચેહ.

+ + +

પગલાં ભરવા માંડો રે, હવે નવ વાર લગાડો રે!
આજ ઊકશું, કાલ ઊકશું, લંબાવો નહિ દહાડા;
વિચાર કરતાં વિઘ્નો મોટાં, વચમાં આવે આડાં.
આગ લાગતે કૂવો ખોદવો, પશ્ચિમબુધિયા થવું;
પાણી આવે પાળ બાંધવી, તેમાં તે શું રાવું?

+ + +

દાદુરો તે સરવર વિષે બોલતા કૂદતા ને

પીએ નીચે પય પય કરે આકળા ચાતકો તે.

આડો જાતો બહુ પવનથી મેઘ ઊંચેથી એવો,

એ તો લાગે બુધ ઊંડી રહી વા દીસે ધૂમ્રગોટો.

+ + +

મર્દ તેહનું નામ, ભોગવે શ્રમે રળેલું;

સિંહ સરીખો તેહ, ખાય નહિ ઘાસ પડેલું.



હરિવલ્લભ ભાયાણી

[ મૂળ અપભ્રંશ દુહા હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણમાં ઉદ્‌ધૃત]

| મૂળ | અનુવાદ |
|---|---|

## અંગુલિ જર્જર

| | |
|---|---|
| જે મહુ દિન્ના દિઅહડા | પ્રવાસી પિયુ ! |
| દઇએં પવસન્તેણ | તેં દીધા અવધિના ગણ્યા વાસર |
| તાણ ગણન્તિએ અંગુલિઉ | ગણી ગણી નખે |
| જજ્જરિઆઉ નહેણ | કરી અવ કરાંગુલિ જર્જર |

## વિરહમર્કટ

| | |
|---|---|
| અજ્જ વિ નાહુ મહુ જ્જિ ઘરિ | પ્રયાણપળ... |
| સિદ્ધત્થા વન્દેઇ | દેવ પાસ ધૃત દીપ... |
| તાઉં જિ વિરહુ ગવક્ખેંહિં | આ વંદતો પ્રવાસતતપર પિયુ |
| મક્કડ – ઘુગ્ઘિઉ દેઇ | હજી અહીં જ — |
| | — ત્યાં તો જુઓ ! પણે |
| | ઉપલી બારીએ... |
| | હૂપાહૂપ કરી રહ્યો, કરત |
| | ડોકિયાં, દાંતિયાં |
| | ભૂંડો વિરહમાંકડો ! |

મૂળ — અનુવાદ

## સૂરજ ડૂબતાં

રવિ-અત્થમણિ સમાઉલેણ
કંઠિ વિઇણ્ણુ ન છિણ્ણુ
ચક્કેં ખંડુ મુણાલિઅહેં
નં જીવગ્ગલુ દિણ્ણુ

ડૂબતો સૂરજ
— ને બાવરે ચક્રવાકે —
કમળતંતુ-ટુકડો મૂક્યો મુખે
ત્યહીં જ અટકી રહ્યો —
ના ગળ્યો;
'ફીટી જતો રખે જીવ
બેબાકળો'
જાણીને, કંઠ આડે દીધો આગળો.

## ભીંજવે સૂકવે

'પહિઆ દિટ્ઠિ ગોરડી?'
'દિટ્ઠી મગ્ગુ નિઅન્ત
અંસૂસાસેંહિં કંચુઆ
તિન્તુવ્વાણ કરેન્ત'

'ગોરીને દીઠી, પંથી?'
'કહું, શું કરે?
વાટ જોતી ગળે
ને — વધું શું કહું?
કંચવો અશ્રુ-નિઃશ્વાસથી
ભીંજવે સૂકવે!'
(કવિ મુંજ)



- ટીસ્યુ
- ક્રાફ્ટ
- બટર
- સીલેફોન
- બૉન્ડ
- પ્રિન્ટીંગ

વગેરે દરેક જાતના
કાગળો અને પૂંઠાની આપની
જરૂરિયાત માટે

## જયપ્રકાશ એન્ડ કંપની

૫૮/૬૦, સુતાર ચાલ, મુંબઈ ૨.

---

# THE UTTAMCHAND FOUNDRY

*Founders of :-*

Non-Ferrous Alloys, Antifriction Metals, Aluminium Alloys, Brass, Gunmetal, Phosphor Bronze & Duraluminium to I. S. D. & I. R. S, Specifications.

**A SPECIALITY.**

Office & Foundry:

**1 st Cross Lane, Trimbak Parasharam Street.**

**BOMBAY - 4.**


Whatever you drive...
you'll get better
performance with
STANVAC products
Mobilgas • Mobiloil Special • Mobiloil
STANDARD-VACUUM OIL COMPANY
(Incorporated in the U.S.A. with Limited Liability)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ

૦

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

૦

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

૦

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૨ : અંક ૩

શરદ ૨૦૧૪

## ભગવતીકુમાર હ. શર્મા

### નવપ્રભાતનાં પુષ્પ

હતી રજની ઘોર શી, ભયભરી દિશાઓ અને
દિસંત ઉડુઓ થીજેલ નયનાશ્રુ શા વ્યોમમાં.
ઉરો ફફડતાં હતાં અશુભ કલ્પનાઓ કરી,
ભવિષ્ય? અહ, અંતરે શૂળ સમી વ્યથા લાગતી.
પડ્યો શિશુ પથારીએ દરદપૂર્ણ, વ્યાધિગ્રસ્યો,
દુવાર નહિ નેનનાં ઊઘડતાં – ઘડીઓ વીતી.
નહીં અધરકુંજમાં ખીલત પદ્મની પાંખડી!
દીસે શરીર ગ્રીષ્મની ધરતી પેર, એવો જ્વર.

અરે કુસુમછોડપે ધસત ચંડ ઝંઝાનિલો!
ધરાશરણ થૈ જશે મૃદુલ છોડ? શંકા થતી.
અમે – શિશુ તણાં પિતાજનનીએ – વિતાવી નિશા
અજંપ, અવ ઝંખતાં શિશુની સ્વસ્થ પ્રકૃતિને.

પ્રભાત પડતાં ખુલ્યાં નયન બાળનાં સસ્મિત;
ફૂટી મુખમહીં હતી જૂઈ શી શ્વેત બે દંતુડી!

## ઉશનસ્

### પ્રીતની બારમાસી

કાર્તિક :
જિંદગી હજીયે ભૂત સ્મરણથી જીવવા જેવી ઠીક.
માગશર :
સંકેલાતાં સ્મરના રસનાં પાછાં ભાથે શર.
પોષ :
રસનો પૂરણ શોષ;
મઘમઘતો રે આ માઘ :
વરરાજાએ પ્હેર્યો માથે ખૂંપ–ફૂલની પાઘ.
ચઈતર :
એક પ્રીતનાં અવર પ્રીતશું જાતજાતનાં ચરિતર.
વૈશાખ :
અમ્લ પદારથને પલટાવી કરવો પડશે પાકી સાખ.
જયેષ્ઠ :
નહિ માને એ હળવી રીતે, તપની રીતજ એષ્ઠ.
અષાઢ :
તપ જોઈ તવ ગાઢ–પ્રગાઢ
જો એ પીગળી આવ્યા આખા મ્હોડ થઈને બાઢ!
શ્રાવણ :
એ માર્દવથી, ભોળી! વંચિત તું થાતી નવ,
હેલી થતી જો આછી ધીમી ઝરમર. વીનવ:
'ઓ રે પતિત પાવન!
આવ્યા છો તો જાર ન, જાવ ન!'

ભાદ્ર :
જતા રહ્યાને તુજને મૂકી રોમે રોમે આર્દ્ર ?
આસો :
ઓ રે અભાગિન !
અવ એના વિણ
મેળવ સંચ્યાં સ્મરણ તણા બસ પ્રાસો.

સ્મરણ

મનભાવન
પ્રીતનું સ્વરૂપ વિરહે કેવું પાવન !
સ્મરણ :
વ્યતીતની સઘળી ય સમૃદ્ધિ
માત્ર હવે અહીં સ્મર ન.



## જતીન્દ્ર આચાર્ય

### વહુવર

તમારી મહુવર વાગી ને વહુવર વાટમાં
અમથી કેમ રે રહેવાય, કેમ રે રહેવાય !
મનડામાં મણિધર ડોલિયા.
એ મારી મહુવર વાગી તો રૈવર શામળા
અમથી કેમ રે કહેવાય, કેમ રે કહેવાય !
રુદિયામાં ચંદન ઢોલિયા. ... ૧
તમારી નજરું લાગી ને વહુવર વાટમાં
અમથી કેમ રે સ્હેવાય, કેમ રે સ્હેવાય !
તનડામાં કળતર કારમાં.

## હેમન્ત દેસાઈ

### ગુલાલ મેલ, મન!

આ રૂપ અને રંગનાં વહાલ મેલ, મન!
જોયું ઘણું જોયાતણા ખયાલ મેલ મન!
જો રંગની જ હોય મજા તો બીજા નથી?
હોરી ગઈ વીતી હવે ગુલાલ મેલ, મન!
સાગર સમા થવું છ કિન્તુ ખાર લાધશે,
મોટા થઈ જવાની આ ધમાલ મેલ, મન!
ઉજ્જડ જીવનની રાત, સફરનો ન ધ્રુવ કો,
તું દૂરદર્શિતાની આ મશાલ મેલ, મન!
પામે ન ફૂલ ડાળનોય આશરો સદા,
આલંબને જીવી જવાનો ખ્યાલ મેલ, મન!
પાછળ ગયું શું? ને શું આવશે હવે પછી?
તું ચાલ, વ્યર્થના બધા સવાલ મેલ, મન!
જોયું જશે ટદીક સ્વપ્ન જો મળે મધુર,
જાગ્યા પછી હવે શું? આશ હાલ મેલ, મન!



## અચાનક થઈ ગયું

ઉર નેણનું નિશાન અચાનક થઇ ગયું,
બાળક હતું; યુવાન અચાનક થઇ ગયું.

સુંદર મજાનું સ્થાન અચાનક થઇ ગયું;
મન એક ભર્યું મકાન અચાનક થઈ ગયું.

એક કાવ્ય એક ગાન અચાનક થઇ ગયું;
જીવન કલાવિધાન અચાનક થઈ ગયું.

એક સ્વર્ગ જેની કલ્પના અમનેય ના હતી;
આંખોની દરમિયાન અચાનક થઈ ગયું.

વેધક નજર મળી ન મળી કે લચી પડી,
એ તીર પણ કમાન અચાનક થઇ ગયું.

શું યે ન જાણે પાઇ ગયા ઘેરી આંખથી;
ખોટા ખરાનું ભાન અચાનક થઈ ગયું.

કંઈ એમ મારી પાસ પધાર્યાં એ પ્રેમથી;
મુજ દૂર સૌ ગુમાન અચાનક થઈ ગયું.

એ શું મને મળ્યા કે અજંપો બધો ગયો;
મુજ રોગનું નિદાન અચાનક થઈ ગયું.

પાગલ થવાને જોઇએ 'ઘાયલ', અનેક વર્ષ,
એ પદ મને પ્રદાન અચાનક થઈ ગયું.

o

## રતિલાલ અનિલ

### બેખબર નથી

મેં પણ કર્યો છે પ્યાર, હવે બેખબર નથી,
મારાથી આ બહાર હવે બેખબર નથી.

સંધ્યા અગર સવાર, હવે બેખબર નથી;
મારાથી તે લગાર હવે બેખબર નથી.

શું સાર, શું અસાર; હવે બેખબર નથી;
આવી ગયો છું પાર, હવે બેખબર નથી.

કોના વિરહથી ખુશ હતા તારા અમાસના,
અંધાર કે અપાર – હવે બેખબર નથી.

રજરજને ઓળખે છે, એ શાથી થયાં પુનિત
મારા સદનનાં દ્વાર હવે બેખબર નથી.

શા પર તરી ગયો અને શા પર હતા તરંગ,
શું નાવ, શું કિનાર; હવે બેખબર નથી.

બુદ્ધિનો તાપ કેટલો – જાણે છે લાગણી;
સૂરજથી કંઈ તુષાર હવે બેખબર નથી!

મ્હેફિલ તો રંગરાગમાં ડૂબી હતી છતાં;
હું કાં હતો બહાર – હવે બેખબર નથી.

સંહારની રમતમાં ખરે કોનો હાથ છે,
શું તીર, શું શિકાર – હવે બેખબર નથી.

હૈયાનાં કંપ, ચીસનું યે જ્ઞાન છે અનિલ,
અંગુલિ કે સિતાર, હવે બેખબર નથી!

રામપ્રસાદ પ્રે. બક્ષી

## મર્મર–શ્રી જયન્ત પાઠક

બીજી સંવર્ધિત આવૃત્તિ. પ્રકાશક :– પોપ્યુલર બુક સ્ટોર, સૂરત.
મૂલ્ય બે રૂપિયા.

શ્રી જયન્ત પાઠક નિવેદનમાં જણાવે છે કે 'મર્મર'ની આ બીજી સંવર્ધિત આવૃત્તિમાં પ્રથમ આવૃત્તિમાંનાં કેટલાંક કાવ્યો રદ કરવામાં આવ્યાં છે અને એ આવૃત્તિના પ્રકાશન પછીના ગાળામાં લખાયેલાં કાવ્યોમાંથી કેટલાંક ચૂંટીને મૂકવામાં આવ્યાં છે. નવાં ઉમેરાયેલાં કાવ્યોની પસંદગી પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કરી આપી છે, અને એ જ કાવ્ય–રસિક વિદ્વાન પ્રાધ્યાપકે પ્રથમ આવૃત્તિ માટે લખેલો 'પ્રવેશક' અંશતઃ સુધારીને આ આવૃત્તિમાં મૂક્યો છે. ગ્રન્થાન્તે ટિપ્પણ છે તે શ્રી ઉશનસે લખેલું છેઃ કવિ હૃદયને કવિહૃદયે કરેલી ગુણપિછાણનો લાભ મળ્યો છે. 'મર્મરનું મર્મદર્શન' એ નામની શ્રી વ્રજરાય દેસાઇએ કરેલી વિવેચના પણ ગ્રન્થારંભે સ્થાન પામી છે.

આ સંગ્રહમાં કાવ્યોનું વિષયવાર વર્ગીકરણ કર્યું છે અને એ વિષયોની પણ વિચારપૂર્વક યોજેલી ક્રમવ્યવસ્થા કરી છે. આવી યોજના કાવ્યમાધુર્યમાં જોઇ છે. છૂટા છૂટા કાવ્ય મણકાઓ એક સૂત્રમાં જાણે કે પરોવ્યા હોય એવો ખ્યાલ આપતી વિષયાનુસાર વર્ગીકરણની અને વિષયોના અનુક્રમની આવી યોજના જુદા જુદા કવિઓનાં કાવ્યોને સંગૃહીત કરતા કાવ્યમધુસંચયોમાં જોવામાં આવે છે. શ્રી જયન્ત પાઠકે એવી યોજના પોતાનાં કાવ્યોની ગોઠવણીમાં અપનાવી છે

પ્રકૃતિવિષયક કાવ્યોમાં ક્યાંક પ્રકૃતિતત્ત્વની અને કવિહૃદયની સમાનધર્મતા કથી છે (ચંપાનો છોડ) ક્યાંક કવિહૃદયના ભાવોનું ઉદ્દીપન કરતા પ્રકૃતિરૂપ વિભાવને જ ઉપમેય કલ્પીને ભાવવ્યંજક અનુભવોની ઉપમા આપી છે (ચંદ્ર ચઢતો હતો), ક્યાંક પ્રકૃતિને ભાવનું ઉપદ્દીપન કરતી વર્ણવી છે, (શ્રાવણ રાત), અને અનેક કાવ્યમાં પ્રકૃતિમાં માનવત્વનું કે માનવભાવોનું આરોપણ કર્યું છે (ઉનાળો વસંત ગ્રીષ્મ-મધ્યાહ્ન ગ્રીષ્મ-સંધ્યા). શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદી જ્યારે કહે છે કે 'બાહ્ય પરિસ્થિતિ અને અન્તરની સમાન્તર રેખાઓ દોરવામાં શ્રી પાઠકનું કૌશલ મને સરસ લાગ્યું છે,' ત્યારે મને લાગે છે, અહીં મેં ઉલ્લેખી એ પ્રકૃતિનિરૂપણની વિશિષ્ટતા એઓ સૂચવતા હશે.

શ્રી જયન્ત પાઠક પ્રકૃતિ તત્ત્વોને અને માનવભાવોને સમાન્તર રાખે છે અને ઓતપ્રોત પણ કરે છે, અને 'પ્રેમ ધરા ઝૂક આઈ' એ કાવ્યમાં તો પ્રકૃતિ અને આત્માનુભૂતિ એકાકાર બની જાય છે.

'ઊર્મિલા-લક્ષ્મણ' 'યુદ્ધ અને શાન્તિ' એ સંવાદદ્વારા પાત્રના ભાવોનું નિરૂપણ કરતી કૃતિઓમાં, કવિ નો પાત્રના ભાવમાં પ્રવેશ પૂરું ન થયો હોઈને, પૂર્ણ સફળતા મળી જણાતી નથી.

શ્રી જયન્ત પાઠકની વૃત્તરચના ભાષાને ભોગે છન્દશુદ્ધિ જાળવે છે; વૃતશુદ્ધિ અને શબ્દ સ્વરૂપ શુદ્ધિ વચ્ચે જ્યાં ત્યાં વિસંવાદ થતો જણાય છે. હ્રસ્વ સ્વરની હ્રસ્વતા, કે દીર્ઘ સ્વરની દીર્ઘતા, વૃત્તાનુકૂલ ઉચ્ચારણમાં ઘણે ઠેકાણે જળવાતી

નથી. આ વ્યતિક્રમ અન્ય કવિઓનાં કાવ્યમાં દેખા દે છે એ ખરું, પણ 'મર્મર' માં, તે તે સ્થળે, એ વિશેષ અરુચિકર નીવડે છે એવું મને લાગ્યું છે. એક દાખલો આપું: એમાં પદ્યોચિત ઉચ્ચાર દર્શાવતી નિશાની અક્ષરો ઉપર હું મૂકું છું :-

"બીજને કદી યે ન વાંછવું
ઑલવાને સ્મિત સૂર્યરશ્મિનું
ફૂલનું પ્રગટાવવા સ્મિત
બીજને અંધ ભૂગર્ભમાં જવું"

આમાં 'કદી યે' કદીક નભાવી લઇએ, 'ઑલવાને' અને 'ફૂલને' એ ઉચ્ચારણ પ્રત્યેના કચવાટ પરત્વે પણ એ શબ્દો તો ઉચ્ચારણમાં અરાજકતા નભાવી લેતી તદ્ભવ ગુજરાતી ભાષાના શબ્દો છે એમ માનીને મન મનાવી લઇએ પણ બીજ 'બિજ' બને અને 'ભૂગર્ભ' 'ભુગર્ભ' થાય (ઉચ્ચારણમાં) એ ચલાવી લેવું મને તો મુશ્કેલ લાગે છે. અને છતાં એકાદવાર ચલાવી લઇએ, અનેકવાર નહી. શ્રી વિષ્ણુભાઇ આ પંક્તિઓને એના યજ્ઞતંત્રસૂચક અર્થમહિમા માટે ટાંકે એ બરાબર છે. હું એ સ્વીકારું છું, પણ અહીં તો માત્ર ઉચ્ચારશુદ્ધિ મારું લક્ષ્ય છે. પીત, શીત, મૂળ, શૂળ અને સીતેમાં સ્વર ટુંકાવવો પડે, 'શંભુશિરસ્થિત'માં પહેલા બે સ્વરો લંબાવવા પડે 'નૂપુર'માં ગુરુનું લઘુકરણ અને લઘુનું ગુરુકરણ આવશ્યક બને, એ સ્થિતિ ટાળવી મુશ્કેલ નથી. 'નિધિ' નો જલનિધિના અને 'પૃથા'નો પૃથ્વીના અર્થમાં પ્રયોગ કરવાની બાબતમાં તો શ્રી પાઠકને અનેક કવિઓનો સથવારો છે, પણ એ સથવારો સારો તો ન ગણાય.

વ્રજભાષા, સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી સાથેનો એમનો સંબંધ માત્ર પરિચય પૂરતો જ નહોતો. સંસ્કૃતની તો ખૂબ જ ઘટ્ટ અને ઘેરી છાયા એમની કૃતિઓ પર પથરાઈને પડી છે. 'કલાન્ત કવિ' નામની જે એમની ઉત્તમ કહી શકાય તેવી કૃતિ છે એના પર તો 'સૌન્દર્ય લહરી'ની છાપ સ્પષ્ટ રીતે ઉપસી આવી છે. 'સૌન્દર્ય લહરી'નો ખૂબ જ ઊંડાણ પૂર્વક અભ્યાસ કરીને સ્વપ્રતિભા બળે શિખરિણી છંદનો આ કૃતિમાં અને બીજી પણ અનેક કૃતિમાં એમણે સમર્થ રીતે ઉપયોગ કર્યો. 'કલાન્ત કવિ'ની રચના માટે કવિ બાલ 'સૌન્દર્ય લહરી'ના ઋણી છે. 'પૂરે પશ્ચાત્તાપે' વિરહ કથાના વર્ણવેલા કાવ્ય 'કલાન્ત કવિ'માં ઊર્મિ પણ છે અને સાથે સાથે ઊર્મિનો અસાધારણ એવો સંયમ પણ છે. 'ગલિત મનડે સ્વસ્થ જ થઈ' ગાયેલી આ કાવ્યગાથા પર શક્તિ સંપ્રદાય અને સૂફીવાદની સુસ્પષ્ટ અસર વરતાય છે. કાવ્યના કેટલાક શ્લોકો તો મુક્તકોની છટા ધારણ કરે છે. પણ એકંદરે આ કાવ્યની એવી પણ છાપ પડે છે કે ઊર્મિની એકાગ્રતાના અભાવે કાવ્યનો પિંડ સુઘટ્ટ નથી બંધાયો.

ગઝલોની વાત કરીએ ત્યારે આપણે બાલાશંકરનો કાંકરો કાઢી શકીએ એમ નથી. 'હાફિઝ'ના તો એ અભ્યાસી હતા. અને એમની ગઝલોનો એ સમયને મુકાબલે ખરેખર પ્રશસ્ય કહી શકાય એ રીતે એમણે ગુજરાતીમાં ઉતારો કર્યો. આ ક્ષેત્રમાં મૌલિક રચનાઓ પણ એમણે સારી એવી આપી છે. 'હરિ પ્રેમપંચદશી'ની રચનાઓ સ્હેજે ધ્યાન ખેંચે એવી છે.

આ કવિને વાંચતાં કલાપી તો ડગલે ને પગલે યાદ આવે છે; પણ જુદી રીતે. ઊર્મિની સચ્ચાઈનો રણકો તો બન્નેમાં સંભળાય છે. પણ કલાપીની કવિતામાં છે ઊર્મિનું ઘોડાપૂર. જ્યારે અહીં છે ઊર્મિનો મઝામાં વહેતો શાન્ત પ્રવાહ. એકમાં છે પ્રચંડ પૂર અને ઘેરી ઘુઘવાટી જ્યારે બીજામાં છે શાન્ત વાતાવરણમાં વ્યાપેલી નાદની કોમલ મુલાયમ મસ્તી.

છંદોમાં બરાબર બેસી જાય એટલા માટે (છતાં છંદોની શુદ્ધિ પણ સર્વત્ર નથી જળવાઈ) એમણે કાનો માત્રા ઉરાડી શબ્દોને લૂલા બનાવ્યા છે. ગુજરાતી ભાષાની જેને સહેજે પણ ગતાગમ હોય

એને કવિએ અણઘડ રીતે વાળેલા શબ્દોના આવા લોચા માટે ચીડ ચડયા વિના ન રહે. ક્યારેક ના છૂટકે અનિવાર્ય સંજોગોમાં છૂટ લેવી પડે તે સમજી શકાય એવું છે; કંઈક અંશે ક્ષમ્ય પણ છે. પણ બાલાશંકરે તો શબ્દો સાથે તો ક્યારેક જ છૂટ નથી લીધી એટલે હદ સુધી એમણે અડપલાં કર્યાં છે. એમણે લીધેલી ભાષા સાથે આ છૂટ એમની કવિતાનો રસાસ્વાદ લેવા માટે ક્યારેક આડે નથી પણ આવતી છતાં પણ આ છૂટનો બચાવ કોઈપણ રીતે થઈ શકે એમ નથી. કોઈપણ કવિને આવાં ચેનચાળાં શોભે નહીં કે કોઈપણ વિવેચકને તટસ્થતા ગુમાવીને બાહોશ વકીલની જેમ એનો પાંગળો બચાવ કરવો પણ છાજે નહીં. કવિ પોતે દલપતરામના શિષ્ય હોવા છતાંયે એમની કૃતિઓમાં દલપતરામના જેવી અને દલપતરામના જેટલીયે વિશદતા નથી. આ બાબતમાં એમણે દલપતરામનું અનુકરણ કર્યું હોત તો ખોટું ન્હોતું.

પણ એટલું યે કહ્યા વિના ન ચાલે કે એ જીવ સાચા કવિનો હતો. અભિવ્યક્તિની એવી કોઈ આગવી હથોટી નહીં એટલે એમની ઊંડી અને તીવ્ર અનુભૂતિ કાવ્યનું સ્વરૂપ ધારણ કરે એ પહેલાં ઘણીયે વાર ડીંગરાઈ જતી. આપણે વાંચીએ ત્યારે એમ જ થયા કરે કે આની આ જ વસ્તુને, આના આ જ વિષયને જરાક જુદી રીતે વધુ ચીવટતાથી રજૂ કરાયો હોત તો એનું આવ્યું છે એના કરતા વિશેષ સુભગ પરિણામ આવ્યા વિના રહેત નહીં. શબ્દોનું અમુક રીતે સંયોજન કરી કાવ્યમાં સાધી શકાય એવો સંગીતનો સહજ આંતરિક સંવાદ એમણે સાધ્યો છે અને એ એમની આગવી વિશિષ્ટતા છે. એમની પાસે વાણીનો આડંબર નથી. છતાં પણ એમની વાણી જોઇએ એવું સરલ અને સ્વાભાવિક સ્વરૂપ એક સરખી રીતે ધારણ નથી કરી શકતી. પણ જ્યાં એમની વાણી સરલ અને સ્વાભાવિક સ્વરૂપ ધારણ કરે છે ત્યાં સીધુંસાદું કથન કે હકીકતનું નિવેદન પણ મર્મ સ્પર્શી બન્યા વિના રહેતું નથી.

આપણે છાશવારે નર્મદ દલપત પછી તરત જ કલાપી, નરસિંહરાવ વગેરે કવિઓની નામાવલી બેધડક બોલી જતા હોઇએ છીએ ત્યારે આ કવિ કેમ ભૂલાઇ જાય છે એ સમજ નથી પડતી. એના પ્રત્યે આપણે આંખમીંચામણાં કરી જઇએ એ કોઇપણ સાહિત્ય રસિકને પાલવે નહીં એવી એમની પ્રતિભા છે.

— સુરેશ દલાલ

## પરિશીલન :—

વસતે એકાંતે રમણીય વનાંતે નિરજને,
રમ્યો તો હે કાંતે! સરસ નવ શૃંગે તુજ કને.

મને પૂરૂં તારાં શશિ રવિ સ્તનોનું સ્મરણ છે,
અહા! પૂર્ણિમાએ રમણીય પ્રદોષે વન વિષે,
ઉઘાડાં મૂક્યાંતાં મદથી છકિ નીરંચલ કરી,
હરીતી તેં મારી હૃદયમતિને મોહિત કરી.

નથી જે વેદાન્તે, નહિ સ્તવન પૂજા નિયમમાં,
નથી પુરાણોમાં, નહિ ભ્રમણ યાત્રા વિષયમાં,
નથી નીતિ માર્ગે, નહિ અધિક વિજ્ઞાન રણમાં,
વસ્યું તે આપીને ફળ અમિત તારા ચરણમાં.

હશે જે શૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતા વીલાસી જન સમજશે તે કવિતનું,
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનું,
ખરૂં શું છે તે તો સરવ મન મારે સમજું છું.

પુરે પ્રેમે તારા ગલિત મનડું સ્વસ્થ જ થઇ,
અલાપી મેં તારા વિરહનિ વ્યથા જે અનુભવી.

વધારે શું કે'વું દિલ દુખ સહેવું ધૃતિ થકી,
મળીશું મેળાવે જવ જગપતિ ધારિ હિતથી,
નહીં તો તું જાણે વિરહ તુજનો આ શું કરશે,
બળી દીને દીને ઝુરિ ઝુરિ અને ખાક —

[ 'ક્લાન્ત કવિ'માંથી.

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

નટુભાઇ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર મારકેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

કવિ
લોક

પુસ્તક ૨ : અંક ૪

હેમંત ૨૦૧૬

સુન્દરમ

## કાળ હવે —

દિયો કરી પુસ્તક બંધ આમ –
સટાક દૈ, કાળ હવે વિરામનો,
વાંચ્યું ઘણું, બંધુ, હવે વિચારવા,
સિદ્ધાન્ત આ પ્રેમથકી પચાવવા–
દિયો કરી પુસ્તક બંધ આમ.

એવું ય આ જીવન એક દી થશે –
આ સ્પષ્ટ ને ઘટ્ટ જગત્ અગાધ
નિહાળવા ચક્ષુ હશે ન ખુલ્લાં,
તથાપિ કો ચક્ષુ નિહાળતું હશે –
આ સર્વ કો શાશ્વત કેરી લીલા.

જશું ક્યહીં આ મધુપૂર્ણ સ્વપ્ન શી
ધરા તજી? સ્વર્ગ વિષે પળેલને
આમંત્રશે એ. શિખરોથી દોડતાં
આવે અજાનાં શિશુ જેમ સામે,
આવી જશું આંહીં સવેગ એમ.

આ રમ્ય ખોળો બૃહતી ધરિત્રીનો,
એનાં અમો બાળ સદાય લાડીલાં.

## સુરેશ દલાલ

### ઝાંખી વસંતની

એક અડવી

(પાનખરના વૃક્ષની) ડાળી ઉપર

આવી, લઈ હિલ્લોળ, પંખી કૂજતું...

(રોમાંચ)

કોટિક અણછતી ફૂટી કૂંપળ!



## કમલ વૈદ્ય

### સાગરિકાનું સ્વપ્ન

મારી જ આ નિઃસીમ ગરિમાનું મને બંધન!

હે સૌમ્ય, ઉજ્જવલ ચંદ્ર!

નભને પંથ તારો નિત્ય ન્યાળું વિહાર;

મુદ્રા ધીર કેવલ શાન્ત....

રે ન્યાળું તને ત્યાં

ઝંખના (વિહ્વલ તરંગ) ઉછાળ લે અવકાશમાં

નિર્વાહ્ય એનાથી ન મારો ભાર....

પલ પલ ધાય ને પછડાય, રે

મારી જ આ નિઃસીમ ગરિમાનું મને બંધન!

પણે જે તીર પર ઊભું તમાલનું વૃક્ષ

એના જેવી જો

વિસ્તીર્ણ મારાં વારિને બસ પાતળી ઊંચાઇ લાધી જાય

તો...

તો....





પ્રદ્યુમ્ન તન્ના

## રંગતાળી

થાળી શો ચાંદલો ને રાતલડી સોહ્ય ઉજમાળી
હાં હાં રંગતાળી !

હાલ્ય લઈ તાળી, રંગ તાળી ! રંગતાળી !
કે ગરબો ઘૂમે કોજાગરી પૂનેમનો !

સોળે તે સૈયરુંમાં રે તું કુવેલ-કંઠવાળી
હાં હાં રંગતાળી !

હાલ્ય લઈ તાળી, રંગતાળી ! રંગતાળી !
કે ગરબો ઘૂમે કોજાગરી પૂનેમનો !

આગળને ઓટલે સાસુ ને સસરાજી
હિંચે હજી હિંડોળા-ખાટ
લાજના માર્યા મુંથી ઊંચું જોવાશે કેમ
તાળી ઝીલાશે ભલી ભાત ?
ને શું રમવું ઘૂંઘટડો ઢાળી-હાં હાં રંગતાળી૦

નાહકના મેલ અલિ બ્હાનાં, આ વેળ વહી ચાલી !
હાં હાં રંગતાળી !૦

ઉપરની મેડીએ જેઠ ને જેઠાણીજી
ખેલતા રે ખાંતે ચોપાટ,
મન રે મેલીને કેમ ઉપાડું ગાન અલિ
અંતરને આવડો ઉચાટ,
ને શું ગાવું ઝીણેરો સાદ કાઢી-હાં હાં રંગતાળી૦

આંખે ઊઘાડી કેક ટોકના ઝરૂખડાની જાળી!
હાં હાં રંગતાળી! ૦

આવી આવી રે સઈ આવી ઉતાવળી
ના ઝાઝી હવે જોવરાવું વાટ,
પંચમને સૂર વ્હેતો મેલું આ કંઠ કે
ગાજી ઊઠે આખી યે હાટ;
રે હું તો ઘૂમું થૈ રાધકા રૂપાળી! હાં હાં રંગતાળી૦

•

## નલિન રાવળ

### સ્હવાર-૧

ઘડિયાળમાં
રમ્ય
પરોઢ ફૂટે
વાયુ વહે
મંદ્ર
કોમ્પ્ટન દિશાથી
બુકબૉન્ડની આવત વ્હાર ક્યાંકથી
દશે દિશા દિવ્ય શબ્દાયમાન
આલાપતી ભવ્ય શત ચીમનીઓ
અકલ્પ્ય અણુજાણ ઉદ્ગીથ ગાન
કેલેન્ડરે
અસ્ત
ગત પ્રાણ ડેઇટ્

ઊતારીને
અન્ય લટકાવી ટેવે
નીકળી પડયો બ્હાર નિતની કટેવે

## સ્હવાર–૨

ફૂટપાથની હાર વચ્ચે થઇને
વહી રહી સ્વચ્છ નદી આસ્ફાલ્ટ
તીરે–ઊભો અશ્વ
મજેથી પૂળો
ચરી રહ્યો પુચ્છ હલાવી ધીરે
ચીની–ફૂલો
આસપાસે ઘૂમીને
સુગંધથી મત્ત મધમાખ આવી
વાતે વળી અશ્વ કને જઇને
આવી ગયો રંગમહીં અશ્વ થનગન્યો
( ગાડીતણો ભાર જઈ ભૂલીને )
પાસે ઊભું એકલ વૃક્ષ મૂંગું
ઝૂકયું નજીક
સંવાદનું અમૃત કર્ણ લેવા
( ત્રણે જણા સ્તબ્ધ )

ઊંડી હલગતી સ્વચ્છ નદી આસ્ફાલ્ટ
આવી રહ્યો માનવલોક લેઈ ઘોંઘાટની ભવ્ય અનેક નૌકા



ઝાંખે ઉઘાડી કોક ટોકના ઝરૂખડાની જાળી!
હાં હાં રંગતાળી! ૦

આવી આવી રે સઈ આવી ઉતાવળી
ના ઝાઝી હવે જોવરાવું વાટ,
પંચમને સૂર વ્હેતો મેલું આ કંઠ કે
ગાજી ઊઠે આખી યે હાટ;
રે હું તો ઘૂમું થૈ રાધકા રૂપાળી! હાં હાં રંગતાળી૦

•

## નલિન રાવળ

### સ્હવાર-૧

ઘડિયાળમાં
રમ્ય
પરોઢ ફૂટે
વાયુ વહે
મંદ
ક્રોમ્પ્ટન દિશાથી
ખુકણોન્ડની આવત મ્હાર ક્યાંકથી
દશે દિશા દિવ્ય શબ્દાયમાન
આલાપતી ભવ્ય શત ચીમનીઓ
અકલ્પ્ય અણુજાણુ ઉદ્ગીથ ગાન
કૅલેન્ડરે
અસ્ત
ગત પ્રાણ ડેઈટ્

ઉતારીને
અન્ય લટકાવી ટેવે
નીકળી પડયો બ્હાર નિતની કટેવે

## સ્હવાર-૨

ફૂટપાથની હાર વચ્ચે થઇને
વહી રહી સ્વચ્છ નદી આસ્ફાલ્ટ
તીરે-ઊભો અશ્વ
મજેથી પૂળો
ચરી રહ્યો પુચ્છ હલાવી ધીરે
ચીની-ફૂલો
આસપાસે ઘૂમીને
સુગંધથી મત્ત મધમાખ આવી
વાતે વળી અશ્વ કને જઇને
આવી ગયો રંગમહીં અશ્વ શ્રનગન્યો
( ગાડીતણો ભાર જઈ ભૂલીને )
પાસે ઊભું એકલ વૃક્ષ મૂંગું
ઝૂકયું નજીક
સંવાદનું અમૃત કર્ણ લેવા
( ત્રણે જણા સ્તબ્ધ )

ઊડી હલબલી સ્વચ્છ નદી આસ્ફાલ્ટ
આવી રહ્યો માનવલોક લેઈ ઘોંઘાટની ભવ્ય અનેક નૌકા



રમેશ ઓઝા

## મારુજી-મારવણ

'તારા કેસરિયા ફેંટા કેરું ફૂમતું મારુજી મારા,
હવાને હેલારે કેવું ઝૂમતું હો...'

'તારી ચૂંદડીમાં ચિત્ત મારું ભમતું મોરી મારવણ,
ટીકડીએ ટીકડીએ રમતું હો...'

'તારો લાલ લાલ રંગનો રૂમાલ હો મારુજી મારા,
હળવી હલકતી તારી ચાલ હો...'

'તારી રણુઝણુતી ઝાંઝરીનો તાલ મોરી મારવણ,
ચોટલે કેસૂડાં કેરો ફાલ હો...'

'તારા હોઠમાં કસુંબા કેરું ઘેન હો મારુજી મારા,
અમરતશાં મીઠાં તારાં વેણ હો...'

'તારાં કાજળથી કાળાં ભમર નેણ મોરી મારવણ,
એનાં ઠેલાય નહિ કહેણ હો ..'

'મારાં જીવનવેરાને તારું ગીત હો મારુજી મારા,
જગવે ઊંડેરી આતમપ્રીત હો...'

'તું તો ભુલાવે ઓરું ને આઘું મોરી મારવણ,
મારા જીવનની તું જ જીત હો...'

## આલોચના

અનંતરાય રાવળ

### છંદોલય—શ્રી નિરંજન ભગત

બીજી સંવર્ધિત આવૃત્તિ. પ્રકાશક :—વોરા એન્ડ કંપની — મુંબઈ ૨
મૂલ્ય ત્રણ રૂપિયા

'છંદોલય' નવ વરસ પર પ્રગટ થયેલ, એ જ કવિનો આ જ નામનો કાવ્યસંગ્રહ નથી. કવિના છેલ્લા દશકાના પૂર્વાર્ધમાં પ્રગટ થયેલ ત્રણ કાવ્યોસંગ્રહો-'છંદોલય' 'કિન્નરી' અને 'અલ્પવિરામ' માંથી શ્રી. ઉમાશંકર જોશી જેવા કાવ્યજ્ઞ અને કવિએ ચૂંટી આપેલી ૧૧૯ કૃતિઓ તથા 'પ્રવાલદ્વીપ' નામે સોળ કાવ્યોની માળાની નવી રચના આ સંગ્રહમાં એકત્ર મુદ્રિત કરવામાં આવી છે. એ રીતે તે શ્રી. નિરંજન ભગતની સમગ્ર કાવ્યસિદ્ધિનો તેમની લાક્ષણિકતાઓ સાથે પૂરો પરિચય મેળવવાની સવડ ગુજરાતના કાવ્યરસિકોને આપે છે. એનું 'છંદોલય' એ નામ એમાં પ્રતિબિંબિત થતી કવિની છંદ, પ્રાસ, પદાવલિ અને લયની સભાન સાધના જોતાં સહૃદયને સાર્થ અને ઉચિત લાગવાનું. છંદોમાં સૉનેટોમાં શિખરિણી, મંદાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકાનો અને વિશેષતઃ પૃથ્વીનો ઉપયોગ કરનાર કવિએ અન્ય લાંબીટૂંકી રચનાઓમાં અભ્યસ્ત શિખરિણી અને પ્રવાહી ગુલઅંકીનો વપરાશ ઘણો અને સારો કર્યો છે. 'ગાયત્રી' કાવ્યના અનુષ્ટુપની પ્રવાહિતા રસિકોનું ખાસ ધ્યાન ખેંચશે. કવિની છંદોરચના સુઘડ છે. એમણે લયમધુર ગીતોય લખ્યાં છે. જેમાં કેટલાક નવા ઢાળ પણ એમણે રચ્યા જણાય છે.

કાવ્યપ્રકારની દૃષ્ટિએ સંગ્રહમાં ગીતો, સૉનેટો, લઘુકાવ્યો, મુક્તકો અને લાંબાં ચિંતનકાવ્યો એમ પ્રકારવૈવિધ્ય સારું છે. બધા પ્રકારમાં કેટલાક સારા નમૂના જોવા મળે છે.

---

'ગ્રંથનો પંથ' આકાશવાણી—અમદાવાદ

દરેક પ્રકાર એમનાં દર્શન-સંવેદનની અભિવ્યક્તિનું તે ઘડીએ અનુકૂળ વાહન બન્યો છે. સંગ્રહનાં કાવ્યોના કવનવિષયોમાં આટલાં છે: વસંત અને વર્ષાનું પ્રકૃતિસૌન્દર્ય, મસ્ત અને પ્રફુલ્લ જુવાની; જુવાનીસુલભ પ્રણયમાધુરી (તેના પ્રફુલ્લ અને દર્દીલા ઉભય સ્વરૂપમાં), દેશદર્શન અને તેના વેદનાભર્યા પ્રત્યાઘાત, અને 'કંટકોના પ્યારમાં' તથા 'ઘડીક સંગ' જેવાં કાવ્યોમાં પ્રગટ થતી નિરામય જીવનદૃષ્ટિ. સને ૧૯૪૮ની સાલમાં લખાયેલાં કાવ્યોમાં ઉદાસી, વિષાદ, દર્દ ને પ્રણય-નૈરાશ્યના સૂરો વિશેષ સંભળાય છે. 'પ્રવાલદ્વીપ' કાવ્ય-માળાનો વિષય મુંબઈ અને તેની માનવસૃષ્ટિ છે.

'છંદોલય'નાં કાવ્યો એના કવિનો કેવોક પરિચય આપે છે? એનાં કાવ્યો જે કવિનું દર્શન કરાવે છે તે એક સૌન્દર્યરસિયો, જેનાં હૈયાને પ્રણય અડી ગયો હોય ને દર્દ ભૂલી ગયો હોય એવો, નાજુક સંવેદનશીલતાવાળો, આત્મમસ્ત, સાચો કવિજીવ. સંગ્રહના કાવ્યોમાં મોટા પ્રમાણમાં એ આત્મલક્ષી દેખાય છે, છતાં એ પરલક્ષી પણ બની શકે છે એ 'પ્રવાલદ્વીપ'નાં કાવ્યો દેખાડે છે, જો કે એમાં પણ કવિનું આત્મલક્ષીપણું ઢાંક્યું રહેતું નથી. 'કાવ્યોના સ્વચ્છ સુઘડ બહિરંગમાં સંયમ પ્રગટ થાય છે, તે જોતાં એમનામાં સ્વસ્થ (ક્લાસિકલ) પ્રકૃતિનો કવિ વસતો લાગે. સૌંદર્યદૃષ્ટિ, પ્રયોગશીલતા, કલ્પનાબળ, આત્મનિષ્ઠા, વગેરે બાબતો એમને રોમેન્ટિક કવિ ઠરાવે છે, તો મુંબઈવિષયક કાવ્યો એમને વાસ્તવદર્શી (રિયેલિસ્ટિક) કવિ સિદ્ધ કરે એમ છે. શ્રી. નિરંજનમાં આ ત્રણે પ્રકારની કવિપ્રકૃતિનો આહ્લાદકારક ત્રિવેણીસંગમ થયો છે એમ આથી કહેવાય. કવિ પોતામાંથી ને પ્રણયગાનમાંથી બહાર આવી આસપાસ નજર કરે છે ત્યારે એક જીવતા હૃદયવાળા એટલે જાગ્રત સંવેદનશીલ અને તેથી ચિંતનશીલ

અવશેષ કૌકીતણું પાન કરી રહું ત્યહીં
વદંત રાજેશ: 'કહો બાબા, કિયું બેશ?'
એ જ પ્રશ્ન રમી રહે અન્ય બેઉ બાળકને વેશ.
સહુ ને સ્વકીયનું મમત્વ.
'નાનું તો ય ઘણું મને ગમતું આ ઘર'.
સતીશ પ્રસન્ન.
'પેલા ચંદ્રતારકના લોકમહીં લઈ જશે તારું
આ વિમાન?'
હર્ષને આવેશ કહે રાજુ: 'બાબા,
બાને ને બધાંને લેઇ આકાશગંગાને ઘાટ કરું ઉતરાણ.'
'માર્ગમહીં અકારણ આવે કંઈ વિઘ્ન
મળે દસ્યુદલ
મચી રહે ભીષણ દંગલ
તે વેળ આ અસ્ત્રથકી ભેદાય સમગ્ર અવરોધ
થાય પરિત્રાણ...'
તેજ વિકીરંત ત્રિલોચન.
રસોઇઘરથી ત્યહીં ગૃહિણીનો આવે ટહુકાર
નિરાધાર મેલીને વિવાદ
નિજ વસ્તુ લેઈ સદ્ય દોડી જાય બાળ.

ત્રણ થકી ભર્યું ભર્યું અત્રિનું આંગણ!

નિબિડ અરણ્યમહીં એકાન્ત કુટિર
ને હું લીન નિજને સ્વભાવ
પરિચર્યા કરંત પ્રકૃતિ....
ત્યહીં અતીન્દ્રિય ને અકાલ
રૂપ ધરી રમી રહે ગુણને ત્રિતાલ.

અતીતે
સાંપ્રતે
ભવિતવ્યે
વિવર્તને એ જ ગતિશીલ
ક્ષણક્ષણને આધાર આવિર્ભાવ પામે ચિરંતન
ઉષ્માભર્યાં અભિનવ રૂપને સૌંદર્ય....

વાતાયન થકી ત્યહીં સ્પર્શ કરી રહે બાલરવિનું કિરણ
બકુલતરુની ડાળપર ઝૂલી રહી
ભર્યે સૂર બોલે ઝીણું બુલબુલ
સુનીલ લાવણ્યમહીં આનંદની રેલી લાલ ઝાંય
હસી રહે સદ્યજાત કિસલય.

•

## મજારામ રાવળ

### મુંબઈમાં

#### વધતી વસતિ – ૧

મુંબઈતણા અવકાશદ્રવની
ઉગ્ર દ્રાવણશક્તિ શી !
કેટલું મનુદ્રવ્ય વેગે ઓગળે !
દ્રાવણઆંક ના આવ્યો હજી !

#### માળા ! – ૨

માળામહીં મનુજો વસે વિહગો સમાં....
વિહગો સમાં ?

•

હરીન્દ્ર દવે

## આશ્લેષમાં

આ ગૌર ગાત્ર, નયને કશી શ્યામ બંકિમ
શોભે લકીર, લટ બે સરતી કપોલપે;
આ કંપતા અધરની હળુ લ્હેર કેરું
સર્જાય મંગલ પ્રયાગ પ્રસન્નતાસર્યું.

આ રેશમી પલવટે તવ ઢાંકયું હૈયું
માતૃત્વથી સભર કંચનવર્ણ કુંભ.
એનું ન સ્પંદન મને અણજાણ, હે પ્રિય !
પૂર્ણત્વ રમ્ય વિલસે દૃગમાં, ચિરંતન.

ચૈતન્ય આ પ્રગટ, ના અભિધાન કોઇ
આ રોમ રોમ મહીં ગુંજતી મંદ્ર રાગિણી;
સંચાર લેશ નવ ક્યાંય લહાય તે છતાં
ક્યાં યે કશું સ્થગિત ના ગતિમાન સર્વ.

મારા પ્રલંબિત કરે નવ માત્ર કાયા:
આશ્લેષમાં સકળ સૃષ્ટિની લીધ માયા.

## મૌન

એ આપણા મિલનની રમણીય રાતનું
ભૂલ્યું ભુલાતું નથી સાર્થ સુરમ્ય મૌન.
આછા ઢળેલ દૃગ લોલ સલજ્જ ભાવે
ને કંપતા મૃદુ કર હૃયનો અજાણ્યે

કે જાણી સંપુટ રચ્યો, કમનીય તારે
હોઠે, કપોલ પર ઝાંય તરંગ રંગની.

આજે વીત્યો યુગ તને નીરખી ઘણાય
રૂપે; તું મોહક રહી સઘળા પ્રસંગે.
કૈં કેટલી ઋતુ વહી ગઈ ભિન્ન ભિન્ન
તારી ઉપસ્થિતિથી નિત્ય લહું વસંત.

તારું હું ન્યાળું નવયૌવન મુગ્ધ ચારુ:
તારા પ્રસન્ન સઘળા મુખભાવમાં હું જ
પામ્યા કરું છું પ્રિય, એ અણમોલ મૌન
સંમૃદ્ધ આ સકલ આજની વાણી જેથી.



જયન્ત પાઠક

## વાદળમાં સૂર્યાસ્ત

પશ્ચિમક્ષિતિજે વાદળાંનો ઢગ;
પાછળ સૂર્યની ઝળહળ દ્યુતિ:
જાણે ખડો નગ
જીવતો જ્વાળામુખી !
ઊકળે, રેલાયે લાવારસ :
તમસ.



## રાજેન્દ્ર શાહ

### ક્ષણને આધાર

કોકીકુપ કેરી આ વરાળ
લયની લલિત ગતિ જેમ કરી ઊર્ધ્વમહીં આરોહણ
અંતરીક્ષમહીં સદ્ય પામે તિરોધાન....
બારી બ્હાર શાખાપ્રશાખાએ પ્રૌઢ ઉદ્યાન બકુલ....
પર્ણે પર્ણે પદઠેક લઈ
પુષ્પગંધમહીં કરી નિમજ્જન
પ્રમત્ત સમીર
લથડબથડ જાય વહી નિરંકુશ
(ધીરી અડફેટે અડી લેઈ મુજ અંગ).
અણદીઠ રહી કયાંક બોલે બુલબુલ
(વિચંચલ પાંખ પર રમે ઋજુ ગાન).
સમયનું લઘુ ઘૂંટમહીં સ્વાદ્ય પાન.

નીલિમ ગગનમાંહિ નિમીલિત નેણ....

ખળખળ વહે રમે ગિરિ-મંદાકિની
અંજલિનું કીધ આચમન
હૈમવતીને શીતલ સ્પર્શ અનુપમ કોઈ સ્પંદનું સ્ફુરણ.
દૃષ્ટિમહીં કેદારશિખર
(શૈલશ્યામ તનુ પર શ્વેત જટાજૂટ)
સંમુદિત મન...
સરુવન વીંધી જાય દૂર દૂર અધરાય
કેડી એક તુષાર-ઉજ્જવલ

એકાન્ત એકલ એને સંગ – સંનયન
ગતિ કરે છે ચરણ.
પદે પદે પૃથ્વીથકી પર
જનપદ કુંજ સહુ બને બિંદુલીન
અભ્રપુંજનું યે અવ નિમ્ન આવરણ....
ત્યહીં
ધવલ તુહિન રંગ ધરે છે કષાય
કયહીં નીલ ઝાંય:
તેજોમય શાન્ત – આત્મલીન – વર્ણું કેરું
અપ્રતિમ પાર્વતી લાવણ્ય!
હૃદિરમ્ય....

ત્યહીં
નિમેષ વિહીન નેત્રથકી સરી જાય હિરણ્મય અપિધાન
કેવલ પ્રકાશ ભાસમાન
નહીં અદ્રિ, નહીં કેડી, નહીં મુજ દેહ;
અસ્તિ અરુ ભાતિ અસંદેહ.
સહુ ઓર થકી શ્રુતિહીન કોઈ ધ્વનિ
કોઈ આનંદ ગુંજન!

શિશુ કોલાહલ
કને આવી ઊભો સતુ કહે:
'બાબા, જુઓ મારું માટીનું આ ઘર.'
અન્ય બાજુએ રાજેશ: 'કાગળનું મારું આ વિમાન.'
મેજની આ પાર ઓષ્ઠ બંધ કરી ઊભા ત્રિલોચન
નીરખી રહેલ નિજ લોહપત્તી કેરું અશ્વયાન.

કવિ તરીકે તે સારી છાપ પાડે છે. 'સંસ્મૃતિ'. 'નિવેદન ઑગસ્ટ ૧૯૫૬', 'ગાયત્રી', વગેરે કાવ્યો એની પ્રતીતિ કરાવશે એમની દુભાયેલી ભાવનાશીલતા અનેક સ્થળે બોલી ગેડે છે. ક્યાંક વેદનાનો ચિત્કાર કરીને, ક્યાંક કટાક્ષ દ્વારા.

સંગ્રહનાં કાવ્યોમાં 'સુધામય વારુણી', 'મૃતિકા', 'ધરતીની પ્રીત', 'મેળા', 'ગ્રીષ્મ-મધ્યાહ્નમાં.' 'કંટકોના પ્યારમાં', 'અસંસ્મૃતિ', 'નયન અંધ', 'સપનું સરી જાય', 'પૂનમને કહેજો', 'ક્ષણુ હસવું ક્ષણુ રડવું', 'તડકો', 'પૃથ્વી', 'કરોળિયો', 'મોર' જેવાં બીજાંય કાવ્યો કાવ્યરસિકો આનંદથી પોતાને ઘણાં ગમ્યાં કહી ચીંધી બતાવશે. એમાંથી વાનગી દાખલ કશું ટાંકી બતાવવું અત્ર શક્ય નથી. સંગ્રહની વિશિષ્ટ કૃતિ ગણાશે 'પ્રવાલદ્વીપ', એનો વિષય, આગળ કહ્યું છે તેમ, મુંબઇ ને તેનાં સ્થળ, કાળ ને માનવીઓ. મુંબઇ નગરીને જેમ વિનોદમય દૃષ્ટિએ જોનારો નિબંધકાર શ્રી. જયોતીન્દ્ર દવેમાં મળી ગયો હતો, તેમ એનો કવિ મળ્યો છે શ્રી નિરંજન ભગતમાં. આ કાવ્યગુચ્છમાં 'ઝૂમાં', 'એક્વેરિયમમાં', 'ફાઉન્ટનના બસસ્ટોપ ઉપર', 'ચર્ચગેટથી લોકલમાં' અને 'પાત્રો'માં એમની ચિંતનશીલતાનું જ મનોહર દર્શન થાય છે. 'પાત્રો' કાવ્ય કવિની અનુકંપાશીલ સહૃદય માનવતાનું જ સર્જન છે કવિની વાસ્તવદર્શિતાની પ્રતીતિ 'ફાઉન્ટનના બસસ્ટોપ પર'માંનું માનવ-કતારનું, 'ચર્ચગેટથી લોકલ'માંનું ચર્ચગેટના પ્લેટફોર્મ ને તે પરનાં દૃશ્યનું, હોર્નબી રોડનું, કાફેનું, તથા કોલાબા ને એપોલો આગળનાં સૂર્યાસ્તનાં દૃશ્યોનું એમનું ચિત્રાત્મક વર્ણન તરત કરાવશે. 'ગાયત્રી' કાવ્યમાંનું મુંબઇની સવાર, બપોર ને સંજનું ચિત્રમય વાસ્તવલક્ષી અને સાથે-કવિતામઢ્યું તેટલું જ સતતવાહી ચિંતનથી રસાયેલું વર્ણન શ્રી. નિરંજનની એક મોટી કાવ્યસિદ્ધિ ગણાશે. એમાંની ઉપમાઓની નવીનતા

આખ્યાન હશે કરેલો. સર એડ્વિન આર્નોલ્ડના 'Light of Asia' ના કેટલાક પ્રસંગોનો અનુવાદ એમણે 'બુદ્ધચરિત' નામે પ્રકટ કર્યો હતો. અનુવાદ જોઈએ એવો પ્રાસાદિક નથી બની શક્યો. શબ્દોની પાર ગયા વિના—માત્ર એના સ્થૂળ સ્વરૂપને જ ક્યારેક એ વળગી પડ્યા છે. અતિશય ચીકણાશમાં ને ચીકણાશમાં એનું માધુર્ય હાથતાળી આપીને સરકી ગયું છે અને કવિતા કુંઠિત થઈ ગઈ છે.

એમની કવિતામાં મુખ્યત્વે કરુણરસ જ વ્યાપેલો છે. એમના પોતાના શબ્દો 'આ વાચને કરુણગાન વિશેષ ભાવે' પણ એનું જ સમર્થન કરે છે. એમને એક પછી એક આઘાતો પણ એવા જ ખમવા પડ્યા હતા. પણ કોણ જાણે કેમ કરુણનું આલેખન જ્યારે કવિ કવિતામાં કરવા જાય છે ત્યારે એ કરુણરસની જમાવટ જોઈએ એવી થતી નથી એટલું જ નહીં પણ ઘણી જ આછીપાતળી લાગે છે. એનું કારણ એ પણ હોઈ શકે કે પોતાને જે અંગત અનુભૂતિ થઈ હોય એની અભિવ્યક્તિ દ્વારા કરી હોય અને એટલે જ એ સમર્થ ન બની હોય. ઊર્મિની સચ્ચાઈ વિષે તો કોઈ બે મત છે જ નહીં; પણ એમનામાં રહેલો જ્ઞાની, તત્ત્વજ્ઞાની, પંડિત ઊર્મિની અણીઅગ્રતાને—તીવ્રતાને બુઠ્ઠી કરી નાખે છે. એમનું પાંડિત્ય અને તત્ત્વજ્ઞાન જ્યાં ને ત્યાં ડોકિયાં કરી કરીને રહીસહી કવિતાને તો ક્યાંયે હડસેલી દે છે ને કવિતાના દુશ્મનની જ ગરજ સારે છે. વૈધવ્યજીવનની વિષમતા આલેખતાં કાવ્યો સંગ્રહમાં છે—પણ એ કાવ્યો પણ સાચા કવિજીવનો સ્પર્શ તો નથી જ પામી શક્યાં. ઔચિત્યનું ભાન ભૂલીને એમણે ચાવી ચાવીને કૂચો ન થઈ જાય ત્યાં સુધી પ્રકૃતિનું નિરૂપણ કર્યે જ રાખ્યું—અને તે યે કવિની રીતે તો નહીં જ. આ પ્રકૃતિપરાયણતાએ પણ એમની કવિતાનું કાસળ કાઢી નાખ્યું. એથી જ એમનાં પાર વિનાનાં પ્રકૃતિકાવ્યો વાંચતાં આપણને એક સાચું અને સરસ પ્રકૃતિકાવ્ય વાંચ્યાનો ભાગ્યે જ આનંદ થાય છે. સંગ્રહનાં પાનાં ફેરવો ન ફેરવો ત્યાં તો અમુક જ શબ્દો જેવા કે ઉષા, સંધ્યા, રજની, સરિતા, સિન્ધુ, ગિરિવરો, મેઘ, કોયલ, ચંદા વગેરે કે અમુક જ વિશેષણો ગૂઢ, ઊંડું, અદ્ભુત, અનુપમ વગેરે આવી આવીને આપણી નજર સમક્ષ અથડાયા વિના નહીં રહે. મારીમચડીને જાણે કે

શબ્દોને ગોઠવી દીધા હોય એવી પણ છાપ પડે. ખંડ હરિગીતનો એમનો પ્રયોગ ધ્યાનપાત્ર છે, તો ખૂંચે એવી છે સંગ્રહોમાં વ્યાપેલી કૃત્રિમ પ્રાસયોજનાવાળી પાર વિનાની ગદ્યાળુ પંક્તિઓ. વળી આપણે એ પણ ક્યાં નથી જાણતા કે શું ગદ્ય કે શું પદ્ય–લાઘવની કલાથી તો નરસિંહરાવ સાવ જ અપરિચિત છે.

સારી વાત એ છે કે એમની આછીપાતળી પ્રતિભાવાળું કવિત્વ તરંગલીલામાં જ અટવાઈ નથી જતું. સતેજ નહીં તો યે પણ મર્યાદિત ક્ષેત્રની અંદર લીલા કરી શકે એવી એમની કને કલ્પનાશક્તિ છે. વળી નર્મદથી જ અંગ્રેજી અસર હેઠળ આવેલી ગુજરાતી કવિતાને એ અસરનો વધુ નક્કર લાભ આપવાનું નરસિંહરાવને જ ફાળે જાય છે–અને એમણે આપેલા એ અમૂલ્ય ફાળાને આપણે ઐતિહાસિક દૃષ્ટિએ તો ન જ ભૂલી શકીએ.

– સુરેશ દલાલ

## પરિશીલન

ઇશ–ઇચ્છાસંગમાં ભેળું ઇચ્છા માહરી<br>બે પ્રવાહો એકઠા થાતાં મધુરતા છે ખરી.



મર્ત્ય જીવન તો ખરે માત્ર પૂર્વાલાપ છે;<br>પૂર્ણ ગીતસમૃદ્ધિ તો પરકાલસંગીતે વસે.



ને તારલાહરણરોળું ભયેથી ફીકું<br>જો આમતેમ અહીં ન્હાસતું વેગથી શું!<br>ને મેઘઝાડી થકી નીકળી સિંહ પેલો<br>જો એકલો નભ વિશે વિચરે શું ઘેલો!



કુસુમો તો થયાં મ્લાન, વીણાના તાર તૂટિયા,
નૂપુરે કિંકિણી સર્વ વાગે છે ખોખરી હવાં.
રહ્યાં માત્ર હવે ગૂઢ કરુણારસ તે વડે,
ભલે આ ઉરની ભૂમિ ભીંજાતી સર્વદા રહે.

•

## ડૉ. બટુકરાય હ. પંડ્યા

### મેળ વગરનાં પાનાં

આ જિંદગી ચાલીસ વર્ષની જુની,
જાણે પડી કો' અભરાઈને ખૂણે
વિંખાયલી જીર્ણ કિતાબ – જે મહીં
પાનાં તણો મેળ કશો મળે નહીં.



# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ

o

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મિસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨


૬

# કવિલોક

પુસ્તક ૨ : અંક ૫

શિશિર ૨૦૧૫


નકુલ દેસાઈ

## ગોષ્ઠિ

છોને થઈ વિવશ સાવ પડ્યાં વિખૂટાં;
તેથી ફરી ન મળવું – નથી કાંઈ એવું.
તું આવ, એ જ ઘર, ત્યાં સરુ પાસ બેસી
બે આપણે વિગત સ્નેહની ગોષ્ઠિ માંડી
નિર્વ્યાજ મોજ લઇશું, મૂકી દૂર સાંપ્રત

બે શબ્દ સાંભળી તું આગળ બોલજે કંઈ
ને ચૂપ તું થઈશ ત્યાં હું ફરી વદીશ.
મારે તને ચીડવવી તુજ મુગ્ધતા વિશે;
સૂઝે નવીન કંઈ તો તું મને ઉડાવજે,–
મારા મહીં પણ મજાકનું વસ્તુ પુષ્કળ.

દર્શાવશું વળી પરસ્પર સખ્ય સેવતાં
પામી ગયાં વિપુલ અંતરની સુધા તે;
સાથે ઉખેળશું પચ્યાં વિષની ય ગાથા.
ને છેવટે કરી વિયોગની ગુપ્ત વાત,
(જોવાનું-પાછું ફરી વ્યાકુળ ના થવાય)
છૂટાં પડી જઇશું મોં મલકાવી–રાચી.

●

હેમન્ત દેસાઇ

## શ્હેરમાં સવાર

સૂર્ય હાંકતો—
'મોડું થાય ના રખે' વિચારતો (મૂકે છ દોટ!)
પૂર્વમાં છલંગ મારતો દીસે.
પરન્તુ એ ઊગે ન ત્યાં જ તો અહીં બધું
સતેજ થઈ જતું!
એકમેકનું ન મોઢું સૂઝતું
તોય માનવોનું ધાડું દોડવા મચી જતું!
નીંદ એમની સદાય સ્વપ્ન સાથ
કો'ક ચોરી જાય ભૂત—
ના. અરે
ભૂત શી જ નીંદ એ સ્વયં સવારમાં ઊડી જતી!
કામની કમાન જ્યાં ચડી જતી
સ્વપ્ન—નીંદ સર્વ ત્યાં અછૂત!
ને છતાંય સ્વપ્નમાંજ આથડી રહ્યાં, શ્રમથી છળ્યાં
મનુષ્ય પ્રેત શાં નર્યાં!
યંત્રના નિયંત્રણે નિબદ્ધ તાલ એકધારી
ચાલ....ચાલ....તાલ....તાલ....
મારી મારી
જિન્દગી રવાલ અશ્વની ત્યજી
બની રહી અહીં શી દોટ શ્વાનની!
સૂર્ય હાંકતો—
પ્હોર એક બે થતાં જ થાય લોથપોથ....

•

## ચન્દુલાલ દત્તાણી

### પ્રાણીગૃહ જોતાં

રે, આપણી આ પંજરસ્થા સભ્યતા!....
નિર્માલ્ય શો વનકેસરી (?!)
નિજ ગર્જના ભૂલી જઈ
આંખો મીંચી ઊંઘી રહ્યો છે હાંફતો–
ક્ષયગ્રસ્ત કો દર્દી સમો!....

ને વાઘ, ચિત્તા તે ય એવા
(વામણું વ્યક્તિત્વના)
ભૂલી ગયા આ અશ્વ પણ
રેવાલ એની ચાલને (ઊડી શકે
ના માખ પણ અવ મુખ પરેથી!)....
એ ય જાણે ઠીક,
પણ હરણાં ય વિસ્મૃત થૈ ગયાં
ગતિના જ બસ અસ્તિત્વથી!....

ને આમ તો આવા અહીં
કૈં સેંકડો નિર્માલ્યની વણઝાર!....
(પણ) આશ્ચર્યનું આશ્ચર્ય તો એમાં વસ્યું:
આ વાંદરો મારે હજી ગુલાંટ!....
શી આપણી આ પંજરસ્થા સભ્યતા!....



## મેળવી લઉં છું

પરોવી આંખ ઘેરી આંખમાં રસ મેળવી લઉં છું;
જીવનમાં જાય છે ખૂટી તો ઓજસ મેળવી લઉં છું.
હું મુજ વ્યક્તિત્વ પાસેથી જ વર્ચસ મેળવી લઉં છું;
લિયે છે કાળ જો કસ છીનવીઃ કસ મેળવી લઉં છું.
અગર મન થાય છે માસૂમિયતથી વાત કરવાનું!
તો હું વેરાનથી કો' ગુલ નિખાલસ મેળવી લઉં છું.
કરી લઉં છું પુરુષ હૈયા તણો પણ પ્રેમ સંપાદન;
કે હું પથ્થરને પંપાળીને પારસ મેળવી લઉં છું.
કદી હસવાની હિંમત આપ હું પોતે કરી લઉં છું;
કદી દીવાનગી પાસેથી સાહસ મેળવી લઉં છું.
વરસ હું વેડફી દેવા નથી જાતો સુરાલયમાં;
વીતેલો કાળ ત્યાં જઈને હું વાપસ મેળવી લઉં છું.
"જગતનાં કાચનાં યંત્રે ખરી વસ્તુ"ય ભાસે છે;
ઘણી વેળા તને મળતો હું માણસ મેળવી લઉં છું.
પહેરેગીર પાસે જૂજવાં સાધન નથી હોતાં;
મને એક જોઈએ ઝળહળતું ફાનસઃ મેળવી લઉં છું.
નહીં તો પ્રેમ પંથે કેમ હું જીવી શકું 'ઘાયલ'!
ઘુમાવું છું ઘણું પણ કૈંક ચોક્કસ મેળવી લઉં છું.

---

નથી ભૂલથી વાપરી ગેર રીતિ;
મહોબ્બતની રીતે મહોબત કરી છે.



## લાભશંકર ઠાકર

### સ્મૃતિ

કૂંડું જૂનું તુલસીનું પડ્યું આંગણામાં,
તેની પરે ઢળી ગયું જલ શું સુનેરી
આકાશથી જરીક, ને મધુ સ્પર્શજન્ય
રોમાંચથી હલી ઊઠી અતિ શુષ્ક સાંઠી !

ને આવ્યું ક્યાંક થકી હૈયડ સાવ ધૃષ્ટ,
બેઠું કૂંડા પર જરા ફફડાવી પાંખો,
કૂંડા મહીં છલકતા જલમાં ઝબોળી,
ચંચૂ અને કરી જરા નિજ પુચ્છ ઊંચી,
છેડી દીધી સહજ કંઠ તણી સતાર !

એ શ્વેત વસ્ત્ર મહીં શોભત પ્રૌઢ કાયા,
રેડી રહી ચળકતો લઈ તામ્ર લોટો,
ઊંચા કરેલ કરથી જલ, ભાવભીનાં
નેત્રો ઢળ્યાં મધુર, ભાલ વિષે સુગૌર
સૌભાગ્યચંદ્ર ઝલકે – તરબોળ ભીનું
આખુંય દૃશ્ય નીતરે તડકો ....

અચાનક
ઊડી ગયું કયહીંક હૈયડ દૃશ્યને લૈ
પાંખો વિષે....
નજર વૃદ્ધ ફરી ફરી શી
છાપા મહીં ડૂબી જવા મથતી, સવારે.

# કવિતાનું મંત્રરૂપ

અંબાલાલ પુરાણી

રા...શ્રી અરવિંદનું Future Poetry વાંચે છે જાણી આનંદ થયો. એમના વિચારો પર પણ ચર્ચા થઈ હતી. શ્રી અરવિંદનું મંતવ્ય તેઓ સમજ્યા નથી એવું શ્રી અરવિંદને પણ લાગે છે અને મને પણ લાગે છે. શ્રી અરવિંદ કવિતાની અંદર મંત્ર શક્તિના ઉદ્ભવની સંભાવના જુએ છે એનો અર્થ એવો નથી કે ભવિષ્યના કવિઓ ભુલાઈ ગયેલી વૈદિક ભાષામાં ઋગ્વેદના જેવા મંત્રો લખવા માંડશે!

પ્રથમ તો મંત્રનો શ્રી અરવિંદ જે અર્થ કરે છે તે ધ્યાનમાં રાખવો જોઈએ. બંકિમચંદ્ર ચેટરજીને વિષે તેમણે એક લઘુલેખ (monogram) લખ્યો છે, તેમાં 'વંદેમાતરમ્' એમણે મંત્ર તરીકે જાહેર કર્યો છે. એટલે કે મંત્ર શું તેનો એ વ્યાખ્યા આપણને કાંઈક વધારે સ્પષ્ટ ખ્યાલ આપે છે. મંત્રનો ઉદ્ભવ બુદ્ધિથી પર એવી ઊર્ધ્વ-મનની ભૂમિકામાંથી થાય છે.

ક્યારે જન્મત થાય છે ?–"Mantra–the poetic expression of the deepest spiritual reality, is only possible when the three highest intensities of poetic speech meet and become indissolubly *one*, a *highest intensity* of rhythmic movement, a highest intensity of verbal form and thought-substance, of style, and the highest intensity of the soul's vision of Truth."

એટલે કે,-વાણીમાં-કાવ્યની વાણીમાં-જયારે ત્રણે પ્રકારની કાવ્યશક્તિની તીવ્રતા ત્રિવેણી રૂપે એકત્ર થાય ત્યારે મંત્રનો જન્મ થાય: છંદની-લયની-ગતિની, શબ્દદેહ અને વિચારતત્ત્વની, ટૂંકામાં શૈલીની, તથા આત્માને સત્યનું દર્શન થાય તેવી દૃષ્ટિની -સત્યતાના ક્રાંતદર્શનની-તીવ્રતા-ઉદ્દામતા એકીવખતે કવિ-માનસમાં જાગ્રત થાય ત્યારે મંત્રનો જન્મ થાય છે.

આ રીતે જાગ્રત થયેલો મંત્ર શબ્દદેહ અને છંદની ગતિ સહિત આવે છે એટલું જ નહિ પરંતુ જે સત્યને તે વ્યકત કરે છે તેનો સાક્ષાત્કાર પણ તે દ્રષ્ટાને કરાવે છે.

'વંદેમાતરમ્' એવો મંત્ર એ અર્થમાં છે કે એ મંત્રની શકિતએ બંકિમને હિંદની રાષ્ટ્રીય જાગૃતિના રહસ્યનું દર્શન કરાવ્યું એટલું જ નહિ, પણ એ મંત્રે પછીથી લાખો હિંદીઓને જાગ્રત કર્યા, અને સફળતાપૂર્વક એ મંત્રની સિદ્ધિમાં જોડયા. એવી પ્રેરણા આપવાની અખૂટ શકિત એ મંત્રમાં હોય છે. અત્યારે સારી પેઠે પ્રચલિત સમાજવાદના આદ્યપ્રચારક કાર્લ માર્કસે 'Rise, will of life in brothers' કે એવું કાંઈક કહેલું યાદ છે. વર્તમાન મજૂર અને શ્રમવર્ગની જાગૃતિનો એ મંત્ર ગણાય તેવું વાકય છે.

પરંતુ બધી ભાવિ કવિતાનું એ જ સ્વરૂપ હશે એમ માની લેવું ભૂલ ભરેલું છે જયારે મંત્રની શકિત માનવમાં જાગ્રત થઈ હશે ત્યારે પણ પુષ્કળ કવિતા સૌંદર્યલક્ષી, ઘણી યે ઊર્મિપ્રધાન અને જીવનની વાસ્તવિકતાને લાગતી હશે. ઘણી તાત્કાલિક માનવમાનસની પરિસ્થિતિ, લાગણી ને ઈચ્છા, આકાંક્ષા અને વાંછના પ્રગટ કરનારી હશે. અને એમ થાય એ જ ઇષ્ટ છે. કોઈ પણ સૌંદર્યસ્વરૂપમાં ભલેને કવિ જીવનના કોઈ પણ ક્ષેત્રને કવે!

જ્યારે સમગ્ર માનવજાતિમાં એ બુદ્ધિથી પર ચેતનાની અસર થવા માંડી હશે ત્યારે ઉપર જણાવેલા પ્રકારની કવિતામાં પણ પ્રાણનો વિપુલ સંચાર આપણને દેખાશે. એમાં પણ માનવજીવનનું જે દર્શન થશે તે વિશ્વમાનવની દૃષ્ટિએ કરાયેલું હોઇ એમાં વ્હિટમૅનની પેઠે ક્ષુદ્રમાં પણ બૃહતને, અણુમાં પણ વિરાટને, સાંતમાં અનંતને તે જોશે, –જોઇ શકશે – અને દેખાડશે. ll૭

વળી એ અભિવ્યક્તિમાં ભાષાનું બંધારણ, પ્રજા તથા વ્યક્તિની પ્રતિભા, સંસ્કાર, માનવજાતિના વિકાસની સ્થિતિ — ઇવત્તા – વગેરે પણ અગત્યનો ભાગ ભજવશે, ભાવિ કવિતાનું સ્વરૂપ નિર્માણ કરશે.

એ મંત્રશક્તિથી પ્રેરિત કવિતાનાં અનેક રૂપોમાં વ્હિટમૅન વિષે તો આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો જ છે. રૂપની દરકાર કર્યા વિના જ પોતાના દર્શનને વ્યક્ત કરવા મથતો આ આદિ કવિ–આધુનિકોનો આદિ કવિ—આપણને માનવનું સંગીત ગાઇ સંભળાવે છે. માનવના વિરાટ સ્વરૂપને તે જુએ છે, તેના શાશ્વત આત્માને તે નિહાળે છે, અનુભવે છે અને પૂજે છે. માનવીની સ્વતંત્રતા, તેની મહત્તા અને ભવ્યતા તે જુએ છે અને આપણને બતાવે છે.

Passage indeed O soul ! to Primal thought,
Not lands and seas alone, thy own clear freshness
The young *maturity of brood and bloom,*
To realms of budding bibles.
To reason's early paradise,
Back, back to wisdom's birth, to innocent initiations,
Again with fair creation.

... ...

O Thou Transcendent,
Nameless, the fibre and the breath,
Light of the light, shedding forth universes,
thou centre of them,
Thou mightier centre of the true, the good,
the loving,

Thou pulse–thou motive of the stars,
suns, systems,

... ... ...

That, circling, move in order, safe, harmonious
Athwart the shapeless vastness of space
How should I think, how breath a single breath,
how speak, if, out of myself,
I could not launch, to those, superior universes?

અવતરણ તો હજીયે આપવાનું મન થાય છે-પણ કાગળ લખું છું કે સાહિત્ય? પણ આ કવિતાનું અવતરણ કોઇ ઉપનિષદના સમયના દ્રષ્ટાનું લખેલું નથી લાગતું! को ह्येवान्यात् । कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । અથવા તો प्राणस्य प्राणमुत चक्षुषः चक्षुः । एकांशेन स्थितो जगत् । तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । स पर्यगात् शुक्रम् अकायम् अस्नाविरम् शुद्धमपाविद्धम् । ... ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते। વગેરે ઉપનિષદની ઘણી સૂત્રપંક્તિઓ મનમાં ખડ થઇ જાય છે!

પણ એ તો વ્હિટમૅન-રૂપનિઃસ્પૃહ—લગભગ ગામઠી ભાષામાં લખનાર-દ્રષ્ટા કરી શકે. જુઓ, આ રહી કેટલી પંક્તિઓ, રૂપના સાજમાં રજૂ થયેલી કોઇ આધુનિક કવિની:- આધુનિક, એટલે ભાવિની આગાહીરૂપ.—

કંઈ હુંફાળી દીપ્તિ કે પ્રભાના રૂપમાં ફેરવી નાંખ; ઊર્ધ્વમાં ન રહે—છેક પાસે આવ, મને તારા હૃદયની સમીપ લે અને તારાં સર્વ રહસ્યોમાં–અંતરતમ રહસ્યોમાં ભાગીદાર બનાવ, કોઈ માનવરૂપ ધારણ કરીને વ્યક્ત થા!–આ વાણી કોઈ પ્રાચીન સમયનો દ્રષ્ટા બોલતો હોય એમ માનીએ એમાં વિસંવાદ મને જણાતો નથી!

બીજા આધુનિક ગુજરાતી કવિઓમાંથી વળી કોઈ બીજી વાર આ ભાવિ દિશાનાં સૂચક વલણો બતાવવા ઇચ્છા રાખું છું. એટલું જ નહિ પરંતુ અત્યારે ઈંગ્લાંડમાં છેલ્લા મહાયુદ્ધ પછી સર્વ કળાઓ પેઠે કવિતામાં પણ જે પડતી બેઠી છે તેમાં પણ છૂટાછવાયા વિરલ ઉદ્‌ગારો કવિના અંતરાત્માની વૃત્તિ સૂચવે છે. અને આખાયે કળાક્ષેત્રમાં કાંઈક નવું કરી નાંખવાની નવા જ રસ્તાઓ, નવી કેડીઓ શોધવાનો આગ્રહ, નવાં જ રૂપો સર્જવામાં, કેવળ રૂપનાં બાહ્ય તત્ત્વો ઉપર જ નજર ઠેરવવી, આ બધા ભૂલભરેલા ખ્યાલો અને પ્રયત્નોની પાછળ પણ અસલ તો એ જ મૌલિક પ્રેરક તત્ત્વો આપણને કાર્ય કરતાં જણાશે. એક પ્રાણની અવચેતન ભૂમિકાને,–તેમ જીવનના અધઃસ્તરોને–તથા તેની ક્રિયાઓને કવિતામાં રજૂ કરવાની વૃત્તિ, એ રીતે કાવ્યક્ષેત્રને વિશુદ્ધ કરવાની ઇચ્છા; બીજું,–કોઈ ઊર્ધ્વ તત્ત્વને પ્રગટ કરવાની અજ્ઞાત ઇચ્છાનું ખેંચાણ.

પ્રાણની અવચેતન ભૂમિકાની વૃત્તિઓ, વૃત્તિબીજો, ગ્રંથિઓ વગેરે પોતે આકારવાળી નિશ્ચિત રૂપવાળી ભાગ્યે જ હોય છે–એટલે Sur-realism જેવા, બુદ્ધિથી ન સમજાય તેવી કવિતાને ઉપયુક્ત સિદ્ધ કરવા મથતા માર્ગો આપણે લેવાતા જોઈએ છીએ. શા માટે કવિતા સમજાવી જ જોઈએ?

જેમ આવે, જે આવે, જેટલું આવે તે રજૂ કરી દેવું નહિ શા માટે? અને એમાં યે જાતીયવૃત્તિનાં વિવિધ સ્વરૂપો, કામ-વાસનાજનિત મૂર્ખાઈઓ, વિકૃતિઓ વગેરે પ્રત્યે એક પ્રકારનો પક્ષપાત અને આકર્ષણ આપણને જણાય છે. વિષયના સંબંધમાં કવિના માનસમાં થતા ક્ષોભના સંબંધમાં, આ જમાનો બેદરકાર જેવો લાગે છે. ગમે તે વિષય લઈને તેની સામન્યતાને રજૂ કરવામાં એને વિશિષ્ટતા–નાવીન્ય દેખાય છે!

પણ આ તો હું આડો ચાલ્યો!—એ વળી કોઈવાર તમને અવતરણો—અદ્યતનમાં અદ્યતન અવતરણો સહિત બતાવવા ધારું છું. કોણ જાણે ક્યારે!—

*　　　　　　*

આધુનિક કવિઓની કૃતિઓના નમૂનાઓ સારી રીતે જોવામાં આવ્યા છે. શ્રી અરવિંદે પણ બે વર્ષમાં તે બધા જોઈ નાખ્યા છે. અને જ્યારે ભવિષ્યમાં Future-Poetry –'ભાવિ કવિતા'* છપાશે ત્યારે તેઓશ્રી એક બે નવાં પ્રકરણો આ આધુનિક યુગની કવિતાની સમાલોચના કરવા માટે અને ભાવિ સૂચન માટે ઉમેરે પણ ખરા એવો સંભવ છે.

દરમિયાન મારા વિચારોની રૂપરેખા તમને જણાવવી અનુચિત નહિ ગણાય. (૧) આધુનિક કાવ્યમાં જે વિષયની કવિતાના ક્ષેત્રની–નૂતનતાનો દાવો કરવામાં આવે છે એ ખરું જોતાં વિવાદાસ્પદ છે. (૨) કાવ્યના બાહ્ય સ્વરૂપમાં નવીનતા અલબત્ત લાવવામાં આવી છે, એનો સ્વીકાર કરવો જ પડે. પ્રશ્ન એ છે કે એ નવીનતા પ્રતિભાજન્ય છે ખરી?–બીજું એ નવીનતા સૌંદર્યપોષક નીવડે છે?–નીવડી છે? કેવળ નવીનતા

* Future-Poetry પ્રસિદ્ધ થઈ ગયું છે.

કોઈ ફુંફાળી દીપ્તિ કે પ્રભાના રૂપમાં ફેરવી નાંખ; ઊર્ધ્વમાં ન રહે—છેક પાસે આવ, મને તારા હૃદયની સમીપ લે અને તારાં સર્વ રહસ્યોમાં–અંતરતમ રહસ્યોમાં ભાગીદાર બનાવ, કોઈ માનવરૂપ ધારણ કરીને વ્યક્ત થા!–આ વાણી કોઈ પ્રાચીન સમયનો દ્રષ્ટા બોલતો હોય એમ માનીએ એમાં વિસંવાદ મને જણાતો નથી!

બીજા આધુનિક ગુજરાતી કવિઓમાંથી વળી કોઈ બીજી વાર આ ભાવિ દિશાનાં સૂચક વલણો બતાવવા ઇચ્છા રાખું છું. એટલું જ નહિ પરંતુ અત્યારે ઈંગ્લાંડમાં છેલ્લા મહાયુદ્ધ પછી સર્વ કળાઓ પેઠે કવિતામાં પણ જે પડતી બેઠી છે તેમાં પણ છૂટાછવાયા વિરલ ઉદ્‌ગારો કવિના અંતરાત્માની વૃત્તિ સૂચવે છે. અને આખા યે કળાક્ષેત્રમાં કાંઈક નવું કરી નાંખવાની નવા જ રસ્તાઓ, નવી કેડીઓ શોધવાનો આગ્રહ, નવાં જ રૂપો સર્જવામાં, કેવળ રૂપનાં બાહ્ય તત્ત્વો ઉપર જ નજર ઠેરવવી, આ બધા ભૂલભરેલા ખ્યાલો અને પ્રયત્નોની પાછળ પણ અસલ તો બે જ મૌલિક પ્રેરક તત્ત્વો આપણને કાર્ય કરતાં જણાશે. એક પ્રાણની અવચેતન ભૂમિકાને,–તેમ જીવનના અધઃસ્તરોને–તથા તેની ક્રિયાઓને કવિતામાં રજૂ કરવાની વૃત્તિ, એ રીતે કાવ્યક્ષેત્રને વિશુદ્ધ કરવાની ઇચ્છા; બીજું, –કોઈ ઊર્ધ્વ તત્ત્વને પ્રગટ કરવાની અજ્ઞાન ઇચ્છાનું ખેંચાણ.

પ્રાણની અવચેતન ભુમિકાની વૃત્તિઓ, વૃત્તિબીજો, ગ્રંથિઓ વગેરે પોતે આકારવાળી નિશ્ચિત રૂપવાળી ભાગ્યે જ હોય છે–એટલે Sur-realism જેવા, બુદ્ધિથી ન સમજાય તેવી કવિતાને ઉપયુક્ત સિદ્ધ કરવા મથતા માર્ગો આપણે લેવાતા જોઈએ છીએ. શા માટે કવિતા સમજાવી જ જોઈએ!

જેમ આવે, જે આવે, જેટલું આવે તે રજૂ કરી દેવું નહિ શા માટે? અને એમાં યે જાતીયવૃત્તિનાં વિવિધ સ્વરૂપો, કામ-વાસનાજનિત મૂર્ખાઇઓ, વિકૃતિઓ વગેરે પ્રત્યે એક પ્રકારનો પક્ષપાત અને આકર્ષણ આપણને જણાય છે. વિષયના સંબંધમાં કવિના માનસમાં થતા ક્ષોભના સંબંધમાં, આ જમાનો બેદરકાર જેવો લાગે છે. ગમે તે વિષય લઇને તેની સામન્યતાને રજૂ કરવામાં એને વિશિષ્ટતા—નાવીન્ય દેખાય છે!

પણ આ તો હું આડો ચાલ્યો!—એ વળી કોઇવાર તમને અવતરણો—અદ્યતનમાં અદ્યતન અવતરણો સહિત બતાવવા ધારું છું. કોણ જાણે ક્યારે!—

*    *

આધુનિક કવિઓની કૃતિઓના નમૂનાઓ સારી રીતે જોવામાં આવ્યા છે. શ્રી અરવિંદે પણ બે વર્ષમાં તે બધા જોઇ નાખ્યા છે. અને જ્યારે ભવિષ્યમાં Future-Poetry —'ભાવિ કવિતા'* છપાશે ત્યારે તેઓશ્રી એક બે નવાં પ્રકરણો આ આધુનિક યુગની કવિતાની સમાલોચના કરવા માટે અને ભાવિ સૂચન માટે ઉમેરે પણ ખરા એવો સંભવ છે.

દરમિયાન મારા વિચારોની રૂપરેખા તમને જણાવવી અનુચિત નહિ ગણાય. (૧) આધુનિક કાવ્યમાં જે વિષયની કવિતાના ક્ષેત્રની-નૂતનતાનો દાવો કરવામાં આવે છે એ ખરું જોતાં વિવાદાસ્પદ છે. (૨) કાવ્યના બાહ્ય સ્વરૂપમાં નવીનતા અલબત્ત લાવવામાં આવી છે, એનો સ્વીકાર કરવો જ પડે. પ્રશ્ન એ છે કે એ નવીનતા પ્રતિભાજન્ય જે ખરી?—બીજું એ નવીનતા સૌંદર્યપોષક નીવડે છે?—નીવડી છે? કેવળ નવીનતા

* Future-Poetry પ્રસિદ્ધ થઇ ગયું છે.

–નવીનતાને જ કારણે–સર્જકતાનું સ્થાન, સાચી સર્જકતાનું સ્થાન, નહીં લઈ શકે ખરી!

છતાં, એમની નિષ્ફળતાના ઉપર મદાર બાંધીને આધુનિકોને અન્યાય કરવો એ પણ બરાબર નથી. એટલે આપણે શોધવું જોઈએ કે તેઓ શેની શોધમાં છે? આ બધી અસ્વસ્થ પ્રવૃત્તિ કરીને કયું લક્ષ લેઓ વીંધવા માગે છે, પણ વીંધી શકતા નથી–(નિદાન આપણને તો લાગે છે કે નથી વીંધી શકતા).

એ લક્ષમાં મારી નજરે પ્રથમ આવે છે મુક્તિ–આ મુક્તિની તૃષા જન્મવાનાં અનેક કારણો છે. તેમાંનું એક તો જગતની પલટાયેલી પરિસ્થિતિ છે. આધુનિક કવિ વાંછે છે સર્વ સંસ્કૃતિને પોતાના ક્ષેત્રમાં લેવા. દેશનાં, જાતિનાં, રાષ્ટ્રનાં બંધનો તે તોડવા માંગે છે. માનવ તરીકેનો જે હક્ક વર્ષો પૂર્વે વૉલ્ટ વ્હિટમેને (કવિનો) ઉચ્ચાર્યો હતો તે આજે એ સાચો કરવા માંગે છે, તેને આચારમાં ઉતારવા, કૃતિમાં રજૂ કરવા વાંછે છે. કરી શકતો નથી એટલે ખીચડો કરી મૂકે છે,–સુશ્લિષ્ટતા સાધી શકતો નથી, કારણ કે ધ્વનિની સુસ્પષ્ટતા હજી એને લાધી નથી. જ્યાંજ્યાં, જેટલે અંશે તે તેને લાધ્યા છે ત્યાં ત્યાં એણે અસાધારણ સર્જકતા વડે સૌંદર્યસૃષ્ટિ ઉત્પન્ન પણ કરી છે. આનાં ઉદાહરણો (બન્નેનાં) હું તમને કોઈ વખતે આપી શકીશ.

(૨) તે અણુમાં વિરાટ જોવા અને દેખાડવા માગે છે;– જીવનના અપરિચિત, અભદ્ર અને ઉપેક્ષિત ખૂણાઓ,–ભાગો,

---

* આને અંગે જુઓ Study and approach to Savitri Ch. III Trends in Modran English Poetry.

અવયવોનું તે દર્શન કરાવે છે તે જીવનની સમગ્રતા સિદ્ધ કરવા માટે. તે કહેવા માગે છે કે તમે બધા આદર્શોનાં સુવર્ણ સ્વપ્નાંઓ રચો છો અને જીવનમાં સ્વપ્નો લાવવા યત્ન કરો છો પણ તમે તો જીવનને જ સ્વપ્નું બનાવી રહ્યા છો. જુઓ! તો ખરા આ રહ્યા જીવનના ખૂણાઓ, વિશાળ પ્રદેશો જ્યાં તમારાં સ્વપ્નાંની ગંધે પહોંચી નથી"–ખરું. પરંતુ એ બિચારો એટલું જ બતાવે એથી શો અર્થ સરે? અણુમાં વિરાટ તો ઘણીવાર તે નથી દર્શાવી શકતો–કારણ કે, કદાચ, તેને પોતાને વિરાટનાં દર્શન કરતાં અણુની તીવ્ર અણુતાનું સંવેદન વધારે સ્પષ્ટપણે થયેલું હશે–એટલે પછી અણું જ આલેખી રહે છે, અપરિચિતને જ ઘેરા રંગમાં રજૂ કરે છે, અભદ્રને જ તે જીવનનું સર્વસ્વ હોય તેમ બતાવે છે, અને ઉપેક્ષિત વસ્તુઓને અસાધારણ યોગ્યતાવાળી રંગે છે.

કદાચ આમ થવું શરૂઆતમાં સ્વાભાવિક ગણાવું જોઈએ.

(૩) ત્રીજું, મુશ્કેલી એને લઈને ઊભી થાય આધુનિક કવિ નવીનતા અને પ્રતિભા બન્નેને એ નાવીન્યમાં જ કાંઈક અપૂર્વ સર્જકતા રહેલી માનવાની ભૂલ કરીને તે નાવીન્યમાંથી ઘણીવાર લપસી પડે છે. પોતાની વિ... અપૂર્વતા રહેલી છે એટલું જ નહિ પરંતુ હો એમ તે માને છે ને મનાવવાનો આગ્રહ કરે 'યુલિસિસ',—જેમ્સ જોઇસનું.

અને આ નવીનતા પણ મોટે ભાગે તો કા બહિરંગને જ સ્પર્શે છે! અને લાગે છે કે કાવ્યને અને તેનાં અસાર સુધીનાં ધનો

આત્માને જકડી રહ્યાં છે. જો કોઈ ઉપાયે એ બંધનો તોડી નાખવામાં આવે તો પુરાયેલું કાવ્યપંખી આકાશમાં પહોંચી જાય! એ કાવ્યનાં બાહ્યાંગનાં બંધનો છેદે છે અને આશા રાખે છે એટલું જ નહિ પરંતુ માને છે કે કાવ્યપંખી–ના, કાવ્યગરુડ—છેક આકાશને ચંદરવે જઈને અડકશે! અને જુઓ ત્યારે!!–બિચારું કાવ્યપંખીડું કોકડું થઈને જમીન પર પડે છે!!

અલબત્ત, અહીં આપણે આધુનિકોને જરા પણ જશ નહિ આપવાની ક્રૂરતા ન આચરવી જોઈએ. એના અંતરમાં તો એ વાંછના છે કે મારે જે કાંઇ નવું કરવાનું છે, તેને માટે આ ઢાળ, આ બાહ્ય દેહ બરાબર નથી, પૂરતો નથી. પણ એને પૂછો કે "ભાઈ, તારે જે કથવાનું છે તે તારા મનમાં વિશદપણે તું જાણે છે, યા તો પ્રેરણામાં કે પ્રેરણા વડે તેને અનુભવે છે ખરો?" તો ઘણીવાર ઉત્તરમાં જણાશે કે "કાંઇક" કહેવાની અમૂઝણ સિવાય બીજું કાંઇ સ્પષ્ટ નથી હોતું. અને જે કાંઇક તે કહેવા માંડે છે તે કેવળ કાંઇક જ હોય છે! પેલું "નવીન" પેલું "મહાન" એવું અત્યાર સુધી અવ્યક્ત રહેલ કિમપિ તો તે ભાગ્યે જ નીવડે છે.

જ્યારે તેને સમજાશે કે આ પ્રયોગો આ બાહ્ય દેહના સાંધાની પુનર્ઘટના અને તેમને ભાંગવાની ક્રિયા નવીન કાવ્યદેહના નિર્માણની પ્રયોગદશા જ કેવળ છે ત્યારે તે પ્રથમ પ્રેરણાની સાચી બુટ્ટીની શોધમાં લાગી જશે. ત્યારે તે કબૂલ કરશે કે શણગારેલો અને સુંદર દેહ ભલે હોય પણ તે મૃત હોય તો શા કામનો?

અને આ વસ્તુ કેવળ સાહિત્યમાં જ બની રહી છે એવું નથી. સમગ્ર કળાના ક્ષેત્રમાં-ચિત્રમાં, શિલ્પમાં સ્વતંત્ર–એ જ

ખાંખાખોળાં, અસ્પષ્ટ લહેકા, અધીર ઉત્સાહ, આગ્રહી વિધાનો, નવીનતાની વિચિત્રતાઓ, બર્બરતાની પૂજા, આદિ યુગને ફરીને પ્રગટાવવાની મૃગતૃષ્ણા, સુશ્લિષ્ટતાની સૂગ; સંયમનો ત્યાગ, ઔચિત્યનો અનાદર, કુરૂપને સુંદર બનાવવાનો અને મનાવવાનો દુરાગ્રહ, સુરુચિના ભંગને સ્વાતંત્ર્યનો હક્ક ગણવાની વૃત્તિ વગેરે આપણે જોઈએ છીએ.

આ વૃત્તિનાં તીવ્રતમ સ્વરૂપોમાં તો તે બુદ્ધિને તિલાંજલિ આપવા માગે છે! સરરિયાલિઝમનો—"વાસ્તવિકતાથી પર"—થવાનો દાવો તો આપણને લગભગ ગાંડપણના દરવાજા સુધી લઈ જાય છે! કવિના "સમજાય"—બુદ્ધિ વડે સમજી શકાય—એવી શા માટે હોવી જોઈએ? સમજવાની માગણી એ જ શું કવિતાદેવીને બંધનરૂપ નથી. બધું જ સમજવા માટે નથી—ન હોવું જોઈએ. કવિમાનસનું પ્રતિબિંબ જોવા માટે તમને ઉત્તમ તક કાવ્ય આપે છે. એ માનસમાં ક્ષણે ક્ષણે જે કાંઈ પસાર થાય તેની રજુઆતમાં ખોટું શું છે? અને એ વ્યાપાર સમજાય નહિ તેથી કળા તરીકે ઓછો મટી જાય છે? કોઈ સ્વપ્નનો અશક્યવત્ લાગતો ટુકડો, કલ્પનાનો કોઈ ફુક્કો, મગજનો કોઈ બુટ્ટો કે ફાંફા, કેવળ અક્ષરસામ્યની—અનુપ્રાસ જેવી કે બીજી—કોઈ કર્ણને ગલગલિયાં કરે એવી ભાત...આ બધાં કે આમાંના કોઈ જેમ આવે તેમ સાથે ચોંટાડી દેવામાં શો બાધ?—

બાધ તો કાંઈ નહિ...પણ...પણ—બાધ તો કવિના મગજમાં છે તેનું શું?

વળી જીવનની — સામાજિક જીવનની — પુનર્ઘટનાની મીમાંસાના પ્રચાર માટે પણ આ કલાઓનો સાધનો તરીકે ઉપયોગ થતો જોવામાં આવે છે. જ્યાંસુધી સાચી

સાર્થકતાના ચિરસ્થાયી નિયમોનું પાલન કરવામાં આવે છે અને સાથે સાથે પ્રચાર પણ કરવામાં આવે છે ત્યાં સુધી તો કોઇને કાંઇ જ કહેવાનું હોય નહિ. અથવા તો "પ્રચાર જ કરીએ છીએ" "કલા સર્જન નહિ" એમ ખુલ્લું કરીને કાર્ય કરનારનો પણ કોઇ વાંક નહિ કાઢે. વાંધો ત્યાં આવે છે જ્યારે એવા પ્રચારિયા લેખકો ઉત્તમોત્તમ સર્જકો હોવાનો દાવો કરે છે અને બહુમતીના જોરે સંસ્કારના ક્ષેત્રમાં પણ પોતાનાં ટટવાંને અરબ્બી ઘોડા તરીકે પંકાવે છે અને આંકાવે છે. અને એથી પણ વધારે વાંધો તો જ્યારે કોઇ રાજ્ય-બંધારણ કે બળવાન રાજકીય પક્ષ "ઉત્તમ" અને "કનિષ્ઠ" એવી છાપો પોતાની મરજી પ્રમાણે, મીમાંસા પ્રમાણે, પક્ષના કાર્યક્રમની દૃષ્ટિએ-કે સર્જકતા સિવાય બીજી કોઇ પણ દૃષ્ટિએ મારવા માંડે છે ત્યારે ઊઠે છે! ત્યારે આપણને એમ પણ થઇ આવે ક્ષણભર કે શરીરનું જીવન ટકાવવા માટે રોટલો આપનાર આ વ્યવસ્થા એના સ્થૂળ કાર્યના બદલામાં માનવની માનસિક સ્વતંત્રતા જ હંમેશને માટે લઇ લેવા માગે છે કે શું? તમને રોટલો, લૂગડાં અને ઘર;–કામ, રોજ અને આરામ વગેરે વગેરે આપીશું પણ અમે કહીએ તે પ્રમાણે વિચાર કરતા થઇ જાઓ. જો બીજા વિચારો કર્યા તો તમે સલામત નથી!!

છતાં ભાવિ કાવ્યસર્જન વિષે આપણે નિરાશ થવાનું કારણ નથી એમ મને લાગે છે. આ બધા ઉધામાની પાછળ તેમને પ્રેરી રહેલી વસ્તુ સાચી છે એ તો આપણે જોયું. ઉપરાંત, યુરોપની સંસ્કૃતિના આ પ્રયત્નો અને પ્રયોગો તેની ક્રાંતિની દશામાં થયેલા હોય એ બનવા જોગ છે. પરંતુ જગતની બીજી સંસ્કૃતિઓ, અથવા તો પશ્ચિમની અસર નીચે આવેલી સંસ્કૃતિઓમાંની કોઇ એ પ્રયત્નોમાં

વધારે સફળતા નહિ મેળવે એમ માની લેવાને કાંઇ કારણ નથી. જગતની પુનર્ઘટના કરવા તરફ બળપૂર્વક કાર્ય કરી રહેલી શક્તિઓમાં જેમ સામાજિક અને આર્થિક સુવ્યવસ્થા, ન્યાયી વ્યવસ્થા કરવા તરફ ઝોક છે તેમ અંતરની બાબતમાં પણ વધુ ઉચ્ચ સ્તરો તરફ જવા પ્રત્યે પણ ઢળાણ છે. માનવ મુક્તિ વાંછે છે તે કેવળ રાજકીય, આર્થિક અને સામાજિક અર્થમાં જ કે ક્ષેત્રમાં જ નહિ પરંતુ ચેતનાના ક્ષેત્રમાં પણ, અને આધ્યાત્મિક અર્થમાં.

એટલે એના કળા સર્જનનાં ક્ષેત્રોમાં અત્યારે ભલે આ બાહ્ય વલણો અને વૃત્તિઓ પ્રેરકબળો તરીકે અપૂર્ણ સફળતા સાધે, આખરે તો તેની પ્રેરણા કોઈ ઊર્ધ્વલોકમાંથી આવવાની છે. એટલું તો નક્કી—પછી તે પરિણામ માનવ ઊર્ધ્વલોકમાં આરોહણ કરવાને કે તે ઊર્ધ્વલોક માનવચેતનામાં અવરોહણ કરશે તેને પરિણામે આવે.

સંવાદની, સૌંદર્યમય છંદનાં સ્વરૂપોની, જનની—કોઇ દિવ્ય સૌંદર્યની ભૂમિકા—ઊર્ધ્વમાં છે. માનવ અહીં તેનું પ્રતિબિંબ પામે છે, યા તો તેની કોઇ અપૂર્ણ કે તૂટક સૂરાવલિનું શ્રવણ કરે છે,—ભાગ્યે જ તે આદ્યંતપૂર્ણ સર્જન એ લોકમાંથી અહીં ઉતારી શકે છે. પરંતુ એવો સમય આવશે જરૂર જ્યારે એના કલાસર્જનમાં, તેની અણુની કે અબ્દની અભિવ્યક્તિમાં પણ એ ઊર્ધ્વ, સંવાદમય લોકની સુવાસ જ કેવળ નહિ પરંતુ સમર્થ પ્રેરણા, અને સર્જક શક્તિ પણ હશે અને એ સર્જન આપણા અત્યારના અપૂર્ણ પ્રયત્નો વડે શક્ય બનશે, એવી પણ આશા રાખવી વધારે પડતી નથી.

---

[આ પત્ર પરની શ્રી. બલવંતરાય ક. ઠાકોરની નોંધ તથા અનુસંધાનનો શ્રી અંબાલાલ પુરાણીનો પત્ર આવતા અંકે.]

## મણિશંકર રત્નજી ભટ્ટ –'કાન્ત' [૧૮૬૭-૧૯૨૩]

### મુખ્ય કૃતિ :–પૂર્વાલાપ.

સંખ્યાના પ્રમાણમાં તો તદ્દન અલ્પ પણ ગુણવત્તાની દૃષ્ટિએ તો અનેકગણા સમૃધ્ધ કાવ્યો આપી જનાર કવિ કાન્તનું ગુજરાતી કાવ્ય-સાહિત્યમાં હરહંમેશ માટે નિશ્ચિત સ્થાન છે. એમણે નાટકો લખ્યાં, સચોટ અને રસપ્રદ સંવાદો અને રસળતાં પત્રો લખ્યા, જીવનચરિત્ર પણ લખ્યું અને ભાષાંતરો પણ કર્યાં. પણ કવિતાએ જ કાન્તને જશ અપાવ્યો અને એમાં યે એમનો કવિયશ સવિશેષ તો નિર્ભર છે એમનાં ખંડકાવ્યો પર જ.

ખંડકાવ્યો પણ આમ તો માત્ર સાતેક જ છે. અને એ પણ સમજી શકાય એવું છે કે બધાં જ ખંડકાવ્યો એકસરખાં શ્રેષ્ઠ ન હોઈ શકે, પણ એમાંના ત્રણ ખંડકાવ્યો 'વસંતવિજય' 'ચક્રવાકમિથુન' અને 'દેવયાની 'તો નિર્વિવાદ રીતે શ્રેષ્ઠ જ છે. એમનાં બાકીનાં ખંડ-કાવ્યોમાં કલાની દૃષ્ટિએ કાંઈકને કાંઈક ઊણપ વરતાયા વિના નથી રહેતી પ્રકૃતિને પશ્ચાદ્‌ભૂમિકામાં રાખી કલાત્મક રીતે નિરૂપાયેલું કથા વસ્તુ એ એમના ખંડકાવ્યનો દેહ છે, તો એ દ્વારા પ્રકટ થતી મુખ્યત્વે પ્રણય-વૈષમ્યની એમની ભાવના એ એમના ખંડકાવ્યોનો પ્રાણ છે. ભાવને અનુરૂપ અને અનુકૂળ છંદોનો ઉપયોગ અને એ દ્વારા પ્રાપ્ત થતું છંદ-વૈવિધ્ય એમની આંતરસૂઝને સાર્થકતા અર્પે છે. સંસ્કૃતની પચેલી અસરના પરિણામે એમના પદ્યમાં એક પ્રકારની તાજગી, દીપ્તિ અને પરિપક્વતા જણાય છે. એટલે જ કદાચ એમની પાર વિનાની કાવ્ય-પંક્તિઓ આટલી બધી સુરેખ અને સફાઈદાર છે. એમાં નરી સરળતા નથી તો એમાં વાણીનો આડંબરે નથી, એમનાં કાવ્યો વાંચતાં સતત એક લાગણી એ થયા કરે કે જાણે બધાં જ અનિવાર્ય અને કાવ્યને અનેક રીતે ઉપકારક સારાં તત્ત્વોનું યોગ્ય પ્રમાણમાં મિશ્રણ થયું છે. અને ખૂબ જ સમુચિત રીતે કાવ્યકલાનો પિંડ બંધાયો છે. આત્મલક્ષી પ્રણયકાવ્યોમાં પણ એમની કલમ ઊર્મિલતામાં સરી નથી પડતી પરંતુ અસાધારણ સંયમ વડે હકીકતનું નિવેદન એ ખૂબ જ ચોટદાર રીતે કરી શકે છે. આસાનીથી કુશળ ચિત્રકારની પીંછીનું સ્વરૂપ ધારણ કરતી

એમની કલમ માત્ર આબેહૂબ ચિત્રો જોતજોતામાં ખડાં કરી શકે છે એટલું જ નહીં પણ શબ્દોનો કુશળતા પૂર્વક ઉપયોગ અને એનું સંયોજન કરી એ આપોઆપ ભાવને ઉચિત એવો નાદ પણ પ્રકટાવી શકે છે. માધુર્યમય પદ્ય અને એ પદ્યદેહના આકારસૌષ્ઠવમાં થયેલી કવિતાના પ્રાણની પ્રતિષ્ઠા—અને રગેરગમાં વહેતું કવિની પ્રતિભાને ઝેબ આપે એવું કાવ્યમય ચિંતન;—આં બધાં તત્ત્વોને લીધે જ કાન્તની કવિતા ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે. પ્રાસની ચીવટ અને છંદોની શુદ્ધિ પણ ધ્યાન ખેંચે છે. મરાઠીમાંથી 'અંજની'વૃત્તને લાવવાનું માન કાન્તને જ ફાળે જાય છે;—અન્ય કાવ્યપ્રકારમાં સફળ થતી એમની કલમને ગીતનો પ્રકાર ફાવતો નથી એમ લાગે છે; અને એટલે જ કદાચ આપણને એમની કનેથી ઉત્તમ ગીતો નથી પ્રાપ્ત થયાં.

રમણભાઇ તથા પ્રો. ઠાકોર વગેરેની મૈત્રી, એમની પ્રથમ પત્ની સૌ. નર્મદાનું અવસાન તથા એમણે કરેલો ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર અને ત્યાગ—આ બધી એમના જીવનની અનેક ઘટનાઓમાંની મહત્વની ઘટનાઓ છે. એમણે ખ્રિસ્તી ધર્મ ગ્રહણ તો કર્યો પણ એ કરતાં પહેલાં અને કર્યા પછી એમના સુકુમાર ચિત્તતંત્રમાં દારૂણ મંથન જામેલું.

એ સમયના અનેક અન્ય કવિઓની જેમ એમના પર પણ દલપતશૈલીની અસર પડી હતી પણ સદ્‌ભાગ્યે કાન્ત તો એમાંથી વ્હેલા છૂટી ગયાં, એટલું જ નહિ પણ એમણે તો પોતાની સ્વતંત્ર અને સફળ શૈલીની ગુજરાતી કાવ્યસાહિત્યમાં આગવી અને અપૂર્વ છાપ ઉપસાવી. ઓછાં પણ ઉત્તમ કાવ્યો આપનાર મણિશંકર રત્નજી ભટ્ટમાં કવિ, કલાકાર અને કસબીનો સુભગ, સુખદ અને વિરલ સંગમ થયો છે. કવિને છાજે એવું સુકુમાર અને સંવેદનશીલ એમનું હૃદય જેને પરિણામે તીવ્ર અને ચોટદાર ઊર્મિપ્રણિત અભિવ્યક્તિવાળાં કાવ્યો પ્રાપ્ત થયાં છે. કલાકારને છાજે એવી એમની કને દૃષ્ટિ, વિવેક અને સંયમ છે, અને એમનો તો કસબ પણ એવો છે કે એમની કાવ્યાકૃતિ પ્રત્યે ક્યાંય આંગળી ચીંધવા જેવું નથી.

—સુરેશ દલાલ

## પરિશીલન :—

તમારી પાસે તો કુસુમ સરખો કાંત ગણ્યો!

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
બાળી નાખે હલાવી રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય!

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:
પ્રણયની અભિલાષ જતી નથી:
સમયનું લવ ભાન રહે નહીં:
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં!

આ ઐશ્વર્ય પ્રણયસુખની, હાય! આશા જ કેવી!

આકાશે એની એ તારા;
એની એ જ્યોત્સ્નાની ધારા;
તરુણ નિશા એની એ: દારા—
ક્યાં છે એની એ?

જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માંહિ સરતી;
કામિની કોકિલા, કેલિ કૂજન કરે;
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો,
અંગેઅંગનો ઉત્તમ ભોગ થયો;
અને આખર આમ વિયોગ થયો!
મને સાંભરે આપણી રાત, સખી!

ધિ રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

# કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪.

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશન સ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨.

૨ તેના પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનું નામ : સુરેશ દલાલ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨.

૪ પ્રકાશકનું નામ
રાષ્ટ્રીયતા ઉપર મુજબ
સરનામું

૫ તંત્રીનું નામ : સુરેશ દલાલ, રાજેન્દ્ર શાહ, જસુભાઇ શાહ.
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨.

૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં. } કવિલોક

હું સુરેશ દલાલ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

સહી : સુરેશ દલાલ
પ્રકાશક

તા. ૨૭-૨-૫૯

## કપુરાકર

### સિસૃક્ષા

કેવી.. અહો ચેતનની સિસૃક્ષા
પ્રત્યક્ષ જેનો નીરખું અનુક્રમ!
આ ખોરડે મંડન – મગ્ન – યુગ્મ
પ્રસન્ન હૈયે શું કરે પરિશ્રમ!
સળી : સળીના બિસતંતુઓ ને
રૂ ચીંથરાનું રચી વજ્રબંધ,
આ નીડનું પદ્મ સુરેખ ખીલવી
પૂરી રહ્યાં સ્વપ્ન તણી સુગંધ!

અમે ય બે સ્વપ્નમહીં નિમગ્ન
હતાંઃ ગૂંથી એ ઝબલું રહી'તી,
આકાર દેતી નવલો ક્ષણેક્ષણ
અદીઠને — રે પણ સ્વપ્ન ભગ્ન!
ઉત્પત્તિ સીધી લયમાં સરી ગઇ...
પુનઃ સિસૃક્ષા અવ હ્યાં શરૂ થઇ!

●

## પ્રજારામ

### चरैवेति

મને નથી થયું વર્ષ:
જન્મ્યો છું બસ એનો અંતરે અપાર હર્ષ!
પૃથિવીની પ્રદક્ષિણા કરવાની મારે;

એક ડગલું ય હજી ભરવાનું ભારે!
માંડ માંડ પગ લાંબો કરું, ભાર મૂકું, ત્યાં તો
પૃથિવીમાતાને થાય સાષ્ટાંગ જ નમસ્કાર,
વાર વાર!

આશ્ચર્ય ઘણું ય મને:
ચારે બાજુ કેટલાં ય ચાલ્યાં જાય!
કોઇના ય લથડે ન જરી પાય!
અકુંઠિત ગતિ આવી મારીયેય ક્યારે બને!

ચાલવાને ઊગ્યાં ચરણને બસ ચાલવું છે:
દિવસે સૂરજતેજે,
રાત્રે ચંદ્ર-તારાહેજે
મ્હાલવું છે.

ચાલી તો શકાય બસ ધરા પરે અહીં
—નભપથે ચાલી તે શકાય કયહીં?
સુંવાળા એ સુ-વિશાળ પથો પરે
સ્કેઈટીંગ થાય ખરે!
કાનમાં અવાજ આવે રાતદિન, દિનરાત,
'चरैवेति चरैवेति..'
ઉર મારું રાચે,
મન નાચે,
ચલો, ચલો ભાઈ,
નીકળી જઈએ ક્યાંય.... ....

ચિન્તા મને મોટી એક :
પૃથિવી આ ઘણી મોટી
— વાત રખે ઠરે ખોટી !
— નાની તો હશે ન છેક !

પૃથિવી જો ખરેખર મોટી હોય,
તો તો પછી મારે બીજું શુંય જોય ?
ચાલ્યા કરું બસ દિનરાત, રાતદિન બસ
ચાલ્યા કરું, ચાલ્યા કરું;
પદેપદ, પળેપળ, અનન્તમાં મ્હાલ્યા કરું, મ્હાલ્યા કરું ?

•

'તુષાર'

## પ્રભાતતણે પહોર

ખીલ્યું પ્રભાત અવ નિર્મળ ચિત્ત જેવું
ને ચેતના મરડી આળસ જાગતી આ.
હું નીકળું ઘરબહાર, ત્યજું શહેર.
મેદાન આ – તૃણતુષારથી સ્ફૂર્તિવંત.
ત્યાં ધૂંધળાં સહુ મકાન, દીસંત સુપ્ત.

ધીમે હવે બધુંય તેજથી દશ્યમાન.
જાણે લૂછયે મલિન ધૂળ હીરા પરેથી
આભા રહે પ્રગટતી અતિ સ્વચ્છ તેમ.
હ્યાં જાગતું હૃદય, ઉપર આભ નીલ,
નીલોત્પલે ગગનના મૃદુબાલ સૂર્ય

કો' બિંદુ ઝાકળનું હોય સુરમ્ય જાણે!

હ્યાં અંતરે પરમ ચેતન સત્ત્વ સોહે.
હું વિશ્વમાં લઘુક કો' પરમાણું જેવો,
તેયે રહું અહીં ઝગી શુચિ, સત્ત્વ તેજે.

•

જયંત પારેખ

## દિનાન્તે

એકાન્ત
શય્યા
મૃદુકંપ હૈયાં.

પ્રકાશ.... ....
તારાં દૃગની ઉષા
ને
અંગાંગ સોહાવતી સ્વર્ણિમા આ
પ્રફુલ્લ મારા ઉરપદ્મને કરે.

એકાન્ત
શય્યા
મૃદુકંપ હૈયાં.

અંધાર.... ....
સર્વાંગ લસંત તારે
લાવણ્યની મ્હેક
રહસ્ય જેનું

ઉકેલતા રે' અવ હસ્ત મારા
સંસ્પર્શ માત્રે.

લાવણ્યની કેવલ મ્હેક
મ્હેક.... ....

•

## મંગેશ પાડગાંવકર

### ભૂલી શકું નહીં

ભૂલી શકું નહીં હું તો
રક્ત ઉછાળને બાથ
દષ્ટિ થઈ પાંખ પાંખ....
ભૂલી શકું નહીં હું તો
પ્રાણભરતીનો સાદ
વમળે વચન – વાત....
ભૂલી શકું નહીં હું તો
અંધ ડૂબકીને વેગ
ક્ષણે થતું વ્યોમ ગેબ....
ભૂલી શકું નહીં હું તો
નસેનસે ઝંઝાવાત
ઓશીકાની તળે હાથ....
ભૂલી શકું નહીં હું તો
પાય ખેંચી રહે પાપ
થતો હું જ મારો શાપ !

મરાઠી પરથી અનુવાદ : સુરેશ દલાલ

•

# કવિતાનું મંત્રરૂપ

અંબાલાલ પુરાણી

(ગયા અંકમાં છપાયેલા લેખ પર સ્વ. બલવંતરાય ક. ઠાકોરની નોંધ તથા એના અનુસંધાનનો શ્રી અંબાલાલ પુરાણીનો આ સામયિકના તંત્રી પરનો પત્ર)

બુદ્ધિથી પર એવી ઊર્ધ્વમનની ભૂમિકામાંથી મંત્ર ઉદ્ભવે છે (=અવતરે છે.) Its the poetic expression of the deepest spiritual reality' 'possible only when the 3 highest intensities of poetic speech meet. rhythmic movement verbal mastery and thought substance, and vision of highest Truth.' જે સત્ય તે વર્ણે છે તેનો સાક્ષાત્કાર સાધકને કરાવવાની શક્તિ પણ તે ધરાવે છે.

Vision સાથે અ૰ soul શબ્દ વાપરે છે.

'વંદેમાતરમ્' મંત્રે લાખો હિંદીઓને માતાના સાક્ષાત્કાર દ્વારા જાગ્રત કર્યા. (Slogan, proverb, muktaka, મંત્ર વચ્ચે ફેર ખરો? શો?)

'Workers of the world unite' એ Marxનો મંત્ર!

'બુદ્ધિ'થી પર ચેતનોત્થ પ્રાણના વિપુલ સંચારે રચાતી કવિતામાં મંત્ર નહીં એવી પણ પુષ્કળ હોય. તે ક્ષુદ્રમાં બૃહત, અણુમાં વિરાટ, વિરલમાં સામાન્ય, સામાન્યમાં સુંદર, સ્થૂલમાં સૂક્ષ્મ વગેરે દેખાડવાનો કવિતાધર્મ સારી રીતે બજાવે.

Whitmanમાં રૂપની કદર ઓછી તથાપિ આવું પુષ્કળ. તે માનવીના શાશ્વત આત્માને તથા વિરાટ વિકાસને તેની

સ્વતંત્રતા મહત્તા ભવ્યતાને જુવે છે. કેટલાક ફકરા, સુંદરમ્‌ના છંદોબદ્ધ (ઘણુંખરું મિશ્રજાતિ) સાથે ટાંક્યા છે.

Romantic obscurity repetitions diffused light more hazy than clear અં.યુ. ઉમેરે છે. વાંચતાં ઉપનિષદની પંક્તિ પર પંક્તિ સાંભરી આવે છે.

'રૂપનિઃસ્પૃહ લગભગ ગામઠી બોલીમાં લખનાર' (એના શબ્દ છે 'ભાષા')

J. A. Chadwickની કૃતિ, Unicorn Uncreated ટાંકે છે. (Whirling words & boundless aspiration સાદ્દશ્ટે કરેલો (નથીપ)–સુંદરમ્‌નો તરણુમો પણ.

એની જ The Errant Life ટાંકી છે. સાનુવાદ

'સહૃદયનાં અંતરમાં સદશ આંદોલનો ડોલતાં કરવાની શક્તિ, તો તમામ કવિતામાં હોવી જોઇએ: મંત્રનું આ નિરુપણ ભૂલ ભરેલું. માત્ર આંદોલન નહીં, તે સત્યગ્રહણ ને સાક્ષાત્કાર પણ કવિતા ઉપજાવે તે પરથી આ તો અદ્‌ભુત મંત્ર એમ તેની પ્રશસ્તિ ગાવી એ પણ ભૂલ છે.

એનાં મૂળ કવિતાથી જુદાં કલ્પવાં (ઊંડો આત્મા, પર અને ઊર્ધ્વ મનોભૂ) એની જરૂર જ નથી.

ઐહિકને 'ભોગવિલાસ' નામે 'ક્ષણિકતા' કારણે 'અચરિતાર્થતા' માટે નિંદવું વગેરે એ ભૂલોનાં આનુષંગી પરિણામ–ભૂલપરંપરા.

વિગ્રહોત્તર ઈંગ્રેજી કવિતા અને કવિઓનાં કેટલાંક વલણો જેવાં કે surrealismને પોતાની દૃષ્ટિને અનુકૂલ રીતે સમજાવવા મૂલવવા પણ લેખક મથ્યો છે.

નવીનતા છે પણ તેથી શું? એ સુંદરતામૂલક કે પોષક છે ખરી? માત્ર નવીનતાને સર્જક કોણ ગણે?

કલાઓના તમામ પ્રદેશમાં અત્યારે તો 'ખાંખાંખોળાં' અને કંઇક કશાક પેલાં-પેલાં માટે બાથોડિયાંજ દેખાય છે.

સામાજિક જીવનની પુનર્ઘટનાના પ્રયત્નો પણ અત્યારે તો પ્રધાનપણે આવાજ જણાય છે.

રાજસત્તા જીવનના નિમ્ન પ્રદેશોમાં વ્યવસ્થા બળે સૌને રોટલો વસ્ત્ર અને છાપરું તો આપી શકે પણ બદલામાં માણસનું વિચારસ્વાતંત્ર્ય એની માણસાઇ જ તેની ભાવિ ઉન્નતિની શકયતા જ મચડી મારે તેનું શું!

પરંતુ આ બર્બરતા અને આ ઉધામાઓ અને આ મૃગતૃષ્ણાની પાછળ પ્રેરક વસ્તુ છે શી તે તેઓ નથી જાણતા, અમે જાણિયે છ, અમે તેની શકિત પણ અથાગ જાણિયે છ અને અનુભવિયે છ માટે જ અમે આવી ઘોરાનિઘોર પડતીમાં પણ આશાવાદી શ્રદ્ધાળુ અને માનવી રહ્યા છિયે અને ત્હમેય તેવા થશો જ થશો એવી ખાતરી ત્હમને દઇ શકિયે છ. ધીરજ રાખો.



સૌથી ઊંડા આત્મા: બુદ્ધિથી પર ઊર્ધ્વમનોભૂ: આવે છે જ મંત્ર આપતી તીવ્ર પ્રવૃત્તિએ. સાદી કવિતાય આપતી પ્રવૃત્તિ સામાન્ય પ્રવૃત્તિઓ(ચિત્તંત્રની)માં ભળે ત્યારે અને તેટલી: આ સિવાય આ વિષયમાં કશું જ નથી અને ઉપલાં બે અસ્તિત્વ માત્ર શ્રદ્ધાબળે માની લેવાયલાં છે.



૧૯-૪-૪૮

## પ્રિય ભાઈ...

સ્વ. બ.ક.ઠા. અત્યારે એમણે નોંધમાં રજૂ કરેલા વિચારોની વિસ્તાર પૂર્વક સમજૂતી આપવાને હાજર નથી એ પરિસ્થિતિની અનિવાર્ય અપૂર્ણતા સ્વીકારીને હું આ સ્પષ્ટીકરણ લખું છું.

પ્રથમ તો બ.ક.ઠા. 'વિચાર-પ્રધાન' કવિતા જ કવિતાઓમાં 'દ્વિજ' પંક્તિની એમ માનનારા રહ્યા.

અમે તો માનસિક ચેતના અને એની બધી ક્રિયાઓની મર્યાદાઓ જાણનારા અને મનથી શીર્ષમાં રહેલ ચેતનાની શક્યતાઓનું પ્રયોગાત્મક અનુશીલન કરનારા રહ્યા.

એટલે અમારો એનો પાટો ભાગ્યે બેસે.

તેમાં એમણે મારા લેખની દલીલોના ઉત્તર નથી આપ્યા. ફક્ત મારા મુદ્દાઓમાંના એકને પોતાની રીતે રજૂ કરીને એ તો 'શ્રદ્ધાને બળે સ્વીકારેલા છે' એવું કેવળ વિધાન કર્યું છે. મતલબ કે દલીલો તો એમણે મારી જોઈ નથી અને પોતાની આપી નથી.

મુદ્દાઓ રજૂ કર્યા છે તેમાં પણ એ જ એમને શ્રદ્ધાને બળે સ્વીકારાયેલા જણાયા છે. બાકીના વિષે એમણે મૌન જ સેવ્યું છે.

બધા મંત્રો કવિતા નથી હોતા—પરંતુ કવિતા મંત્રના સ્વરૂપમાં પ્રકટ થઈ શકે છે.

એ બાબત 'એનાં મૂળ કવિતાથી જુદાં કલ્પવાં'— એમ બ.ક.ઠા. લખે છે. પણ એ જ પ્રશ્ન છે ને! કવિતાનાં મૂળ ક્યાં છે? કવિતાનાં મૂળ એક જ ચેતના ભોમમાં છે?

કે તમે હિંમતપૂર્વક કહી શકો છો : 'ઊંડો આત્મા, ઊર્ધ્વ મનોભૂ' એની જરૂર નથી !!

કોઇ પણ નવી દૃષ્ટિનો અસ્વીકાર કરનારી આ મનોદશા મને તો લાગે છે. એમણે દલીલ નથી આપી, કેવળ વિધાન કર્યું છે.

કવિતાનાં મૂળ કવિની ચેતનામાં—એટલે માણુસની ચેતનામાં છે.

માણુસની ચેતના અર્થાત્ એનો પ્રાણુ, આવેગો, વાસનાઓ ઊર્મિ, સ્વપ્નો, કલ્પના, વિચાર, આદર્શો–વ્યક્તિ અને સમષ્ટિ જીવનના, જીવનની અનુભૂતિ-અનેક દિશામાનવાળી વસ્તુ છે. માનવચેતના ચડતી ઉતરતી અનેક શિખરમાલામાં ગતિ કરનારી વસ્તુ છે. તે અધમમાં અધમ–ઘોર–નર્કમાં ઊતરી જઇ શકે છે, જીવનના ઘોંઘાટભર્યા બજારમાં વિચરતી હોય છે, પોતાના આવાસની અગાસીમાંથી બહાર દૃષ્ટિ કરતી હોય છે, ભૂતકાળને જીવતો કરીને તેમાં, યા તો વર્તમાનને પોતાના પ્રકાશથી રસીને તેમાં તે જીવી શકે છે, તે ભાવિને કલ્પે છે અને સર્જી શકે છે.

આ બધી પ્રવૃત્તિમાં એનું મુખ્ય લક્ષ સૌંદર્ય અને આનંદ હોય છે,—અર્થાત્ આનંદપ્રેરિત સૌંદર્યસર્જન.

બ.ક.ઠા. કહે છે તેમ 'ઐહિકને ભોગવિલાસ' કે 'ક્ષણિકતા' કહીને મેં તેની નિંદા કરી જ નથી. એમના જેવા વિચક્ષણ પુરુષ આવી મોટી ભૂલ શી રીતે કરી શકયા તે હું સમજી શકતો નથી. (કારણ કે ઐહિક સુખ વગેરેનો ઉલ્લેખ તો અમલકિરણુની Errant Life ના વિવરણુમાં આવે છે, સ્વતંત્ર મારા વિચાર તરીકે નહિ.)

વળી કવિતાનું કવિતા તરીકેનું મૂલ્ય એના મૂળથી સ્વતંત્ર છે. ચડતી ઊતરતી ચેતનાની શ્રેણી સ્વીકારતાં અને પ્રત્યેકમાંથી કવિતાસર્જન શકય છે એમ સ્વીકારતાં પણ પ્રત્યેક ભૂમિકાની કવિતા 'ઉત્તમ' કવિતા હોઈ શકે છે. ઊર્ધ્વ ભૂમિકામાંથી ઉદ્‌ભવેલી કવિતા કવિતા તરીકે ઉત્તમ ન હોય તો તે નિમ્ન ભૂમિકાની ઉત્તમ કવિતાથી ઉતરતી હોઇ શકે છે.

વળી બ.ક.ઠા.એ ક્રાંતદર્શનની શક્તિ અને સાક્ષાત્કાર એ બેની વચ્ચે ગોટાળો કર્યો છે.

શ્રી અરવિંદે બંકિમચંદ્રને 'ઋષિ' કહ્યા છે તે એમનો લેખ વાંચવા જેવો છે ('Rishi Bankimchandra'). ઋષિની વિશિષ્ટ શક્તિ 'ક્રાંતદર્શન' છે. જગત ઉપર જે સત્ય આવી રહેલું હોય, જે સત્ય જગતમાં સક્રિય બનવાનું હોય તેનું અનેક વર્ષો પૂર્વે દર્શન કરે તે ઋષિ. ઋષિ પોતાના સમયને ધર્મ–યુગધર્મ–આપે છે. ઋષિ માનવજાતિને ભાવિમાં પ્રકટ થનાર સત્યનું દર્શન કરીને કરાવે છે અને એ સત્યને જીવનમાં ઉતારવાનો માર્ગ—પોતાના જમાનાનો ધર્મ–તે બતાવે છે. ઋષિ સંસાર સાથે જોડાયેલો હોય છે. ઋષિ સત્યને અને તેના સક્રિય સ્વરૂપને જુવે છે અને વાઙમય દેહમાં તેને વ્યકત કરે છે.

મંત્રમાં સાક્ષાત્કાર કરાવવાની શક્તિ હોય છે એવું વિધાન પણ બ.ક.ઠા.એ કર્યું છે એમાં પણ અધિકાર તો અધ્યાહાર રહેલો જ છે. એમ તો મંત્રો સુવિદિત –સુપ્રકાશિત અને મુદ્રિત પણ–છે. વાંચનારાઓને સાક્ષાત્કાર કરાવવાની શકિત એ મંત્રોમાં છે એવું નથી. 'તત્ત્વમસિ'

વાંચનાર કે બોલનારને એના સત્યનો સાક્ષાત્કાર થાય જ એવું નથી.

મંત્રની શક્તિ માનસિક ચેતનાથી ઉપરની ભૂમિકામાં જે સત્ય છે તેનું દર્શન અધિકારીને કરાવી શકે. સામાન્ય માનવને તે જ સત્યનું દર્શન તેની ભૂમિકા અનુસાર કરાવે કારણ કે, મનથી ઉપરની ભૂમિકાનું સત્ય મનથી નીચેની ભૂમિકાઓમાં પણ સત્ય જ રહે છે—ફક્ત એનું સ્વરૂપ જૂદું દેખાય છે. ટૂંકામાં, મંત્ર સૌને અસર કરે પણ સરખા પ્રમાણમાં નહિ.

મંત્ર અને slogan તથા proverb વચ્ચેનો ભેદ બ.ક.ઠા. જેવા પણ ન જોઇ શકે તો બીજાઓ પાસેથી શી આશા રાખવી?

Slogan પ્રચારિયા બોલ કે પ્રચારનું સૂત્ર હોય છે. એમાં કાં તો, અમુક કામ કરવા માટે—જેમકે હડતાલ પાડવા કે જેલમાં જવા કે કાયદો ભાંગવા માટે-સંબોધન હોય છે. અથવા તો એક જ વિચાર કે અભિપ્રાયની પુનરુક્તિ હોય છે. કોઇ વાર તો અમુક નિર્ણય જ ફરી ફરીને જનતાને કાને નાંખવામાં આવે છે. એમાંના ઘણા તો સત્યથી ઘણા વેગળા હોય છે. હિટલરે જર્મન પ્રજાને એવા જુઠ્ઠા પ્રચારિયા બોલો સંભળાવી સંભળાવીને અવનતિને માર્ગે દોરી. લોકમાનસને ઘણીવાર એ પ્રમાણે ખોટે માર્ગે દોરી શકાય છે.

મંત્રની શકિત તેનામાં પ્રકાશતા સત્યમાં તથા સત્યે ધારણ કરેલા વાઙમય દેહની સુંદરતામાં રહેલી હોય છે.

'proverb' — સુભાષિત કહેવત વગેરે મંત્ર ! કહેવતમાં ઘણાંના (જીવનના) અનુભવનો સાર યાદગાર શબ્દોમાં વ્યક્ત કરેલો હોય છે. અને એમાં જે સત્ય હોય છે તે વ્યવહારનું સત્ય, ઘણુંખરું, હોય છે. કહેવત મોટે ભાગે જીવનના અનુભવોમાંથી કે સૂક્ષ્મ અવલોકનશક્તિમાંથી જન્મે છે. એને ને સુંદરતાને સીધો સંબંધ હોવો જ જોઇએ એવું નથી. કહેવતની વાણી ચોટદાર હોય, આકર્ષક હોય, વ્યવહારુ પણ હોય (અને ન પણ હોય), ટૂંકા સૂત્રાત્મક સ્વરૂપમાં હોય (પણ પ્રત્યેક ટૂંકું કે સૂત્રાત્મક વાક્ય કાવ્ય નથી હોતું)

પ્રસ્થાનના મારા લેખમાં એક જરૂરનો સુધારો કરવાનો છે: 'Workers of the World, unite' એ વાક્ય મને ખોટું યાદ રહી ગયેલું. ખરું વાક્ય આ પ્રમાણે છે:—

Rise, will of life in brothers.

'વંદેમાતરમ્'કે ઉપરનું વાક્ય Slogan - પ્રચારિયા બોલના વર્ગમાં ભાગ્યે જ મૂકી શકાય. જ્યારે 'વંદેમાતરમ્' પ્રકટ થયો ત્યારે (૧૮૭૨માં) એ પ્રચારિયા બોલ બને એવી પરિસ્થિતિ જ ક્યાં હતી ?

બીજું, હિંદની રાજકીય મુક્તિ અને સર્વાંગી ઉન્નતિનો એ મંત્ર દ્યોતક છે. ભાવિયુગની અનેક પ્રકારની શક્યતાઓને તે પોતાના વાઙ્મય દેહમાં વ્યક્ત કરે છે. જીવનમાં એનો પ્રયોગ કરનાર અને એને સાંભળનારના હૃદયમાં તે એક પ્રેરણા જાગ્રત કરે છે—હિંદમાતાને પ્રણામ કરવાની, ભારતમાતાને ચરણે સર્વસ્વ ધરવાની.

અને ફાંસીને માંચડે હસતે મોઢે ચડનાર ખુદીરામ બોઝમાં તે ક્રાંતિનું ઝનૂન જાગ્રત કરે છે તો જગદીશચંદ્ર બોઝમાં શોધખોળની અને ટાગોરમાં કવિતાની પ્રેરણાને જન્મ આપે છે.

કોઇ સ્થૂલ આલંબનનો આધાર લઇને એ મંત્ર કામ કરતો નથી; એ તો એક વિરાટ સત્ત્વને, ભારતમાતાની દિવ્ય અમર મૂર્તિને અંતરમાં જાગ્રત કરે છે અને શ્રોતાના અંતરમાં એ દેવની ભકિત પ્રગટાવે છે. વિચાર કરી જુવો કે સૈકાઓથી છિન્નભિન્ન, રાજકીય ગુલામીમાં પડેલી, અનેક વાડાઓમાં વહેંચાઇ ગયેલી, દેશભકિતના કે સ્વતંત્રતાના આદર્શ વિનાની આપણી પચરંગી વિરાટ પ્રજાની મનોદશા કયાં અને રાજકીય એકતા અને સ્વતંત્રતા મેળવવાનું તથા ભારતની સંસ્કૃતિની વિજયપતાકા ધારણ કરવાનું એનું મહાન જીવનકાર્ય કયાં! અને છતાં પ્રજાની ચેતનામાં તે સમયે અપ્રકટ દશામાં પડેલી સ્વતંત્રતાની ઝંખનાને અને ભારતશકિતની મહત્તા અને દિવ્યતાને 'વંદેમાતરમ્' જેવું સચોટ વાઙ્મય સ્વરૂપ આપે છે! પ્રકટ થયા પછી કેટકેટલાને એણે પ્રેરણા આપી છે અને આજે રાજકીય સ્વતંત્રતા હાંસલ થયા પછી પણ તે પ્રેરણા આપી શકે છે.

Slogan – પ્રચારિયા બોલ કે સૂત્ર આજે કામ ન લાગે (જે અમુક સમયે કામમાં લેવામાં આવ્યા હોય).

વંદેમાતરમ્નું છે તેવું જ Rise, will of life in brothers નું છે.

એમાં દલિત અને શ્રમવર્ગમાં માનવજાતિનો જ મોટો ભાગ છે તેને જાગ્રત થવા માટે ઉદ્બોધન છે,—એમાં સર્વની

સમાનતાનો ભાવ છે પણ તે ભ્રાતૃભાવની ભાવના ઉપર પ્રતિષ્ઠિત છે. જીવનમાં એ વર્ગને અન્યાય થાય (થયા છે) તે દૂર કરવા માટે જાગ્રત થઈ ભ્રાતૃભાવપૂર્વક સંગઠન કરવાની એમાં પ્રેરણા છે અને એ પણ ધ્યાનમાં રાખો કે એમાં સામ્યવાદી વર્ગવિગ્રહનું સૂચન પણ નથી. એમાં તો સમગ્ર માનવજાતિ ભ્રાતૃભાવે પોતાનું જીવન માણવાનો શુભ સંકલ્પ કરે એવી પ્રેરણા છે.

આમાં Romatic obscurity કે repetitions ક્યાં છે તે જ મને તો સમજાતું નથી.

વળી હું 'વંદેમાતરમ્' વગેરે ઉદાહરણ ન આપત. પણ 'મંત્ર' એટલે જાણે કંઈ ચમત્કાર કરવા માટેનું સાધન, એનો જીવન સાથે કંઈ સંબંધ હોય જ નહિ, 'તમને કદાચ ગમે પણ માનવજાતિને એનો શો ઉપયોગ?', 'ઉચ્ચ અને આધ્યાત્મિક હશે પણ સામાન્ય અનુભવ માટે એમાં શું રહેલું છે!'–એવા એવા કુતૂહલમાંથી પ્રકટતા સવાલો ઊભા કરીને મૂળ 'મંત્ર'ની ઉપયોગિતા અને સચોટતા એ વાત ઉડાવી દેવાનો પ્રયત્ન ઘણા કરે છે તેમ વાંચનાર–અને બ.ક.ઠા. પણ–કરી શકે નહિ માટે જ એ ઉદાહરણ વર્તમાન જીવનમાંથી આપ્યાં છે.

બાકી લોકો એનો ઉપયોગ કરે ન કરે એથી સ્વતંત્ર 'મંત્ર'નું પોતાનું અસ્તિત્વ છે અને એ મંત્ર કવચિત કવિતાનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

બ.ક.ઠા.ને Diffused light more hazy than clear દેખાયું હોય તો મને તો એમાં એમની દૃષ્ટિનો દોષ લાગે છે કારણ કે વસ્તુ પૂરતી સ્પષ્ટ છે અને અનુભવ પ્રતિષ્ઠિત છે.

કદાચ મારા અને બ.ક.ઠા.ના ઉત્તમ કવિતા વિષેના –જેને એ કોઈવાર 'ક્લિજ્તિમ' કહે છે—વિચારોમાં ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે એમ મને લાગે છે. ઉદાહરણ તરીકે, અમલકિરણના The Errant Life ને હું વર્તમાન જમાનાના એક ઉત્તમોત્તમ કાવ્ય તરીકે ગણું છું.

'વિગ્રહોત્તર કવિતા' વિષે બ.ક.ઠા.એ પોતાનું મંતવ્ય આપ્યું નથી. એમ, મારો મુદ્દો—દલીલ સહિત રજૂ કરેલો મુદ્દો—ખોટો છે એમ તેઓ કહી શકતા નથી.

'અનુકૂળ રીતે સમજાવવા લેખક મથ્યો છે'–એ ટીકા તો કોઈપણ લેખકને માટે–કરવી હોય તો–થઈ શકે, બ.ક.ઠા.ને માટે પણ.

પછી તો એમણે મારા લેખના મુદ્દાઓ જ ગણાવ્યા છે, તે ખોટા છે એમ નથી કહેતા પણ 'શ્રદ્ધાના બળે માની લીધેલા છે' એમ કહે છે.

પણ 'નવીનતા સુંદરતાને પોષક છે કે નહિ' 'માત્ર નવીનતા પ્રતિભાની નિશાની નથી,— એ વિધાનો ખોટાં છે એમ તો તેઓ કહેતા નથી (હું ધારું છું કે કહી શકે તેમ નથી).

અને હવે તો બ.ક.ઠા.ની ટીકાને પણ દશ વર્ષ અને મારા લેખને ૧૭ વર્ષ થયાં. એટલે મારા લેખના જે મુદ્દા બ.ક.ઠા.એ પોતાના શબ્દોમાં તારવ્યા છે તે સાચા ઠર્યા છે કે નહિ તે નક્કી કરવા માટે આપણે આજે વધારે સારી સ્થિતિમાં છીએ.

ઉ. ત. 'આ બર્બરતા અને આ ઉધામાઓ...ની પાછળ પ્રેરક વસ્તુ છે'–વાક્ય લો. આજે માનવજાતિની આંતરરાષ્ટ્રીય એકતા, પ્રજાઓના આત્મનિર્ણયના સિદ્ધાંતનો સ્વીકાર,

વ્યક્તિસ્વાતંત્ર્ય, પ્રજાસત્તાક રાજ્યબંધારણ વગેરે આદર્શો આગળ વધ્યા છે અને ઈંગ્લાંડ અને ફ્રાંસ જેવી એક વખતની સામ્રાજ્યવાદી માનસવાળી સત્તાઓને પણ એણે શસ્ત્રસરંજામ સાથે સ્વેઝ નહેર પર લશ્કરો ઉતાર્યાં ત્યારપછી લડયા વિના તેમને પાછા ખેંચી લેવાની કોઇ અશરીરી શક્તિએ ફરજ પાડી છે એટલું તો અતિ અતિસ્પષ્ટ છે.

ઇતિહાસવેત્તા તરીકે બ.ક.ઠા. એ ઘટનાને 'પોતાની દૃષ્ટિને અનુકૂળ રીતે સમજાવવા' પ્રયત્ન કરે એ એમને માટે સ્વાભાવિક છે અને એ એમનો હક પણ છે. પણ તેથી 'ઇતિહાસમાંથી એક સિદ્ધ થાય છે કે માણસ ઇતિહાસ પરથી કશું જ શીખ્યો નથી'—એ સૂત્રને બાધ નહિ આવે.

એટલે એમની ટીકામાં 'અમે શ્રદ્ધાળુ અને આશાવાદી રહ્યા છીએ'—એમાં જે કટાક્ષ છે તેનો અર્થ સરતો નથી કારણ કે અમારી શ્રદ્ધા અને આશાવાદ સકારણ ઠરે છે; કાંઇ નહિ તો, મને તો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પરથી એમ લાગે છે.

બ.ક.ઠા. સ્વર્ગે ગયા એટલે એમને વિષે કડવું વિશેષણ વાપરતાં સંકોચ થાય એ સ્વાભાવિક છે નહિ તો 'બુદ્ધિથી પર મનોભૂ માત્ર શ્રદ્ધાને બળે માની લેવાયેલી વસ્તુ છે, એમ કહેનાર પ્રયોગમાં અને પ્રત્યક્ષ પ્રમાણમાં નથી માનતો અને નથી માનવા માગતો એટલું તો, ઓછામાં ઓછું, કહેવું પ્રાપ્ત થાય છે.

બુદ્ધિથી પર મનોભૂ કેવળ શ્રદ્ધાનો વિષય! તો રામકૃષ્ણ પરમહંસની અનુભૂતિ તદ્દન કલ્પિત! ખોટી?

આ તો પાશ્ચાત્ય ઇન્દ્રજાળમાં ફસેલા હિંદી માનસો ખુદ યુરોપીય માનસ કરતાં પણ વધારે દયાને પાત્ર છે! જે

સંતાનને પોતાના વારસાની જ કિંમત નથી તે એને ક્યાંથી મેળવે અને વધારે ? એ બધા તો પારકી મૂડી લેવામાં માનનારા લાગે છે અને માનવજાતિની મંડળીમાં કેવળ ખાલી હાથે નહિ પણ માગણ તરીકે જનારા છે.

મને લાગે છે કે બ.ક.ઠા.ને આ વિષયમાં આપણે ગંભીર ભાવે ભાગ્યે વિચારી શકીએ. એમની આવી ટીકાઓ રૂઢ થઇ ગયેલાં મૂલ્યોના પુનરાવર્તનથી વધારે કિંમતની નથી એમ મને લાગે છે.

એમની ટીકામાં દલીલોનો ઉત્તર નથી. મારા લેખમાં મુદ્દાઓ અને તેના સમર્થનમાં ઉદાહરણો છે તેના રદિયા નથી. વળી મારા લેખમાં **બધા** મુદ્દાઓ આવી જતા નથી એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

શ્રી અરવિંદનું 'સાવિત્રી'ને છેડે આપેલું પરિશિષ્ટ જુઓ. એમાં એમનો પત્ર વાંચવા જેવો છે.

ઉપરાંત પ્રો. ગોકાકનું Overhead Asthesis ના શિર્ષકવાળા સાત લેખો પણ વાંચવા જેવા છે. એ ભાઇ ત્રાહિત છે, ઓકસફર્ડના ડૉકટર ઓફ લિટરેચર છે, એમણે પોતાના તરફથી દલીલો અને મુદ્દાઓ (આ જ દષ્ટિબિંદુના) રજૂ કર્યા છે. એ લેખો Mother India માસિકમાં છપાયા હતા.

નવી વિચારધારા કે સમાલોચનાની નવી દષ્ટિથી ગભરાઇ જવાનું કાંઇ કારણ નથી. એના ગુણદોષો પરત્વે દલીલો હોઇ શકે પણ 'આ તો અશક્ય' એ તો પેલા શાહમૃગની પેઠે રેતીમાં ચાંચ નાખીને શિકારીથી બચવાના જેવો પ્રયત્ન લાગે છે,

હું ધારું છું કે આથી તમને વિચાર કરવાનું સાધન મળી રહેશે.

• •

# સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ-'કલાપી'

## [૧૮૭૪–૧૯૦૦]

મુખ્ય કૃતિ :–કલાપીનો કેકારવ

વયના પ્રમાણમાં તો અત્યન્ત વિપુલ સાહિત્યનું સર્જન કરનાર કલાપી ગુજરાતી કાવ્યસાહિત્યના લોકપ્રિય કવિઓમાંના એક છે. અલબત્ત, લોકપ્રિયતા એ એક માત્ર જ સાહિત્યની કસોટી નથી; પણ જ્યારે કલાપીને આટલી બધી લોકપ્રિયતા એમની કવિતાને લીધે વરી છે ત્યારે આપણને સહેજે એમ થાય છે કે એમની કવિતામાં એવું તે શું છે જેથી એ આટલા બધા લોકપ્રિય થયા? આમ તો ગદ્યક્ષેત્રને પણ એમણે કોરું નથી રાખ્યું. સૂક્ષ્મમાં સૂક્ષ્મ લાગણીઓને પ્રકટ કરવા પારદર્શી પત્રો, રસિક પ્રવાસવર્ણન વગેરે એમની કલમમાંથી ઊતરી આવ્યાં છે; છતાં પણ કલાપી યાદ તો રહે છે માત્ર કવિ તરીકે જ! અને તે પણ પ્રણયભાવોના ગાયક તરીકે જ!

એમણે એમની કવિતામાં માનવહૃદયના સનાતન ભાવ-પ્રેમ ને સમજી શકાય એવી સરળ વાણીમાં ગાયો. કલાપીનું જીવન અને કવન એ બન્ને એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં છે કે એમના જીવનની રોમાંચક પ્રણય-ત્રિકોણની ઘટનાએ પણ એમની કવિતાની પહેલાં જ 'કલાપી'ના નામને લોકજીભે રમતું કરી મૂકવામાં કદાચ થોડોક ભાગ ભજવ્યો હોય એવો ઘડીભર તો આપણને વહેમ જાય.

આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો લખનાર આ કવિના પરલક્ષી કાવ્યોમાં પણ રહેલું આત્મલક્ષીપણું ખૂબ જ સહેલાઈથી પ્રકટ થાય છે. મહદંશે એમના કાવ્યોનું બીજ એમના જીવનની અંગત ઘટનાઓમાં છે. તત્કાલીન સાહિત્યકારોની–લગભગ પ્રત્યેકની–અસરને કલાપી ઝીલે છે, પણ પોતાનું સ્વત્વ ગુમાવ્યા વિના એને રજૂ કરે છે. એમણે અનુવાદો પણ કર્યા છે, નરસિંહરાવની જેમ એમણે પણ નર્યાં પ્રકૃતિકાવ્યો લખ્યાં છે અને એમાં એમને નરસિંહરાવ કરતાં પણ વિશેષ સફળતા મળી છે. બાલાશંકર અને મણિલાલના અનુકરણમાં ગઝલો લખી તેમજ કાન્તનાં

અનુકરણમાં ખંડકાવ્યો લખ્યાં. મહાકાવ્ય લખવાની હોંશમાં એમણે 'હમીરજી ગોહેલ' લખ્યું ખરું પણ એ મહાકાવ્ય તો ન જ બની શક્યું. એમના ખંડકાવ્યોના પદ્યબંધમાં અકલાત્મક રીતે વ્યાપેલું કથાવસ્તુ અને વિગતપ્રચૂર એકસૂરીલુ પ્રકૃતિવર્ણન ખંડકાવ્યના આકારસૌષ્ઠવને હણી નાખતું હોય છે અને કવિતાને રુંધી નાંખતું હોય છે. ખંડકાવ્યોના આલેખનમાં ઉતાવળ થતી હોય એમ લાગે છે. પ્રસંગોની ક્રમબદ્ધ અને તર્કશુદ્ધ સંકલના નથી થતી હોતી. મંથનયુક્ત પ્રસંગોની જમાવટ પણ નહીં જેવી જ અને મંથન પરાકાષ્ઠાએ પહોંચે એ પહેલાં શમી જતું હોય છે.

ફારસી સાહિત્યના અભ્યાસીને તરત જ ખૂંચે એવી રીતે એમણે ગઝલના બંધને જાળવવો જોઇએ એ રીતે ઘણીયે વાર જાળવ્યો નથી અને સહેલાઇથી નિવારી શકાય એવી યે છૂટછાટો એ પ્રકાર સાથે લીધી છે. આ પ્રકારમાં કલાપીનું પોત સવિશેષ પ્રકાશે છે. ઊર્મિના આવેશને સાકાર થવાની અહીં વધુ સરળતા પ્રાપ્ત થાય છે. વ્યક્તિપ્રીતિની ગઝલો સાથે સાથે જેમાં આપણને અદ્વૈત અને સૂફીવાદના પણ ભણકારા વાગે એવી ગઝલો યે એમણે આપી છે.

ઊર્મિ કરતાં ઊર્મિલતા અને ઊંડાણ કરતાં વિસ્તાર વિશેષ. કલાત્મક સૂચનો તો વિરલ જ; પણ એને સ્થાને પ્રવેશેલી બોધાત્મકતા. અર્થની સ્પષ્ટતા ખરી પણ શબ્દોના ઉપયોગમાં કે એની યોજનામાં એક પ્રકારની ચોકસાઇ કે સફાઇનો અભાવ પણ ખરો. અરર, અરે, બાપુ, હાય, હાય વગેરે શબ્દોનો કંટાળો આવે એવી રીતનો નિરર્થક અતિશય ઉપયોગ. ઉપલક દૃષ્ટિએ પણ જુદી તરી આવે એવી આ બધી કલાપીની કવિતાની મર્યાદાઓ છે. અને સમય જતાં એમની કવિતામાં વધુને વધુ પ્રૌઢી અને પરિપક્વતા આવે એ પહેલાં તો એમણે વિદાય લીધી. પરિણામે એમની કવિતાનો કલામય વિકાસ નિહાળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત ન થયું.

કલાપી સ્નેહી કે કવિ (જેમ જાણે બન્ને એકમેકનો છેદ ન ઉડાડતાં હોય!) એવી રીતની અનેક નિરર્થક ચર્ચાઓ આપણે ત્યાં

થઈ છે. સાચી વાત એ છે કે એમની કેટલીક કાવ્યકૃતિઓ કે એમાંની પંક્તિઓ એટલી બધી હૃદયવેધક, માર્મિક, અને પારદર્શી હોય છે કે કોઈપણ સહૃદયને એમ જ લાગે કે જાણે પોતાનું જ કોઈ નિકટમાં નિકટ સ્વજન પોતાના અંગત વિષાદમય સ્નેહની વાત જ કહેતું હોય! જીવન, મરણ, સ્નેહ, સૌન્દર્ય, કુદરતનો ક્રમ, સુખદુ:ખ, આશાનિરાશા, તૃપ્તિતૃષા, વિષેનું એમનું ઊર્મિયુક્ત ચિંતન એમની સમગ્ર કાવ્યકલામાં વણાયેલું નજરે પડે છે. શુદ્ધ, સહજ અને આયાસમુક્ત—હૃદયમાંથી સીધી જ ચાલી આવેલી અને સદાય યાદ રહી જાય એવી ચોટદાર ઊર્મિના ઉદ્ગાર સમી કાવ્યપંક્તિઓ તો કલાપી જ આપી શકે.

— સુરેશ દલાલ

•

## પરિશીલન :

હતું તેનું હૈયું કમલસરખું કોમલ અને
હતો તેમાં દૈવી પ્રણયરસ મીઠો ટપકતો!

•

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી,
કારણ પ્રીતનું પ્રીતિ! પ્રેમીને લક્ષ્મી તે બધી.

•

રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતું!

•

હવે જોવા ચાહ્યું જિગર મુજ સાક્ષાત હરિને;
નહીં તેની કોઇ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે!

•

માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાવું!

•

હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે.

•

ખુમારીમાં જ મસ્તી છે! તમે ના સ્વાદ ચાખ્યો એ;
હમોને તો જગત ખારું થઈ ચૂક્યું! થઇ ચૂક્યું!



મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો!



મને તેં આ શાને રૂધિર, નસ, અસ્થિમય ઘડ્યો?
અરે! એવામાં શું રુદન કરતો આ રસ કર્યો?
ન જાણું ક્યાં બેસું? સમજણ નહીં, ક્યાં શિર ધરું?
અરેરે! ના જાણું કયમ, શું કરવું આ ઉર તણું?



(મૂળ અપભ્રંશ દુહો હેમચંદ્રના વ્યાકરણમાં ઉદ્ધૃત)

### હૈડાં!

હૈડા! તૂટ તડાકે
વાર લગાડે કશી તૂટતાં?
પછી દેખું જરા કે
હત વિધિ ધરએ સો સો
દુઃખ ક્યાં?

•

### રસકેલિ

આલિંગ્યું ના અંગને અંગ
ના અધરને અધરનો સંગ
બસ મુખકમળ નિરખી રહી
પ્રિયનું હું ઘેલી
ને થઇ પૂરી એમ, સખી,
મોરી રસકેલિ!

•

### ચોર પગલે

'પ્રિય આવ્યો'–સુણી વાત
ને જેવી એ કંઠસ્વર–રણક
(હા! એ જ)
મુજ શ્રવણ પેઠી
ત્યાં જ તો ગાભરો વિરહ
શો ચોર પગલે ગયો સરકી
કે ધૂળ પણ ઊડતી ક્યહીં
ન દીઠી!

### નીંદ ખોળું

'વિરહરાત! નીંદ ક્યહીં?'
'મિલનરાત! નીંદ અહીં?'
આમ ટળી, એમ ટળી
નીંદ ખોળું વળી વળી.

થઈ છે. સાચી વાત એ છે કે એમની કેટલીક કાવ્યકૃતિઓ કે એમાંની પંક્તિઓ એટલી બધી હૃદયવેધક, માર્મિક, અને પારદર્શી હોય છે કે કોઈપણ સહૃદયને એમ જ લાગે કે જાણે પોતાનું જ કોઈ નિકટમાં નિકટ સ્વજન પોતાના અંગત વિષાદમય સ્નેહની વાત જ કહેતું હોય! જીવન, મરણ, સ્નેહ, સૌન્દર્ય, કુદરતનો ક્રમ, સુખદુઃખ, આશાનિરાશા, તૃપ્તિતૃષા, વિષેનું એમનું ઊર્મિયુક્ત ચિંતન એમની સમગ્ર કાવ્યકલામાં વણાયેલું નજરે પડે છે. શુધ્ધ, સહજ અને આયાસમુક્ત–હૃદયમાંથી સીધી જ ચાલી આવેલી અને સદાય યાદ રહી જાય એવી ચોટદાર ઊર્મિના ઉદ્ગાર સમી કાવ્યપંક્તિઓ તો કલાપી જ આપી શકે.

— સુરેશ દલાલ

•

## પરિશીલન :

હતું તેનું હૈયું કમલસરખું કોમલ અને<br>
હતો તેમાં દૈવી પ્રણયરસ મીઠો ટપકતો!

•

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઈએ નથી,<br>
કારણ પ્રીતનું પ્રીતિ! પ્રેમીને લક્ષ્મી તે બધી.

•

રાજ મેં ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતું!

•

હવે જોવા ચાહ્યું જિગર મુજ સાક્ષાત હરિને;<br>
નહીં તેની કોઇ પ્રતિકૃતિ હવે શો રસ પૂરે?

•

ચાહ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું!

•

હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,<br>
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે.

•

ખુવારીમાં જ મસ્તી છે! તમે ના સ્વાદ ચાખ્યો એ;
હમોને તો જગત ખારું થઈ ચૂક્યું! થઇ ચૂક્યું!

•

મને એ ખ્વાબની ખુશબો, મને એ સોબતી મારો,
મને એ હાથનો પ્યાલો, ફરી કો એક દિન આપો!

•

મને તેં આ શાને રુધિર, નસ, અસ્થિમય ઘડ્યો?
અરે! એવામાં શું રુદન કરતો આ રસ કર્યો?
ન જાણું ક્યાં બેસું? સમજણ નહીં, ક્યાં શિર ધરું?
અરેરે! ના જાણું કયમ, શું કરવું આ ઉર તણું?

•

(મૂળ અપભ્રંશ દુહો હેમચંદ્રના વ્યાકરણમાં ઉદ્ધૃત)

### હૈડાં!

હૈડા! તૂટ તડાકે
વાર લગાડે કશી તૂટતાં?
પછી દેખું જરા કે
હત વિધિ ધરશે સો સો
દુઃખ ક્યાં?

•

### ચોર પગલે

'પ્રિય આવ્યો'–સુણી વાત
ને જેવી એ કંઠસ્વર-રણક
(હા! એ જ)
મુજ શ્રવણ પેઠી
ત્યાં જ તો ગાભરો વિરહ
શો ચોર પગલે ગયો સરકી
કે ધૂળ પણ ઊડતી ક્યહીં
ન દીઠી!

### રસકેલિ

આલિંગ્યું ના અંગને અંગ
ના અધરને અધરનો સંગ
બસ મુખકમળ નિરખી રહી
પ્રિયનું હું ઘેલી
ને થઇ પૂરી એમ. સખી,
મોરી રસકેલિ!

•

### નીંદ ખોળું

'વિરહરાત! નીંદ ક્યહીં?'
'મિલનરાત! નીંદ અહીં?'
આમ ટળી, એમ ટળી
નીંદ ખોળું વળી વળી.

## શમણાનાં નીર

(હેમચંદ્રના વ્યાકરણમાં ઉદ્ધૃત)

મળ્યે તવ કુશળ સંદેશ
પળે લવલેશ,
જવ પ્રિયસંગ
રટે? ઉર, અંગ?
તૃષાતુર શમણામાં નીર
પીધેથી લગીર
લહે શું આશ્વાસ:
'છીપી ખરી પ્યાસ'?

## અંગુલિ છાપો નમણી

(મૂળ પ્રાકૃતગાથા વજ્જાલગ્ગની છે)

અમ કાં સેવો
તરુણો! એવો:
'ગોરી-શિર પર છાઇ સુહાવણી
કુરલ-તરંગની શ્રેણી'?
એ તો વિધિએ
ઘન લાવણ્યે
દાબી દાબી શું ભરી રમણી-
કે ઊંડી આવી
ઓકળી જેવી
અંગુલિ-છાપો નમણી!

## ઋતુસંગમ

(હેમચંદ્રના વ્યાકરણમાં ઉદ્ધૃત)

એક નયનમાં શ્રાવણ, બીજે ભાદ્રપદ,
ભોંય સાથરે માઘ, કપોલ પરે શરદ,
અંગે ગ્રીષ્મ જ, શાતા-તલવન માગશર,
એ વિરહિણી-મુખ-પંકજ આવી વસ્યો શિશિર.

•

(ભોજકૃત સરસ્વતીકંઠાભરણમાં ઉદ્ધૃત)

પંકજ ધરબ્યાં પંક, કુવલય ફગાવી ધરે:
બિંબ ઉશેટ્યા વાડ, ફંગોળ્યો ચંદ્ર નભે:
ન્યાળી સુંદરી-કર-દગ-અધર-વદન-રૂપશ્રી
વિધિને મન નિજસૃષ્ટિ બની અળખામણી શી!

•

---

આપનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. ત્રીજા વર્ષનું આપનું લવાજમ મ. ઓ. દ્વારા અગર નિર્દિષ્ટ સ્થળોમાંથી કોઈ એક અનુકૂળ સ્થળે ભરવા વિનંતિ.

Phone: 86419 | Estd. 1947 | Grams PARCOFIL

THE CHAMPION ENGINEERING WORKS
PRIVATE LTD.

Ghodbunder Road, Goregaon, Bombay 44

*Manufacturers & Exporters of*
*High Class Umbrellas and Frames of all kinds*
*Umbrella Ribs and Accessories.*

● SOLID ● FLUTED ● FLEXUS

*for Gents, Ladies & Childern*
*in all sizes*

ENQUIRIES
SOLICITED

Champion Umbrella Ribs are manufactured on the most-up-to-date automatic and precision machines and are of a quality as good as the best in the world.

---

કવિલોકનું પ્રથમ પ્રકાશન

શ્રુતિ

લે. રાજેન્દ્ર શાહ

ધ્વનિ અને આંદોલનનો અનુગામી
અભિનવ કાવ્યસંગ્રહ

'વિકસતી આધુનિક ગુજરાતી કવિતાની પ્રયોગશીલતાની
અને નવીન સંવેદનાભિવ્યક્તિની ભાત એમાં જોઉં છું.'

પ્રા. અનંતરાય રાવળ

### (૨) યૌવનને અંતે

મને ફક્ત જન્મ ન્હૈ, રમકડું ય વારુ મળ્યું!
મળ્યો ખખડતો વિશાળ ઉડુનો નભે ઘૂઘરો!
છયે છ ઋતુનો નટંત નટ રંગ જાદુગરો,
પ્રસન્ન કરવા મનેજ અશું રૂપ પૃથ્વી ધર્યું?
અને વિકસતાં કળી વયની ફૂલનો ઉત્સવ,
રહી રમકડું જ ના તું નિખરી રૂપે પ્રેયસી,
જુદા મરકડે રહ્યો અવ હું તારી સામે હસી,
અદોષ રતિ તે ખટાઈ થઈ કેફી કો આસવ!
અકારણ જ લાગતી અવ અમસ્તી સ્વપ્ને રઢો,
અકારણ મને ય તેમ ગતિ કૈંક હૈયે મળી!
થયો હું હડધૂત, તો ચગી ય પ્રીત આભે વળી,
કયહીં જગની ઠોકરે, ત્રુટિત કલ્પનાના ગઢો.
પરંતુ મુજને સદા ય રહ્યું કે હું ભેળાન્તરે,
પડેલ મન પે મુદા તણી જ છાપ એકંદરે.



## અનવર આગેવાન

### અદમ્ય આગ

વાયુ તણો સ્પર્શ ન પામતાં લગી
ભારેલ અંગાર પડેલ ભીતરે
કોનો ગયો પાલવ આ ફરૂકી
અદમ્ય લાગી ગઇ આગ અંતરે?



## સંધ્યા નમે

સંધ્યા નમે : ઝાંખી થતી દિનપ્રભા :
અંધારું રાત્રિતણું આછું ઊતરે.
પ્ર કા શ---અં ધા ર ત ણો ર ચા ય
પૃથ્વીપરે નિત્ય પવિત્ર સંગમ
ગંગાની સાથે યમુના સરીખો.

હું ક્લાન્ત સારા દિનનો, નિરાંતે
આરામખુરશી પર દેહ લંબવું.
ને દૃષ્ટિ ફેંકું મુજ બારી બહાર.
અને થતું જીવન અન્ય મારું
શરૂ, બનું સાવ વિભિન્ન માનવી.
—શું જાત મારામહિં બે વસી રહી!

મુજ એક જાત
સારો દિ' સૌ માનવકેરી સંગે,
સંસાર ધારામહિં આ ઉમંગે
વહંત, આદાનપ્રદાન કૈં કરી.
પોઢી જતી એ ઉરમાંહિં મારા,
સંધ્યા સમે; એ જગ સારું જાણે
પોઢી જતું એની જ સાથ સાથ.

ને અંતરેથી મુજ અન્ય જાત
ધીરેથી બેઠી થતી, નીરથી શું!

ને શાન્ત નેત્રે નિરખી રહેતી
બારીથકી બ્હાર; ઢળેલ આભ,
ઝાંખી થતી આ પૃથિવી, દિશા બધી,
પ્રકાશ — અંધારતણું સુમૂક
વિશાળ વિશ્વે મિલન પ્રગાઢ.
ને આભ, ને આ ધરતી, દિશાઓ,
પ્રકાશ-અંધાર હવા પ્રશાન્ત
સાથે થતો એ મુજ અન્ય જાતનો
સંબંધ આદાનપ્રદાન કેરો.
ને માણતો અંતરના ય અંતરે
સંવાદિતા કોઇક સૂક્ષ્મ સૌ સહે:
સૌમાં થઈ એક હયું વહે....વહે....

•

ઇશ્વરચન્દ્ર ભટ્ટ

## સ્થૂલથી સૂક્ષ્મમાં

ભીની, ભવ્ય હિમાલયે શરદની, જ્યોત્સ્ના ઝડી વર્ષતી,
ઢંકાઇ ગિરિકંદરા ધુમસથી, ભાસંત કાસાર શી.
નંદાદેવી ત્રિશુળ શૃંગ ચળકે, પૂર્ણેન્દુનાં તેજમાં,
ઓઢી ચાદર શીતશ્વેત રહતાં, યોગીન્દ્રના ધ્યાનમાં.
છાયા તેજતણી અગમ્ય રચના, માર્ગે ત્યહીં નાચતી,
ગૂંથી રાગવિરાગ તંતુ છલના, માયા નટી રાચતી.
ઘેરા પા'ડ સુહાય શુભ્રવલયે, ઊંચે શશી પીત ને
રાતો મંગલ, ચારુ કાવ્ય ઝરતું, ત્રૈગુણ્યના રંગનું.

હાવાં વર્ણ અતીત ગૂઢ ગગને, વ્યાપ્યું મહા તત્ત્વ કો,
વાણી ચિંતનથી અગોચર સદા, નિષ્કંપ નિર્લેપ જે.
આરોહી શુભ મુક્તિદા નિસરણી, રંગીન સોપાનની,
આત્મા સ્વસ્થ પ્રયાણ ઊર્ધ્વ કરતો, રે સ્થૂલથી સૂક્ષ્મમાં.
*સંકા જાડ્યતણી ગળે ભ્રમ દ્વિધા, આનંદની પર્વણી,
હસ્તી ભૂમિ પરે છતાં અનુભવું, ધારા સુધા વર્ષિણી.

*માથાનું સૂક્ષ્મ બંધન; બેડી



## નકુલ દેસાઇ

### ગાત્રી

તું ચૂપકી ક્યાં લગી જારી રાખશે?
સુવાસ જેવી સરી જાય વેળ આ
મિલાપની....એ બચશે ન સ્હેજે.

તું ગાય એની વળી વાટ જોઇને
મારે જ ખોટી થવું ક્યાં સુધી હવે!
એ બીજ તો ક્યારની ચે સરી ગઈ
તારાં ભર્યાં લજ્જિત નેણ આંજી,–
જો, રાત્રિગંધા સમું આભ પાંગર્યું!
આ ક્યારનો મંદ વહે છ વાયરો
વર્ષા તણી ફરફર જેમ શીતળ
ને
વેણી મહીંની કળીઓ ય ખૂલતી.
–થઇ ગયાં ખંજન મૂર્ત ગાલમાં!

છે મૌન એવું તુજ આ ક્ષણોનું કે
હૈયાનું પીયૂષ બધું જશે થીજી.
તો
તમિસ્ર અંગે નવ સાચવી શકે
એવું તું એકાદ વહાવી ગાન દે....
ને તાલ દેજે થપકી દઈ મને !

•

## સુરેશ દલાલ

### નિયતિ

તારી ન, હે નિયતિ ! ચાલ કળી શકું હું !

આયુષ્ય કેરી રણભૂમિ પરે મને તું
ન્યાળી રહી વિષમ વ્યૂહ રચે અનેક;
ના હું તને લહું રહસ્યમયિ તથાપિ
ઝૂઝી રહું છ વણસંગ અથાક તારી !

તારા અચિંત ઝીલતો કંઈ કરી ઘાવ,
ને ગર્વગર્જન પ્રકાંડ ચ અટ્ટહાસ્ય;
જો તું નહીં પ્રગટ સન્મુખ આવતી તો
શી તારી શક્તિ!–ફટ રે ! ધિક એ પ્રતાપ !

તું સર્વ કૈં નિરખતી પણ તે છતાંય
તારો પરાભવ નહીં નિરખંત ક્યાંય ? !

•

## કૃષ્ણલાલ શ્રીધરાણી

### કાશ્મીરા

રૂપ તણા ભાલે અંકાયું
તેની ઉપર જામે યુદ્ધ;
લગ્ને લગ્ને રૂપ કુંવારૂં
પરણેતરમાં રહેતું શુદ્ધ.

જીતનારના ભાગ્ય લખાઇ
રૂપરાણીની પાસે હાર;
કાશ્મીરાના પગમાં પડતી
વિજય વરેલી સૌ તલવાર.

સ્નિગ્ધ બરફને લાલ ખરડવા
રક્ત નથી પૂરું જગમાં;
એક કિરણની અંગુલિ અડતાં
શરમ લાલિમા હિમ–ગઢમાં.

ચિનારના ખેરેલા પર્ણો
શાલિમારમાં ઢગલા થાય,
પ્રણય ઉપર તેની પાથરતા
કડકડ મૌન તણું સંભળાય;
બંધ પોપચાંના પડદા પર
ત્યારે વિરાટ દર્શન થાય.

પ્રેમીના ચક્ષુથી મોટી
સ્વતંત્ર તારી સુંદરતા;
આ લયલાને મજનુ કેરી
આંખ તણી છે ના પરવા.

કાશ્મીરા ! હું પ્રેમી તારો.
રૂપ રૂપ તણો અંબાર :
પોપલાર સમી ટટ્ટાર
ઊભી તું પાતળી પરમાર :
પ્રેમ પારણું શબનમ ભીનું,
સ્તન વચ્ચેની ખીણ ઠંડી :
પાંપુરને કેસર મ્હેકેલી
વેણી કેશતણી વંડી :
દ્રૌપદી શી અભખરી વાઘણ
જંગલ-મંગલ ડાચીગામ,
હવન-આહુતિ બનતા બનતા
લોધ પડયો પોતે છે કામ :
એનેકનિષ્ઠ તું સૌંદર્ય !
સઘળાનું પીતું શૌર્ય !
લટકાં લેતી જેમ શીકારા
તેમ ચાલતી ચપલા નાર,
જેમ પલકતી હસતી આંખે
તેમાં રકઝક ભારોભાર :
વુલાર સરની ભુરકી આંખે,
શાલીમારના પીળાં હસ્ત,
અણમાંજેલી, અણધોયેલી
તારી. કસ્તૂરીથી મસ્ત :
ખળખળતા ઝરણામાં પાણું
તારું દડતું સરતું હાસ્ય :
વનમાં સંતાકુકડી રમતા
સમિર મહીં છે તારું લાસ્ય.

•

## પ્રિયકાન્ત મણિયાર

### હાથી

અચિંત ક્યાંથી
અહીં આમ હાથી ?
તે વૃદ્ધ
કો પર્વતના સરીખો
વહ્યું જતું ક્યાં વટવૃક્ષ ઝૂલતું ?
રિક્ષા અને મોટરની વચે વચે
સરી જતી સાઈકલથી લપાઇ
પોચા પડયા ડામર પંથની પરે
સૂકાયલાં કોઇક હાડકાં શી
ચૂના સમી આ ઉડતી બપોરમાં
ધીરે રહીને પગલું શું પોચું
ધરે ?
હવામાં દ્વય દંતુશૂલે
છિદ્રો પડે, આંખ અતીવ ઝીણી
મકાનને માણુસની છબીને
ઝીલે,
અરધી ઉઘાડી વળી બંધ કેટલી
દુકાન ઢાંકે, ખસટટ્ટી સૂકી,
નિરાંતથી લેમન લોક પીતાં
હોટેલમાં, ને ભજીયાં તળાતાં,
નિશાળમાં તો સહુ છોકરાંઓ:
સિગારના ધૂમ્ર સમો વહી ગયો.



## જયંત પાઠક

### કેમ છો !

કેમ છો ?
સામે મળેલા મિત્રને પૂછું–
અને ઉત્તર મળે :
સારું છે, આનંદ છે – ને સ્મિતની રેખા સ્ફુરે
પળ એક લ્હેરે
ને પલકમાં ઓસરે.
-જાણે અચાનક માછલી પાણી ઉપર
આવી જરા પડખું બતાવે
ને ચળકતી ચાંદી એ પળમાં ગહન જળમાં ગળે-
રે માછલીને આ ચળકતી
પાણીથી અળગી કરી
જો જિવાડી શકાય તો !
તો........



## ગુલામમોહમ્મદ શેખ

### દેખતો રહું

ગામને કેડે નાનકી એવી ઘોલકી મારી
રોજ ઉઘાડી બેસતો હું એની ઉપલી બારી
બેઠો બેઠો બસ દેખતો રહું.
નળિયા નીચે લૂમતી લીલી

( કુંઠવાયેલ હયાને
અણુજાણી કોઈ આશના ભાંઠે શેકતો રહું. )
આંબલીની કાતરાળવી ડાળી
હેતથી એને હડસેલા દે શીતળ કો' લેરખી નખરાળી.
નાળમાં બેઠાં પારેવડાંના ઘૂઘૂવાટે
જારના દાણા સાથ હું મારી
જળતી જાતને ફેંકતો રહું
બેઠો બેઠો બસ દેખતો રહું....
ખીલે બાંધ્યાં ગાડરાં પેલાં
ચાસટિયાને ચાવતાં કેવાં !
એક આ પાડરાં ભૂલશે કે'દિ
આખો યે દિન ભાંભરવાની ભૂંડી હેવા ?
નીચે કાતરા વીણતાં ભોળાં ભૂલકાં ભેળું
મનડું મારું માંડતો રહું, છેકતો રહું....
બેઠો બેઠો બસ દેખતો રહું.
દૂરના પેલા લીમડિયાળા ભમ્મર કૂવે,
હળવા હાથે ઢોળતી પાણી ગરીબડી કો'કની ઘરવાળી
લૂગડાં ધૂવે....
અહિંયાં કેવી અટકચાળી–શામળી છોકરીઓ નખરાળી
ચારે કોરે ઝ.ડવે ઝીડે
બાવળના લઇ સોટા કરતી ઝુડમઝૂડા
કેરડાના કાંટડાય તોડે ને
ખરવે ખાખરેથી અહો લખલૂટ કેસૂડાં
આવું આવું કાંઈ બતવે મને નાનકી બારી,

બેઠો રહું, બસ દેખતો રહું.
ઝૂમતી ઓલી આંબલી કેરી
ચાખતો ખાટી બડાશ ખુમારી
(એથીય ખાટું મનડું મારી)
ઠાલો ઠાલો કોઈ કારણ વિના
મૂંગી મૂંગી કોક મીઠાશે મ્હેકતો રહું
ઉડી ઉડીને આવતી કોક'ની ઉંડી યાદ ઉવેખતો રહું....
બેઠો બેઠો બસ દેખતું રહું....

•

## જશવંત લ. દેસાઈ

### વિયોગ

જ્યારે થઈ વિવશ સાવ પડયાં વિખૂટાં,
ત્યારે ફરીથી મળવાની કહી તું વાત,
લાચારીને વહી જવા મથતી દગોથી
ને રૂંધી જેહ રહી હું મૂકી કાળમીંઢ–
તેને તું માર્ગ અનુકૂલ ન દે જરા ફરી.

ગાંડા, શું આવવું હવે સહુ પાસ? અંતરે
હાવાં મુકામ નિજ ત્યાંજ ખસેડી દૈને
કીધો નિવાસ તહીં કાયમનો અને હો
જાણે ન તેમ રહું વેઠી વિયોગ તારો
પૂર્વે કદી ન લહી ઉત્કટતાથી મુગ્ધ!

•

માણ્યું ઘણું સુખ પ્રીતે ભરપૂર વેણનું,
આકંઠ અમૃત પીધું છલકંત નેણનું,
બાકી હતાં પણ વિયોગવ્યથા તણાં વિષ,
તે યે પીવાનું યદિ આવી પડ્યું નસીબ,
તો ઘૂંટ એ ગટગટાવી જઇશું એવા—
કે નાખી દે મુખમહીં નિયતિ ય આંગળાં!

●

## પ્રદ્યુમ્ન તન્ના

### જાણ

એકલડી આજ હું તો ભરવાને નીસરી'તી
કુંડળિયા કૂવાનાં નીર,
ઊભી બજારે તંઇ એવાં અચિંત મુંને
વાગ્યાં કૈં નજરૂંના તીર
મીં તો શરમાઇ ઓઢણ સંકોર્યું
ને જાણ્યું કે જોવનિયું અંગ અંગ મ્હોર્યું!

તડકે તપેલ ઝળહળતી સવાર હતી,
ન્હોતી પૂનેમની રાત
કીયો તે ચાંદ તઇ દેખી,
ગરગડીએ સરતી મેલી ન હજી માટ,
કાંઈ ઉછળી આવી રે જલ છોળ્યું!
ને જાણ્યું કે જોવનિયું અંગ અંગ મ્હોર્યું!

હલમલ હલમલ થતું જોવડું ભરીને જઈ
આવી ઊભી ખડકી વચાળ,
ઝૂકી ઝૂકી વાસંતી વાયરે હિલોળતી
ખાખરાની અટકી ગૈ' ડાળ,
ફટ્ટ લાલ રે ચટાક ફૂલ ફોર્યું
ને જાણ્યું કે જોવનિયું અંગ અંગ મ્હોર્યું !



## રાજેન્દ્ર શાહ

### સ્વપ્ન

જે સ્વપ્ન જોયું, અહિં જાગૃતિ સંગ એનું
સંધાન પામું, પ્રિય હે, રમણીય કેવું !

હું એકલો કહીં મહાનદને કિનાર
ઊભો વિલોકી રહું દૂરની અદ્રિકુંજ:
કોઈ અગમ્ય લહું કર્ષણ દુર્નિવાર,
આલાપ સાદ સુણું સંતત મંદમંદ.

ત્યાં નીરખું નિકટ આવી રહેલ નાવ
વેગે, પ્રફુલ્લ-સઢ, તોરણ ને પતાકા
કેરે અલંકરણ, વૈભવને પ્રભાવ,
રે કિંતુ માનવની કોઈ મળે ન રેખા !

કો પૂર્વ નિર્ણયથી સન્મુખ આવી ઝૂકી,
સંકેતથી રહી નિમંત્રણ દેતી, હૃદ્ય;
આનંદની સહજ ઊર્મિની પ્રેરણાથી
ત્યાં હું ય તૂતકની ઉપર જાઉં સદ્ય.

શી ત્યાં અદર્શ હિલચાલ થતી લહાય!
ઘેરો હવાની મહીં કો જયઘોષ ગાજે!
મોરો ફરે ત્વરિત ને દ્રુત વેગ ધાય
છૂટેલ તીર સમ કેવળ લક્ષ્ય કાજે!

હિલ્લોળતા જલ-તરંગની કંદરાથી
સંગીત કોઇ વહતું મધુ-મૂર્ચ્છનામાં:
વિદ્યાધરીની મૃદુ અંગુલિના સુહાગી
સ્પર્શે સકંપ બીન ઝંકૃત સંમુદામાં?!

એનું રહસ્ય ધરવા લહું નિર્નિમેષ
ત્યાં, વારિ ક્યાંય નહિ, ઓઘ પ્રકાશ કેરો:
ને વીચિ વીચિ પર હીરકની વિશેષ
રંગીન ઝાંય-મહીં યે પણ સૂર પેલો!

માધુર્યમાંહિ મન લીન બન્યું સહેજે:
ને શૂન્યની સ્થિતિ, ન જ્યાં ધ્વનિનું ય ભાન.
ત્યારે જ લાધી ફરી જાગ્રતિ, નવ્ય દેશે
હોડી થઈ સ્થિર, જયહીં વિરમેલ ગાન.

એ શૈલ-ભૂમિ પર પાય ધરું અને જ્યાં
પાછો વળી લહું, ન ક્યાંય જણાય નાવ!
હું કૈંક વિસ્મયથી દૂર વિલોકતો ત્યાં
કો અટ્ટહાસ્ય ઉઠતું ભયને વિભાવ.

ક્યાંયે ન કોઇ દિસતું, રવહીન શાન્તિ
વ્યાપી બધે, પણ હવામહિં ભાર ભૂર.

ના દૃષ્ટિની શ્રવણુની ય ન લેશ ભ્રાન્તિ,
રે કોઈ ગોપન રહી રમતું અદૃર!
શેવાળનીલ તટ ભેખડ ઠેકી થોડે
આગે જતાં નિરખું માનવ અસ્થિમુંડ
વેરાયલાં અહિંતહીં બહુ જેની સોડે
કો અભ્રશ્વેત વળી ન્યાળું હું ભસ્મપુંજ!

ક્યાં અદ્રિકુંજ તણી સુંદરતા અને ક્યાં
એકાન્ત નિર્જન અહીં અવ રક્ત શ્યામ!
ચોમેર-કાશ તરુ અંતરિયાળ-થી હ્યાં
મંડાય ભૂખી શત આંખ અદીઠ આમ.

આછેરી કંપ-લહરી વહી રોમ રોમ,
એને પ્રભાવ નવશક્તિથી સ્ફૂર્તિવંતઃ
મારે જ તેજ સહુ ઉજ્જવલ ભૂમિ વ્યોમ
ને હાથમાં નિયતિનો લહું ભાગ્યદંડ!

મેં ભાલમાંહિં કીધ લેપન ભસ્મ કેરુંઃ
ને પ્રેત-અસ્થિ-અવશેષ પડેલ સર્વ
એને ધરી દઈ વહેણુનીમાંહિ, હેરું
તો વાયુમંડલ કશું હળવું પ્રફુલ્લ!

હું મંદ મંદ ગિરિકાનનની દિશામાં
ચાલું, ત્યહીં નકુલ કો ખડ પુંજમાંથી
ડોકાઇ, બીજી ગમ વેલ છવાઈ તેમાં
જાતો અનાકુલ પદે રમતો ત્વરાથી.

એના જવે અચલ મૌન બન્યું વિલોલઃ
ઉલ્લાસપૂર્ણ ટહુકે ઉડતાં વિહંગઃ
ના કોઈ પૂર્વ-પરિભાવન-યાદ તો ય
હાવાં અહીંનું સહુ તે લહું અંતરંગ!

બ્હોળો કંઇક તટ પૂર્ણ થતાં જ ગાઢ
આવ્યું અરણ્ય તરુગુંફથી દૃષ્ટિ-રમ્ય.
આછી સુગંધ સહ કો પ્રસરંત ગાન
જેની ન કર્ણશ્રુતિ, જે પણ વૃત્તિગમ્ય.

એમાં પ્રવેશતણી ન્યાળી ન કોઇ કેડી
મેં આમતેમ બહુ ખોજ કરી છતાં યઃ
એવી અડોઅડ વનસ્પતિ વિસ્તરેલી
જે છેદી ભેદી કરીને જ ધરાય પાય.

મેં ચાર-છાતી ઊંચી-એડી નીચે દબાવી,
ત્યાં તો કશી ખળભળે વન વ્યગ્ર થાતું!
ચિત્કાર સંગ શત વાનર આંહિ ત્યાંથી
ડોકાયે, ધાય, મુખ જેમનું ક્રોધરાતું!

મેં જ્યાં ધર્યો પગ ત્યહીં અટકું ઘડીક,
નિસ્તબ્ધ ત્યાં સકલ વૃક્ષની ડાળ ડાળઃ
જે જ્યાં ત્યહીં જ સ્થિર એ કપિનું અનીક,
એકાગ્ર, તત્પર ક્ષણે ભરવા જ ફાળ!

શાં નેત્ર નીલ દ્યુતિથી ચમકે બધાંનાં
જે તીક્ષ્ણ તીર સમ વેધક (દર્શનીય):

## પરિશીલન :—

હલકે હાથે તે નાથ ! મહિડાં વ્હલોવજો:
મહિડાંની રીત ન્હોય આવી રે લોલ.

•

એકલાં ઊગવું, સ્હોવું, એકલાં આથમી જવું:
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શું થવું?

•

મ્હારાં નયણાંની આળસ રે, ન નીરખ્યાં હરિને જરી;
એક મટકું ન માંડ્યું રે ન કરિયાં ઝાંખી કરી.

•

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય!

•

આપના મૃત્યુએ તાત ! આછાં નીર ઊંડા કીધાં.

•

જયકલગીએ વળજો, પ્રીતમ ! બીજું ફાગેં ચીર;
નહીં તો પીરને આશ્રમ મળશું હો ! સુરગંગાને તીર:
મ્હારા કેસરભીના કન્થ હો ! સિધાવોજી રણવાટ!

•

આ રસતરસ્યાં બાળ ! રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પૂણ્યથી!

•

ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસીલી હસતી લલિત વર હાસ જો!
ચાંદલિયો ઉર ભરી ભરી રસ કંઇ ઢોળતો,
આપણ પણ રમતાં'તાં વિરલ વિલાસ જો!
એવા યે દિવસો પણ, પ્રિયતમ વહી ગયા!

•

આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ; હવે તો હરિ ! આવોને!
આ જળમાં ઊઘડે પોયણાં, હરિ ! આવોને;
એવા ઊઘડે હૈયાના ભાવ: હવે તો હરિ આવોને!

•


Whatever you drive...
you'll get better
performance with
STANVAC products
Mobiloil Special • Mobiloil
STANDARD-VACUUM OIL COMPANY
(Incorporated in the U.S.A. with Limited Liability)

## હરીન્દ્ર દવે

### પ્રેમનો પંથ

એ પ્રેમનો પંથ હતો, પ્રિયે જે
પૂરો થયો ? શેષ છતાંય શ્વાસ !
'ભૂલી જજો' એ તવ શબ્દ નાવનો
સ્મૃતિ તણા સાગર માંહી હ્રાસ.
'સંબંધનું અંતિમ આ' કહી તેં
અશ્રુભરી આંખડી લીધ– ફેરવી;
સંધાન શબ્દાર્થનું ક્યાં હવે રહ્યું
તરી રહે ચિત્ત મહીં જ એ છવિ.
વિયોગની એ પળ, એ જતાં જતાં
પાછા વળી એક જ વેળ જોવું;
ઇચ્છા વિના ઊપડ્યા પગો અને
એ નેત્રથી અશ્રુનું બિંદુ લ્હોવું !
છે પ્રેમનો પંથ હજી પ્રલંબ:
અન્યોન્યનો કિંતુ રહ્યો ન સંગ.

•

## અનવર આગેવાન

### આગિયો

પ્રેમ એ તો દિલજલ્યો છે આગિયો,
આવરી લો અંધકારે તો ય શું ?

### પવન–પાંખે

છો વિકસતું ફૂલ ઢાંકે પાંદડી;
ગંધ તો ઊડી પવન–પાંખે ચડી.

•

## મકરંદ દવે

### વ્હાલું લાગે

શું રે થયું છે મને, હું રે શું જાણું
 મને વ્હાલું લાગે છે તારું મુખ,
જોઉં, જોઉં, જોઉં તોય જોતાં ધરાઉં ના
 ભવ ભવની હોય, બળી ભૂખ.

ક્યાં રે ઊગ્યો ને ક્યાં આથમ્યો દન મા'રો
 ક્યાં રે ઢળી મધરાત!
તારી તે મૂરતિને કે'તાં ને કે'તાં મારી
 પૂરી ન થાય હજી વાત.

કો'ક કો'ક વાર તારી કાયા હવાઈ બને
 કો'ક વાર બાહુમાં દેહ
જોગ ને વિજોગ હવે ક્યાં રે જોખાવું મારાં
 નેણાં ભૂલી ગયાં ભેદ.

આ રે અવતાર ભલે વાદળિયો વહી જતો,
 કેવાં તે સુખ ને દુઃખ?
આખો જનમારો તને આંખોમાં રાખું
 મને વ્હાલું લાગે તારું મુખ.

•

## ગીતા પરીખ

### તવ સ્પર્શ

તવ સ્પર્શ લહું ચોપાસ.
કિરણોની અંગુલિએ તું મુજ
 નયન ઉઘાડે – ઢાળે,

મંદમંદ મૃદુ અનિલ–લહરથી
હળુ હળુ પંપાળે;
ક્ષિતિજોના બાહુમાં માણું
મધુર તહરો પાશ....તવ૦

વર્ષાનાં પાયલ ઝણકારે,
વસંતને શણગારે,
ઉજ્જ્વલ શુચિમય શરદ દૃષ્ટિમાં
તું નિત–નવ રૂપ ધારે;
એક છતાં વિધવિધમાં વ્યાપક
સંજીવક તવ વાસ....તવ૦

ઝરણાંનાં થનગનતાં જલમાં
તાન સૂણું હું તારી,
ને તલની સ્થિરતામાંહે પણ
સુરીલ શાંતિ ન્યારી;
તવ ચેતનને સ્પંદન રણકે
રે મુજ શ્વાસે શ્વાસ....તવ૦

માટીની કાયાને કણકણ
તવ ફૂલમાળ સુવાસ,
ચિર–મિલનને વેણુ–સ્વરે તું
ખેલે રસમય રાસ;
જીવન–મરણમાં, મૃત્યુંજય, તવ
સંગ મળ્યો અવિનાશ....તવ૦



સિતાંશુ યશશ્ચંદ્ર

## અંધાર અમાસ રાત્રિનાં

અંધાર ઘેરાય અમાસ રાત્રિનાં
દશે દિશામાં જયચૂડ લેતાં ! !
ઊંડી ઊંડી આભ કેરી ગુફામાં
છૂપાયલી ઘૂવડની જમાતના
હા ! ભક્ષ્યભૂખ્યા સળગંત લુખ્ખા
ડોળા સમા વેધક....
તારલા આ
ફંફોળતા વિશ્વતણા ખૂણે ખૂણા !
એકાદ તે વાયુ તરંગ ઉષ્ણ
ધીમે ધીમે દૂર દૂરે સરે શો
કો રોગીના અંતિમ શ્વાસ જેવો
મુંઝાયલો ! !
ને દૂરની પર્વતમાળ કેરે
ઢોળાવ ધીમે સરકંત આગિયા
ભભૂકતી અંતર જ્વાળ લૈ ને
—એકાંત શોધી....અસહાય, મુંગા !
પરાજિતોની અસહાયતા પે
શાં અટ્ટહાસ્યે
આ મૌન ગાજે
આ વિશ્વજેતા જયમત્ત ગાત્રિનાં
અંધાર ઘેરાય અમાસ રાત્રિનાં ! !

•

## પ્રજારામ

### વિજ્ઞાનની શોધો

કયમે પ્રકૃતિ લક્ષ્યને પહુંચશે સમારોહતી ?
નહીં જ લથડંત, મંદ અતિ માનવી બુદ્ધિથી,
મથ્યા કરતી જે સમસ્ત નિજ શક્તિથી દેખવા;
પરન્તુ, નિરખંત સ્પષ્ટતર આત્મની દૃષ્ટિથી.

દરિદ્ર અતિ આપણી સકલ બુદ્ધિસામગ્રી આ:
ગણિત મનકેરું; ઇન્દ્રિયતણી વળી યોજના:
ઉડાણવિણ, પાંખહીણ જ પ્રતીક ભાષા; અને
બહિર્જગની વસ્તુઓનું કંઇ કર્મકૌશલ્ય, હા !

મહાનતર સત્ય છે; પથ વિશેષ ઊંડા ચહે:
સમસ્તનું રહસ્ય એક પકડી જ લેતી સમજ;
પ્રકાશમય સ્પર્શ કો સઘન; સોંસરું દર્શન;
વિચાર જગજાળમાંથી બસ મુક્ત ઊડી જતો;

સમસ્ત જગ સાથ મૈત્રીમય હૈયું કો શાન્તિનું;
વિશાળ, બસ એક અગ્ર સમ્રાટ સંકલ્પ જ.



## મીનપિયાસી

### સાપણ મળી

ઊભી રહે, રે ! કેટલે તું જઇશ ?
સાપણ અલી ?
આ દિલને તેં દંશ દીધો કારમો.
હું કેમ જાવા દઇશ ?

જોયું હવે!
મારી નજરના સાણસે સપડાઇને
પૂરાઇને કર પિંજરે ?
કાં સળવળી ?

છૂટી જવા? શી વાત છે?
આ સાણસો સાબૂત છે,
ને પિંજરૂં પોચું નથી,
ને – દંશની આ દાઢ મેં કાઢી પછી,
ફૂત્કારથી ફફડી ઊઠે, તે હું નહીં.
છોને હવે–અંગાંગને, ભરડો લઈ ભીંસે મને
તો તો બિચારાં ક્યારનાં કેવાં કળે,
એને ય છોને કળ વળે.
લે ચાલ ઝટ્,
આ હોઠનો મ્હોરો લગાવી
ઝેર' લે ચૂસી બધું
ને દે ઉતારી ઘેન
જોતી નથી? હું ક્યારનો બનતો જતો બેચેન?
આંખો છલી ?
રે! શું થયું? ચૂસી લીધું?
હાં....દર્દનું ચાખ્યું અમી
કાં – વેદના કેવી ગમી?
તાકે છ શું? તીખી નજર તીરછી કરી,
ધાર્યું છ શું તે ક'ઇશ?
પાંપણ ઢળી?

જાણ્યું હતું—મારી મીઠી મહોબતતણી
મહુવર વગાડું રોજ હું—
તો કાળજાને કંહિયે તું ર'ઇશ
—હોતું કહ્યું? કે કેટલે તું જઇશ!

o

## લાભશંકર રાવલ

### મૃત્યુ અભિસરણે

હૃદય! હસી લો પ્રિયા જિન્દગી
તણા મૃત્યુ – અભિસરણે.
બ્રહ્મપદ્મનાં ખૂલ્યાં શતદલ ખુલ્યાં વ્યોમ વિરાટ
સંગોપિત તિમિરાવૃત ઉઘડી અનંત ઉજ્જવળ વાટ
સુરેતા ચાલી સ્વયંવર મંડપ
ભણી ઠણી પ્રિ ચરણેઃ
હૃદય, હસી લો પ્રિયા જિન્દગી
તણા મૃત્યુ – અભિસરણે.

હૃદય વધાવો પ્રયાણ મંગલ, નયન ભરો ના સાવન,
સાજન રહ્યો સજાવી વગડે મિલન તણું વૃન્દાવન,
શું જોવું કૃત ધર્મ કાયના
સફલ રૂપ અધિકરણે;
હૃદય, હસી લો પ્રિયા જિન્દગી
તણા મૃત્યુ – અભિસરણે.

અનંત આ બ્રહ્માંડ મોકળાં, રૂપ જનમતાં શમતાં,
અનહદની આ હદની શાને જરીય ખોટી મમતા!

બુંદ બુંદનાં સ્રવન, સરી જા
આકળમાંથી ઝરણે:
હૃદય હસી લો પ્રિયા જિન્દગી
તણા મૃત્યુ – અભિસરણે.
હૃદય, હસી લો રુદન સભર જગમાંથી પ્રગટયું હાસ,
એકલતાને અનંતતાના મળ્યા રમણના રાસ
હૃદય ! હસી લો અગણ લહરમાં
સફળ એકતા તરણે
હૃદય ! હસી લો પ્રિયા જિન્દગી
તણા મૃત્યુ – અભિસરણે.



## એક પલ

આભની પ્રશાંત છાંય,
ચૂમતી હતી પ્રતપ્ત પૃથ્વીની પ્રગલ્ભ કાય.
આંખ ચાર
રોકવા ઘણુંય ચાહતી હતી અખંડિત
પક્ષ્મનાં વિલોલ સ્પંદનો મદિલ લજ્જિત
લાખ લાખ વેણુ – વાત
ખોલી સર્વ આગળા
ચહી રહેલ ઝૂમવા હૃદય સંભર્યાં પ્રવાત
મૌનનું પરંતુ ત્યાં અચાનક અપ્રિય રે
ગયું ઝમી કો' છિદ્રથી રે નીરનું રસાયન:
વાત વેણુની બધી ય શર્કરા બની ગઇ

પીળી, સુમિષ્ટ ને સુધા સમાન દ્રાવણ !
આભ શું કરે બિચારું, શું કરે વસુંધરા ?
સ્વચ્છ વૈશાખ ને ય ક્યાંય ઠેલતો, મહિલ
ઝર્મરી ખડો રહ્યો
અષાઢ મોર્યં શ્રાવણ !
ને વાત કાંઈ બોલતાં ય જીભને ન આવડી
માત્ર બે ધબક તણી પ્રકંપિતી સૂરાવટ
ક્ષિતિજ રહી સાંભળી પ્રગૂંથને કો' ગીતિમાં
પળ મળી....પળ સરી
મૌનની વિરાટ છાંય આંતરી બધું ઢળી.
આભ વીજ વાદળ
ભીંજતો હતો સુસુગંધ પૃથ્વી પ્રાણ આંચલ !

•

## અમૃત ઘાયલ

### જનમ થઈ ગયો છે

ઇશારો ય કેવો મભમ થઈ ગયો છે !
અગમ થઈ ગયો છે, નિગમ થઈ ગયો છે.

ફુલાવવું એ દુનિયાનો ક્રમ થઈ ગયો છે;
તડપવું એ દિલનો નિયમ થઈ ગયો છે.

ફરી દિલનો ઘેરો જખમ થઈ ગયો છે;
ચલિત પ્રેમ સાબિત કદમ થઈ ગયો છે.

હવે ગમ હકીકતમાં ગમ થઈ ગયો છે;
સરલ કોયડો બહુ વિષમ થઈ ગયો છે.

અમે એક ફૂટેલ પ્યાલો પીધો'તો;
નવાઇ છે એ પણ હજમ થઇ ગયો છે.

નજર એમણે ફેરવી શું લીધી છે!
જીવનમાં ઘણો ફેર કમ થઈ ગયો છે.

અમારા જ હાથે અમારા જ માથે
ઘણીવાર ભારે સિતમ થઇ ગયો છે.

જવાનીના સોગન જવાનીના મદમાં,
જવાની ઉપર પણ જુલમ થઇ ગયો છે.

ઘણીવાર વેરણ દયા થઈ ગઈ છે;
ઘણીવાર વેરી ધરમ થઇ ગયો છે.

નથી આંખમાં છાંટ સુદ્ધાં શરમની;
જમાનો ય શો બેશરમ થઇ ગયો છે!

નહીં ચાલવા દે એ અંધેર આવું;
નવા માનવીનો જનમ થઇ ગયો છે.

ન હો કેમ દર્દીલી ઘાયલની વાણી;
દરદમાં જ પાગલ ખતમ થઇ ગયો છે.

•

## સુરેશ દલાલ

### વિમૂઢ હે!

તું ઊર્મિને મૌનની આડમાં ભલે
સંગોપને સલજ રાખી રહે, વિમૂઢ!
રે ભાવ તારા ઉરના વિચંચલ
ડોકાય અર્ધ ઊઘડયાં દગને ગવાક્ષ!

ત્હેં રેશમી કેશતણી લટોને
ના કુંદને કુસુમ લેશ કરી અલંકૃત;

છતાંય શી સૌરભકેરી મત્ત
માણી રહું મધુરિમા અનભિજ્ઞ, હૃદ !

વાચાળ તારું સુણી મૌન, મારી
વાણી બની રે' સ્વયમેવ મૌન !

•

## જતીન્દ્ર આચાર્ય

### તને હું ચાહું

ફરી ફરીને કથવા હું આવું
પંચાક્ષરી એ ત્રણ શબ્દની કથા;
અનેક આડીઅવળી કરીને
છૂટો પડું વ્યર્થ વધારીને વ્યથા.
એકાન્તમાં આ ઉરને પટાવું,
વઢું, રિઝાવું, લખ પ્રાર્થના કરું
મનાવવા, સર્વ પ્રયુક્તિઓ વૃથા:
તે પાસ તારી પળતું પુનઃપુનઃ !
ફરી ફરી આવું હું તારી સન્મુખે,
ફરી કરી મૂક વળાવતી અરે !
અશબ્દ ગાથા મમ વાણીને ગૂઢે
થશે ન શું લાલિત તાહરે કરે !

## રૂમાલ રંગ રસિયાનો

એક *વાલમની લટકાળી વ્હાલી, રૂમાલ રંગ રસિયાનો
શે'ર સિધપુરના મેળામાં હાલી. „ „

એણે સરખી સૈયરનો સાથ લીધો, „ „
મેળે મ્હાલવાનો મનસુબો કીધો. „ „

ભીની કોરી કુંવારકાની રેતી, „ „
વ્હેણ અંદર લગીર બ્હાર વ્હેતી. „ „

વ્હાલી મેળાની ભીડ ઘણી ભાળી, „ „
"કે'લી મનનો મળે જો આજ માળી" „ „

વાતો લંકાની લાડી શી કરતાં, „ „
મેળે કૈંક કૈંક વ્હોરતાં ફરતાં. „ „

ચાર પારણાંનો ચકડોળ ઊંચો, „ „
સામો બેઠો એની માંજરી મૂછો. „ „

આંખ અણીયાળી, મૂછનો દોરો, „ „
રામ સીતાનોઃ ખાલડે ગોરો ! „ „

એ તો વાલમના વાવડ પૂછે, „ „
કૈંક ચાવે ને શેરડી ચૂસે. „ „

ભોળી સૈયર સવાલ સામો પૂછે, „ „
"વીરા ધીમું હસો છો કેમ મૂછે?" „ „

"મને વાલમનું નામ ઘણું વ્હાલું, „ „
આજ એંધાણી એટલી આલું; „ „

કૈં'ક દા'ડાની વીતેલી વાતો, રૂમાલ રંગ રસિયાનો
અમે આવ્યા'તા એક બે રાતો. " "

ઓળ્યા ચોપટાની આથમણી શેરી " "
અમે આવ્યા'તા કાચ-ખેશ પે'રી. " "
ગામ ગોરજનો રામશંગ રાણો, " "
એતો પોતે હું પંડે પરમાણો!" " "

વાલી નીરખે નીરખે ને નેણુ ઢાળે, " "
કેવાં પંખી મળ્યાં બે એક માળે! " "

મેળો વાલીને રોમ રોમ વ્યાપ્યો, " "
રાણે રંગીન રૂમાલ ભેટ આપ્યો. " "
માંહ્ય ચીતર્યાં ચકોર મોર મેનાં, " "
જાણે ટહૂકે રેલાય સૂર એના! " "

ધોરી મારગ બે પંથને વિસામે, " "
છૂટાં પડતાં બેઠાં સામ સામે. " "

ચાર ચૌટાનો ચેવડો ખાતાં, " "
વાતે વાતે આનંદનીર ન્હાતાં. " "

સૈયર સીધો સવાલ હોઠ આણે, " "
"વ્હાલી પૂછે આવો ન કેમ આણે? " "
એને આણુંની ઝંખના ઝાઝી, " "
મોંએ કહેતાં મરે છે એ તો લાજી!" " "

"ભીનો શ્રાવણ ને કારતક કોરો, " "
આસો આઘો ને માગસર ઓરો"! " "

"માણેકઠારી પૂનમનો લ્હાવો, રૂમાલ રંગ રસિયાનો
તમે મનગમતા ભેરું લૈ આવો." ,, ,,
આભ આથમણે સૂરજ નમતો, ,, ,,
સ્હેજ તગતો ને સેજ લાલ રમતો. ,, ,,
ચાંદ પૂનમનો જોઈ ગાંઠ વાળે, ,, ,,
મીઠી કોયલ ટહૂકતી માળે. ,, ,,
ગાંઠ નવમી ને શ્રાવણ વરસે, ,, ,,
ઠરી ધરતી, વ્હાલીનો જીવ તરસે! ,, ,,
લીલાં ખેતર હિલ્લોળ લ્હેર લેતાં, ,, ,,
કોના પદરવના સંદેશા દેતાં? ,, ,,
રૂપ રેલી નવરાતની રાતો, ,, ,,
એને હૈયે હરખ ના માતો. ,, ,,
ઘેરી ઘેરી ઘુઘરવેલ ઘમકે, ,, ,,
ઘેરા ઘૂંઘટમાં ચાંદની ચમકે! ,, ,,



* વાલમ : વિસનગર પાસેનું એક ગામ

## રમેશ જાની

'શું જોઇ જ રહ્યો છ તું?' 'કંઇ નહીં'
'તો ચે?' 'તને?' 'આજ ચે?'
'હા!' 'ઘેલો!'
........પણ બોલતાં નજર તો ભોંયે જડાઇ ગઇ!

'સામે જો!' "....નહિ!' માત્ર શીર હલવી દીધું
—અને કાય શી
સંકોચાઇ રહી! – અરે, વસન પે આછાં જરપી રહ્યાં!!
–ને રોમાંચિત રાત્રિ તે દિવસની આજે ફરી જાગતી
ઓચિંતા સ્પર્શે ધળી મધુર ને અંગાંગ ઊઠી હતીઃ
દીવીના મૃદુ કંપ પૂઠળ સખી, તું ગાત્ર સંકોરતી
ઊભી લાજ–લળી!....અને નયનના મારા દૃઢાશ્લેષથી
હૈયાને વળગી રહેલ નમણું આરક્ત ચીનાંશુક
પ્રસ્પ દે ધબકી રહ્યું!...પ્રિય, ત્યહીં સાયુજ્યના મૌગ્ધ્યમાં
વ્રીડાનાં સરકી ગયાં ઉર થકી રે આપણાં ઓઢણો
ક્યારે? કેમ? ન ભાન કૈં?
મિલનની એ રાત્રિની સંસ્મૃતિ
જાગે, ને રતિ પ્રાણમાં પ્રગતી વિશ્રંભ–વિશૃંખલ.

•

રાજેન્દ્ર શાહ

## વિખડંખ વેદના

ઉરની વિખડંખ – વેદના
સહવી કેવળ બંધ હોઠથી:

જીવને બલ દેતી જે હવા
નહીં નિશ્વાસથી એની વિક્ષતિ.

નયને મુજ શ્વેત અગ્નિની
શત જ્વાલા જલતી અહર્નિશ,

ખલ – ભીષણ કાલરાત્રિની
મહીં, તેજે નિજ શુક્ર સદશ.

પરિવર્તન શીલ સર્વ કૈં,
નહિ છે શાશ્વત કોઈ શાસનઃ

નહિ મૃત્યુ કહીં ય જાણી લૈ
નવ સંક્રાંતિનું હેરું વાહન.

•

## સખી, વસંતે

તુષાર

તે સ્વપ્ન શા જાગત રમ્ય સૂર;
ને રંગનાં દ્વાર ખૂલે અપાર.
વસંતની વ્યાપૃત મ્હેક મ્હેક.
ઝૂકી ઝૂકી વૃક્ષનાં ઝુંડ પેલાં
ગુંજી રહ્યાં કોઇ સમૂહગાન.
ને વાયરો ચિત્ર સુગંધ કેરાં
આંકે વળી ભૂંસી નવાં જ માંડે,
ચૂમી લિયે વ્હાલથી મંજરીને.
તારી લટો નર્તન આદરી રહી
(જાગી ઊઠી ખેલતી સુપ્ત ઊર્મિ!)
મૃણાલના દંડ સમા સુકોમળ
તારે કરે અંગુલિને પરોવી
રાચી રહ્યા અંતર ભાવ મારાઃ
વસંતની માદક આ હવામાં
હું પી રહ્યો નેત્રથી નેત્ર તારાં.

•

# વિદ્યુત્, વાદળ અને વર્ષા

(થોડાંક અપભ્રંશ મુક્તકો)

## વિદ્યુત

| મૂળ (ગુહથીલ) | અનુવાદ |
| --- | --- |
| પન્થિઆણ જીવઅં ખુડન્તિઆ | પ્રાન્થ – પ્રાણ પીલતી |
| પવ્વઆણ મત્થઅં દલન્તિઆ | અદ્રિ – શીશ ચીરતી |
| સિર-ઘણરસ કડ્ઢિઆ લુલન્તિઆ | જો જો! વીજ ભભૂકતી |
| પેચ્છ ધીરુ વિજ્જુલા વલન્તિઆ | (ગાજ-ઘન લપકતી!) |



## (૨)

| મૂળ (શ્યામલદેવ) | અનુવાદ |
| --- | --- |
| પેચ્છ વિજ્જુલઇઆ પઇ-પન્તી | દીઠી શ્યામલ ઘનની કોરે |
| કાલ-મેઘ-પરિઅન્ત-ભમન્તી | ઘડી અહીં ઘડી તહીં ભમતી |
| દડ્ઢ-સે-ગિરિ-સાણુ-પએંવ | ઝગઝગ વીજલ-રેખા ઝગતી |
| દિટ્ઠ-ઘુટ્ઠ – જલણાવલિઅંવ | શ્યામલ ઘનની કોરે. |
| | જાણે કો ડુંગર પર ઊંચે |
| | દવે બળેલ શિખર તણી ટોચે |
| | ઘડી વરતાતી, ઘડી અળપાતી |
| | ઝગમગ અગ્નિ-શિખાઓ જલતી |
| | શ્યામલ ઘનની કોરે. |



* મૂળ રચનાઓ નવમી શતાબ્દી પહેલાંના મહાકવિ સ્વયંભૂકૃત પિંગળગ્રંથ સ્વયંભૂછંદમાં ઉદ્ધૃત થયેલી છે. અનુવાદ શબ્દલક્ષી કરતાં વિશેષ તો ભાવલક્ષી કરવાનો પ્રયાસ રહ્યો છે.

# વર્ષા

| મૂળ (અંગારગણ) | અનુવાદ |
| --- | --- |
| પેચ્છ ઘણાણં ગહણં | હોય એ ન ઘન-ગહન: |
| લોલ-બલાઆ-ડસણં | વીજ-જીભ, બગ-દશન |
| પહિઅ-સસ-ગ્ગસણં | પાન્થ-લોક-જીવ-ગ્રસન |
| કાલ-મુંહં વા કસણં | એ જ કાળું યમ-વદન ! |

●

## ૨

| મૂળ (દોદંડ) | અનુવાદ |
| --- | --- |
| વાસારત્ત-રઉદ્દ-રાઇણા | જો ! રૌદ્ર વર્ષાઋતુ રાજ ધાયો |
| દેઇ-દાઉદ્ધ-ચાવ-પાણિણા | હસ્તે મહા ઈંદ્રધનુ ઉઠાયો |
| વિજ્જુ-ભીસણ-ભલ્લિ-ભિણ્ણઅં | ને સદ્ય વિદ્યુત્-શર તીક્ષ્ણ સાંધ્યું: |
| કન્દંતં પડઇ વ્વ અબ્ભઅં | ક્રંદંત અભ્ર-હરણું પડ્યું મર્મ વીંધ્યું! |

●

## ૩

| મૂળ (બર્હી) | અનુવાદ |
| --- | --- |
| કુસુમિઆ કલમ્બુલ્લઆ | મઘમઘી ઊઠ્યા કદંબો |
| રમણિઆ દુરેહુલ્લઆ | મધુગાન ગાય ભૃંગો |
| પરિમલાહઆ મુચ્છિઆ | મૂર્છિત ગંધ-ગાને |
| મહિઅલં ગઆ પન્થિઆ | પથ ઢળત પાન્થવૃંદો |

●

## ૪

મૂળ (ગુણધર)

સક્કચાવ-વંકભાવ-ભૂલયા-ભયંકરાઈં
ગજ્જમાણ-રાયહંસ-દીહ-પન્તિ-ભાસુરાઈં
વિપ્ફુરન્ત-વિજ્જુલા-લલાવિઅગ્ગ-જીહઆઇં
પન્થિઆણ ધાવિઆઈં પાઉસબ્ભ-રક્ખસાઇં

અનુવાદ

વક્ર શક્રચાપ-ભ્રૂલતા ધરી ભયંકર
દીર્ઘ રાજહંસ-પંક્તિ-રૂપ દંત ભાસુર
વિસ્ફુરંત-વીજ-જીભ લપલપંત કંઠથી
પાન્થ ભાળી ધાય અઘોર અભ્ર-રાક્ષસ

હરિવલ્લભ ભાયાણી



# બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

## 'સેહની' [ ૧૮૬૯-૧૯૫૨ ]

મુખ્ય કૃતિઓ :–ભણકાર, ગોપીહૃદય

કવિ, કાવ્યજ્ઞ અને વિવેચક પ્રો. બળવંતરાય ઠાકોર આમ તો પંડિતયુગના; પણ એમનો સંબંધ વિશેષ ફલદાયી નીવડયો ગાંધીયુગ અને તે પછીની પેઢી સાથે. ઇતિહાસ અને રાજકરણના આ ઊંડા અભ્યાસીએ નાટકો લખ્યાં છે; નવલિકાને પણ વિસારે નથી પાડી. અનુવાદો પણ કર્યા છે, છતાં પણ એ યાદ તો રહેવાના વિવેચક તરીકે, કવિ તરીકે, "ઉછરતા વછેરા"ઓના કાવ્યગુરુ તરીકે. વિચારપ્રધાન(એટલે ઊર્મિશૂન્ય નહીં પણ ઊર્મિરસિત) કવિતાઓ લખી ગુજરાતી કવિતાને લાગણીવેડા અને શબ્દાળુતાને લપસણે માર્ગેથી વાળી લીધી; અને આ રીતે નવી દિશાનું દર્શન કરાવી સાચા રાહ પર મૂકી. કવિતા વિશેની આ સૂઝ અને સમજ દ્વારા એમણે ગુજરાતી કવિતાને દીક્ષા આપી. એમની વિચારસરણીની છાયા આપણા કાવ્યસાહિત્ય પર પથરાઈને પડી છે. બ. ક. ઠા. દ્વારા થયેલી આપણા સાહિત્યની આ અનન્ય સેવા છે.

એમનું માનસ અખતરાખોર. એક સાચા અને સમર્થ સર્જકને છાજે એવી જાગરુકતાથી એમણે સતત પ્રયોગો કર્યા. જ્યારે આવા કોઇ ચિંતનપરાયણ સર્જક પ્રયોગો કરે ત્યારે એમાં સરવાળે સાહિત્યને તો લાભ જ થાય છે. છંદ, વિષય, કાવ્યપ્રકાર–એટલેકે કાવ્યસમગ્રને એમણે પોતાની વિશિષ્ટ મુદ્રાથી અંકિત કરી દીધું. બાહ્યદેહની અતિશય ચીવટપૂર્વક ટાપટીપ કરવાને બદલે કવિતાના આંતરિક સૌન્દર્ય પ્રત્યે ઠાકોરે દૃષ્ટિ ઠેરવી બ્લેન્કવર્સ જેવો છંદ એમને મળી ગયો 'પૃથ્વી'માં. એક બાજુ પર પડી રહેલા અને ઉપેક્ષા સહન કરતા 'પૃથ્વી' છંદનો જાણે કે ઠાકોરના સ્પર્શ માત્રથી ચ્હેરોમ્હોરો ફરી ગયો. પછી 'પૃથ્વી' છંદ તો અત્યંત કવિપ્રિય થઈ ગયો. આજે પણ આટલા ઉજળે ચ્હેરે 'પૃથ્વી' છંદ કાવ્યસૃષ્ટિમાં મ્હાલે છે તે ઠાકોરને જ પ્રતાપે. 'ગુલબંકી' છંદનો પણ એમણે કરેલો ઉપયોગ ધ્યાનપાત્ર છે. યતિનો ત્યાગ કરી છંદનું પ્રવાહીત્વ એમણે સિદ્ધ કરી આપ્યું. યતિ ન આવે એમ નહીં :

પણ જે કાંઈ આવે તે અર્થાનુસારી. ઠાકોરની કવિ તરીકેની આ એક લાક્ષણિકતા છે. કાવ્યનો ઉપાડ, મધ્ય, અંત બધું જ અર્થાનુસારી હોવું ઘટે. અર્થની દૃષ્ટિએ કાવ્ય ક્યાંય શિથિલ ન બની જાય એની પૂરેપૂરી તકેદારી રાખી લખે. કાવ્યને ઉપકારક હોય એવી ભૂમિકા બાંધ્યા પછી એની રજુઆત પણ એટલી જ તર્કશુદ્ધ.

વિદેશી કાવ્યપ્રકાર સોનેટને આપણી ભાષામાં પગભર કરી આપવા માટેનો બધો જ જશ ઠાકોરને ફાળે જાય છે. આ પ્રકાર તો જોતજોતામાં પ્રચલિત થઈ ગયો. પ્રચલિત થયો એટલું જ નહીં પણ સોનેટમાં ઠાકોરને અને એમની પછીના કવિઓને ગણનાપાત્ર સિદ્ધિ પણ પ્રાપ્ત થઈ. યથાર્થ ગૌરવ લઈ શકે એવાં ગુજરાતી ભાષા કને સોનેટો છે. ઠાકોરે પોતે જ દોઢસોથી યે વિશેષ સોનેટો લખ્યાં–જેમાંના કેટલાંયે સોનેટો માત્ર ઠાકોરના જ સંગ્રહમાં મહત્વનું સ્થાન ધરાવે છે એમ નહીં પણ સમગ્ર ગુજરાતી કાવ્યસાહિત્યની એ નોંધપાત્ર કૃતિઓ છે.

ઠાકોરે ગેયકૃતિઓ – ગીતો નથી લખ્યાં એમ નહીં પણ એમને આ પ્રકારમાં નરી નિષ્ફળતા પ્રાપ્ત થઇ છે. વિચારપ્રધાન કાવ્યોમાં સફળ થતી ઠાકોરશાઇ શૈલી અહીં આ પ્રકારમાં વિઘ્નકર્તા નીવડી. ઠાકોરનો કવિ તરીકેનો બાંધો જ એવો છે કે ગીત જેવો કાવ્યપ્રકાર એ અજમાવે તો પણ લાખ પ્રયત્ને સફળતા ન પામી શકે.

આ ઉપરાંત એમણે ઓડ, આખ્યાનકાવ્યો, રેખાચિત્રો, કથાત્મક કાવ્યો, પ્રસંગકાવ્યો, વર્ણનાત્મક કાવ્યો પણ લખ્યાં. ઠાકોરની કવિ પ્રતિભાનો ઝબકારો તો ઠેર ઠેર વરતાય છે. ધીમે ધીમે ક્રમશ: વિકાસ સાધતું કથાવસ્તુ ,કલ્પનાની સમૃદ્ધિ, ઓછા પણ ઔચિત્યપૂર્ણ અલંકારો, ચિંતન પરાયણતા, દૃષ્ટિની વિશદતા તથા શબ્દરેખાઓ દ્વારા આંખ સમક્ષ ચિત્ર રમતું કરી દેવાની એમની શક્તિ દાદ માગી લે એવી છે.

ઠાકોર પાસે વિષયોનું વૈવિધ્ય પણ પૂરતું છે. પ્રભુ, પ્રકૃતિ, પ્રેમ• વ્યષ્ટિપ્રેમ અને સમષ્ટિપ્રેમ – આ બધાય વિષયોને એમની કાવ્યકલામાં સ્થાન મળ્યું છે. આત્મલક્ષી અને પરલક્ષી બન્ને પ્રકારનાં કાવ્યોમાં એમની જામેલી હથોટીનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

અનુવાદોમાં ઠાકોર મૂળ કૃતિ પ્રત્યે વફાદારી તો પૂરેપૂરી જાળવે છે પણ ગુજરાતીમાં ઉતારતાં મૂળનું સૌન્દર્ય પ્રસાદગુણના અભાવે નષ્ટ થઈ જાય છે. મૂળ કૃતિનું માધુર્ય પ્રકટાવવા એમની ભાષા અસમર્થ ઠરે છે.

પ્રથમ દર્શને દુર્બોધ લાગતી એમની કવિતા સમજણપૂર્વકના વાચન મનનથી સહૃદયને વધુ ને વધુ રસદાયી લાગ્યા વિના નહીં રહે. સર્વત્ર એમની ભાષા કઠોર હોય છે એવું પણ નથી. કયારેક તો એ મધુર અને મુલાયમ પણ થઈ શકે છે. વિચારપ્રધાન કવિતાના પ્રણેતા અને કોઇની પણ શેહ કે શરમમાં તણાયા વિનાનું આખાબોલું વિવેચન કરનાર વિવેચક એટલે ઠાકોર. ગુજરાતી ભાષાનું કૌવત જાણે કે ઠાકોર દ્વારા જ પ્રકટ થાય છે એટલું બધું ઓજસપૂર્ણ એમનું ગદ્ય છે. આ બળ એમના પદ્યમાં પણ અચૂક પ્રકટ થાય છે. એમની ભાષા ભારેખમ હોવા છતાં પણ શુષ્ક તો નથી જ નથી.

—સુરેશ દલાલ

●

## પરિશીલન

થયો છું સમસામથી દ્વય પિઢીતણો, થાઉં છૂં  
હવે વળિ ત્રિજીતણો પિઢિ ત્રણે મહીં જે ભલા  
મ્હને, કવન માહરાં સહુ, નિરન્તરે દો જરા  
જગા, "સ્વજન તે સહોદર વડા વળી તે ખરા"  
તણે ચરણ આ ધરી પરમ લ્હાણસુખ માણું છું,  
—ભલે સ્વજન ગાળ દે,  
સ્વજનગાળ પણ હેતની જાણું છૂં.

●

મ્હને મ્હાશો ? ના હૂં લલિત લલકારાવલિ તરલ;  
નહીં મ્હાશો ? હૂં તો હૃદય ઉતરૂં તે પછિ સરલ.  
મ્હને મ્હાશો ? ના હૂં પરિચિત પદાલંકૃત પટલ;  
નહીં મ્હાશો ? હું તો મરમ સમઝાયે ધુતિ વિમલ.

●

પુષ્કળ કવિતા માત્ર પોચટ, આંસુ સારતી
ઘણી કવિતાએ માત્ર ખોટા ઓપ, અસત્યભરા,
ઘણી કવિતા તો માત્ર બલિહારી ભાષાતણી.

•

હવે જાણે જલમહલમાં ખેંચિ લીધી હતી તે
આણી સ્હેજે તટ પર ફરીને મ્હને છોળે ઠેલે,
ને આવી તો પણ તરલ હૂં ક્યાં ગઈ'તી શી આવી,
જીવાદોરી ત્રૂટિ ન ગઈ તેથી રહું શીષ નામી!

•

બેસી ખારે પિંજરઘરમાં જિંદગી જોઈ સારી
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મારા, તુમારી.

•

ચડું ઉપર હા! સખે, વિકટ આ ચડાણે ત્હમે
નહીં નિકટ! દૂર ચડે તેમ ખમો જૂની ટેવથી
નથી પગથિયાં રચ્યાં; પથર ધારવાળા શિલા;
અને અણિયાળ કંટકો નિબિડ ઝાડિ આ કારમી!
પદે પદ વળું નિચો, ઉઝરડે વિંધાતો વપુ,
ક્યહીં દમ ચડે વળી પદવિ વ્યાપ્ત ચિન્તાતણી.

•

જૂઓ ઉઘાડું છે કમાડ, ભાવ જ્યાં રુચે;
સ્વલ્પ બિંદુયે દયાનું ના ખપે મુંને.

•

સુંદર રંગ માટે

# એશીઅનની બનાવટો

- સફેદો
- બેલતેલ
- ઇનેમલ
- વૅારનીશ
- ડીસ્ટેમ્પર

બનાવનારાઓ:

**એશીઅન ઓઇલ એન્ડ પેઇન્ટ કં. (ઇન્ડીઆ) પ્રાઇવેટ લિમિટેડ**

દાસ ચેમ્બર્સ, ૧લે માળે, દલાલ સ્ટ્રીટ, મુંબઈ ૧.

તાર: [illegible] ફોન: ૨૫૫૬૭૧

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઇ શાહ

સુરેશ દલાલ

લવાજમ ભરવાનાં સ્થળ

કાર્યાલય, ૩૮૭, ગિરગામ રોડ, મુંબઇ ૨

મિસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ,

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧.

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા


મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ.

અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૭ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૩ : અંક ૩

શરદ ૨૦૧૫

ઉશનસ્

## હેમન્તની એક અનુભૂતિ

પ્રભાત હજી દૂર સ્હેજ, વદપક્ષ હેમન્તની
ઢળેલ હતી ચાંદની અલસ રાતની પાછલી,
ખડી તરુવરોની મૂક નીલછાંય શી આવલી
ઊંચનીચી યથા સુનીલ સ્થિત બત્રીશી દંતની
વિકાસી મુખ ચાટતો કવલ કાળ શું વ્યોમનો!
અહો, પીગળી ચંદ્રખંડ સ્રવતો સુધાઅર્ણવે!
જતી ઊતરી ચાંદનીની ચઢી તે સપાટી હવે,
હું માણી રહું ઓટમાંય મધુસંગ શો સોમનો!
બધું અરવ શૂન્ય, માત્ર મુજ એક ચૈતન્યથી
વિરાટ વિજને થતી ખલલ? ત્યાં જ પર્દો હલે
અનંત નભનો મુલાયમ, વિલોલ જ્યોત્સ્નાજલે
ઉઠંત અમી છોળ; થાયઃ અહીં એકલો હું નથી;
નિગૂઢ અમીસીકરે કરતું કોઇ પ્રક્ષાલન,
વિરાટ દ્રવ છાલકે પિગળતો અહંનો કણ.

## હે નિગૂઢ !

(હરિશ્ચંદ્ર)

હે સુરમ્ય !
પૂર્વવત્ રહ્યો હજીય તું અગમ્યનો અગમ્ય !
હે નિગૂઢ !
પૂર્વવત્ રહ્યા અમે વિમૂઢના હજી વિમૂઢ !
તું અકલ્પ્ય, તું અતર્ક્ય, તું અમેય, બસ ?
કબૂલ છે અમારી હાર — તું અજેય, બસ ?
લે શસ્ત્રનો ઢગલો કરું તારે ચરણ, સંતુષ્ટ બસ ?
છું પરાજિત — લે હવે તો કૈંક હસ,
કૈંક બોલ,
કૈંક તો રહસ્ય ખોલ.
કૈંક તો દે તવ પરિચય.
આથમી જવા ય આવી દીર્ઘવય.
થા અચાનક તું સરલ,
એ અચિંત્યા વૃત્તને અદ્ભુત છલ
તારા ભણી ઊલટો વધી જાશે જ વિસ્મય
જોઇ રહેશે કૌતુકે
તારી કૃતિ,
કે આય તારા બલ તણી જ ચમત્કૃતિ
જે તું જ — ને હા તું જ કેવલ
કરી શકે.



હેમન્ત દેસાઈ

## જોગફૉલ્સ

ધરિત્રી હરિયાળી; નીલ નભ વિસ્તર્યાં નિઃસીમ
અહીં બસ હર્યાં ભર્યાં, નયન જ્યાં ઠર્યાં ત્યાં ઠર્યાં!
પ્રભાત સુરખી વળી છ વીંટળાઈ આ ચોગમ
સમસ્ત સ્થળને કશી વલય શી! પ્રશસ્તિ ભર્યાં
કરંત મૃદુ ગાન પંખી તરતાં હવામાં, પણે
રહંત ખિસકોલી ખેલી ગુલમ્હોરનાં તોરણે!
ધપે-ધસમસે પ્રવાસી-બસ માર્ગને વીંધતી,
અહીંતહીં ભમંત દૃષ્ટિ મનને દિશા ચીંધતી-
અગાધ ગરિમા તણી મધુરિમા તણી, કૃત કૃત
થતું મન નિહાળી સર્વ સુષમાલીલા, જ્યાહરે
પહોંચી સમીપે પ્રચંડ જલરાશિ જોયો ચ્યુત
થઈ પડત જોશથી શિખરથી તળેટી કને:
વિમુગ્ધ મન વિસ્તરે વિપુલ કલ્પનામાં ઘડી
અને ઢળી પડી જતું લઘુક સ્વલ્પતામાં ઘડી!

(૨)

વિમુગ્ધ મન વિસ્તરે વિપુલ કલ્પનામાં ઘડી,
અને ઢળી પડી થતું લઘુક સ્વલ્પતામાં ઘડી,
અહો પ્રકૃતિનું કશું પરમ ભવ્ય આ દર્શન!
કૃતાર્થ અનુભૂતિથી કરણ સર્વ થાતાં અહીં;
અપૂર્વ સહુ, દર્શ, સ્પર્શ, ધ્વનિ, ગંધ આસ્વાદન
હવાય જહીં ઘેરી ઘેરી બસ વ્હાલ વેરી રહી!

તળેટી લગી પ્હોંચીનેય અવરોહણાન્તે-લહું:
પ્રવાહ અકળાય અસ્ખલિત નિત્ય જલધોધનો
કર્યો વિણ જરાય ક્યાંય કંઇ સામનો રોધનો.
અહો પતનનું ય કેવું રમણીય ગૌરવ થયું!
રમે મન, ભમે યથા સરિત ડુંગરાથી ઢળી
અનેક સ્થળ ઉચ્ચ નિમ્ન મહીં કિલકિલાટે વહી!
અહીં સ્થિત; ન ઊપડે ચરણ માહરા વિશ્લથ
અને મન કરે પરિક્રમણ-લાધ્યું શું તીરથ!



## કૃષ્ણલાલ શ્રીધરાણી

### કાઠિયાવાડ

આવળ બાવળ બોરડી કેરો દેશ.
થોરીલો ખેસ.
ધૂળ ઊડે ને ધગતા પાણા
અશોકના જ્યાં લેખ લીંપાણા
ગ્રીષ્મને કેસૂડાં લગાડે આગ.
સઘળું જ્યારે સુકાય
ગાંડો બાવળ લીલમ થાય.
જન્મ્યો હું યે ત્યાંય.

[અરે કેસૂડાં! અરે કેસૂડાં!
જમોર ખેલતા કાઠીની કમ્મરે
કુમકુમ કેરી છાંટ

રાણક દે'ની ભોમની નાભિ શી કંકાવટીથી.
અથવા લોહીના ટશિયા
જયાં જયાં લૂએ ખાખરાને ડસિયા.
અથવા વિશેષણો ભાટ–ચારણના
જન્મદિને અફીણિયા નપુંસક રાણાના
ફોગટ ! ]

ખાપરા કોડિયાનાં ભોંચરાંમાં
આજ 'ખાપરા 'કોડિયા કયાં ?
મારું બાળપણું છે છૂપ્યું ત્યાં —
છીછરા વીરડા જેવું સ્પષ્ટ
એકકેય મૂર્તિ ન થાતી નષ્ટ
નીચે પડેલા શંખલાઓની, છીપ તણી.
અપૂર્ણ શાલિગ્રામ સમી.

સાંકડી શેરીએ ખોરડાં મારાં
છાંયમાં મોટાં ખોરડાની, જે
વહુએ વગોવ્યાં.
ઊંચેરા ગોખથી છટકી
ઊંચી સોટા જેવી પાતળી પરમાર
છાંડીને કસૂંબો કરતા ઠાકોર; જેણે
હોકો ફોડયો બોલ્યીને દરબાર
ચલમ ફોડી ચોકમાં રેઃ
મેંય માથું ધૂણાવ્યું શોકમાં રેઃ

"પાતળા પ્રણયને રોક મા રે !
સિંહણ પાતળીનાં દૂધ પાતળાં રે !"

કૃષ્ણ પ્રભુને મરવા લાયક દેશ.
જીવવા માટે ત્યાગવા લાયક પ્રાંત
કોઈ દયાનન્દને, કોઈ મોહન ગાંધીને
થવું જેને ઉત્તરદેશે પ્રશાન્ત.

લીંબડા નીચે કોસ બપોરે, ઘોમ બપોરે,
લીંબડે ગુંથ્થી પંચવટીમાં.
ધોરિયા ખેતર જાય.
વીરની યાદમાં પાળિયા ટટ્ટાર થાય.
હાથલા થોરમાં હાથ સતીના વરતાય.
[બહેનને મારતા હાથમાં ઊગે કાંટા,
સાંભરે માનાં વેણ.]
ખોડિયાર માનું ત્રિશૂળ, જાણે
લોઢાનો થોર તરધારો.
કીચૂડ કીચૂડ કોસની ઉપર લીંબડા ઝૂમે,
વાગોળતી ભેંશ; સ્તબ્ધ મયૂર;
કયારેક કયારેક કોયલસૂર
લીંબોળીમાં જોઇ ન્હાની કડવી કેરીનાં નૂરઃ

કબરે કબરે સીતાફળની છાંય
મૃત્યુનોંધનો મધુમ્રમોહ એમાં માય.

ભૂલી જઈને ધરતી નીચે ઊગવાનું, ત્યાં
લટકે અનેનાસ.
કબ્રસ્તાનના સીતાફળોમાં વડવાગોળના ભાસ!

ગીરના કેસરી સિંહ
ભારતવર્ષના સર્વ જટાધરોનું
ગીર છે દંડકારણ્ય.
ગીરનો સિંહ! મારો ય સિંહનો વંશ
Line of Least resistance
કેડિયો ગીરમાં ગોથાં ખાય;
કારભારીની પાઘડીમાંની આંટીઘુંટીમાં
જેમ જતા અટવાઈ
પ્રતિસ્પર્ધિઓ.

એક ઊભો ગિરનાર.
ને એક છે શત્રુંજય;
પ્રતીક આ ઉભય.
તેમ જ નાગરાણી ને રૂડી રબારણ.
માણસો તાકતા હાથી ચડેલા રાજવીને;
અંબાડીની હરોળમાં આવે ઝરૂખો નાગરાણીનો
આંખ રાજાની ત્યાં.
ચણિયે, કપડે આભલા
જાણે નિતનિત નાથ્યો મોર;
ગામને ટીંબે જાય રબારણ,

કંથ ચરાવતો ઢોર;
ત્રાંબાવર્ણી બાઇને કાળજે નંદકિશોર.
ગોપ ને ગોપી, ગોપ ને ગોપી
રાસ રમંતાં વ્હેતું મૂકે વર્તૂલ.
સાંજનું કાઠિયાવાડ તે સો ગોકુલ.

•

૩. જ્યોત્સ્ના મિલન

ચાંદલાની ઓથમાં

મુજ ભાલનો આ ચાંદલો
શાને નિહાળું આરસીમાં,
હું ફરી ફરી આજ?
પ્રશ્ન થાતો,
શું નવું છે આજના આ ચાંદલામાં?
એ જ કાળો, ગોળ, મોટો ચાંદલો જે
લાલ નાના બિંદુથી વિંટાયલો
છતાં કંઈ કંપ હૈયામાં,
ને ગભરું હૃદય મારું,
છૂપાવતું એ વદન વ્હાલું
મુજ ચાંદલાની ઓથમાં.
રખે આવી ચડે કો'
એ વદનનાં આ સદનની શોધમાં
(ને છૂપાવ્યું મેં શ્યામ એ વદનને ત્યાં)
તેથી જ આજે જોઉં છું,

હું ફરી ફરી ચાંદલો.
રહી રહી થાતું
ક્યાંયથી ડોકાઈ જાતું તો નથી ને
એ વદન વ્હાલું ?



## નલિન રાવળ

### કહીં જશે ?

પતંગિયાની પાંખ મહીંથી પ્રગટી
પેલી સ્હવાર ક્યાં ગઈ ?
કૂકડાની કલગીના જેવી તોર ભરીને મોહક
પેલી બપોર ક્યાં ગઇ ?
ધણ–ધેનુની ખરી મહીંથી ઊડી રહી
રે મ્હેક ભરી એ સાંજ ગઈ ક્યાં ?
કહીં જશે
આ ફૂલ સરીખા ફૂટયા તારા ?
કહીં જશે
આ આભે ખીલી રાત, રાતમાં ખીલ્યાં જે
સૌ શમણાં મારાં ?



## હરીન્દ્ર દવે

### મહાનગર

કઠોર આ પથ પરે
મૂક્યા જ્યારે પ્રથમ ચરણ;
મનની શી મુંઝવણ !

આજ એ તરંગ થયા શાંત.

કૃતજ્ઞતા કેરાં જલે
છલકી ઉઠેલ મન ઝીલી રહે
વિશાળ હૃદયી નિમંત્રણ.

ક્યાં યે ના મળ્યા જે સાથે મુખ
અહીં પળેપળ ન્યાળું;
સજીવ બે નેત્ર,
હોઠે ભાવ,
હૃદયે ઔદાર્ય,
– નગરની અધિષ્ઠાત્રી લક્ષ્મીનો આ વર ....
હવે માગું શું અવર ?

ભીંસ આટઆટલા સરોવરોની
ક્વચિત સંગમ
કદી ભિન્ન પ્રવાહ;
આકુલ તરંગ તટ ભીંસી પાછા ફરે

સ્થિતિચક્રની ગતિથી
વલોવાતું જલ,
નજરમાં એનો સંકેત પ્રચ્છન્ન,
કિંતુ હોઠ પરે સ્મિત પ્રસન્ન પ્રસન્ન.

પ્રકૃતિનો પામું પરિચય માત્ર સ્પર્શ વડે
પૂર્વનો આલોક અગોચર
વાયુની લહરે એનું ભાન.
શિશિરમાં સમૂહે આનંદ
ગ્રીષ્મમાં આકુલ મન છેડે
એકલ અરવ છંદ

કળીમાંથી ફૂલ કેમ બને
રહસ્ય અજાણ;
વેલ પર ફૂલ કેવાં શોભે
એની પળેપળ મળતી પિછાણ.

સમુદ્ર કિનારો
રંગરંગનો પ્રવાહ
ક્યહીં બાંધ્યાં, ક્યહીં મુક્ત.

ગગનને ચુંબતા આલય,
સાથે ગંદકીના ઢગમાં પોસાઈ રહ્યા પ્રાણ.

મેળો મળે અહીં સ્થળે સ્થળે
એકાંત છવાયું પળે પળે.

આંખ ખોલું
—સભર સભર ઘટા છાઈ;
મીંચું નેત્ર
મુજમાં વિસ્તરી અખિલાઈ.

મમત્વની કેડી અહીં આરંભાય
અહીં પરાકાષ્ટા
એનો અહીં લોપ.

ભોગી કેરો ભોગ, યોગ,
લક્ષ્ય, ભક્ષ્ય,
મહાનગર મુંબઇ.



સુધાંશુ

## આંબલો

અમરત આપ્યાં ને આંબલો ઊગિયો
સમરથ ઘેઘુંબ ઘેરાવ,
અજરા લહેરોની આવે લેરખી,
વાસંતી નાખ્યા નેહપડાવ;
અમરત રોપ્યાં ને આંબલો ઊગિયો.

અમરત આપીને આંબલો થાકિયો,
આંબલાની એની એ અમીરાતઃ

સર્જન જમાવી સરણી ડૂકી ગઈ;
હવે બેઠી સંહાર મ્હોરની રાત;
અમરત રોપ્યાં ને આંબલો ઊગિયો.

એના એ સમદર એની એ ગગનઘટા,
એની એ સૂરજચંદર જાળ;
એના એ પવન એના એ પાણીધરા
મનખ્યો શે ભરે ત્રિકાળમાં ફાળ ?
અમરત રોપ્યાં ને આંબલો ઊગિયો.

મૂળ–જડ બદલાવી મનખ્યે મ્હોરાવિયો
આંબલો, આપ્યો પ્રલયનો ફાલ,
પાનખર પછીની અંકુરની કોર નવી
ઊતરી છે નવા કાલની માલ;
અમરત રોપ્યાં ને આંબલો ઊગિયો

ચડયો ને ચડયો રે મનખ્યો ટગડાળે
પેલી મેર–ચંદાસૂરજને પાર;
નોધારો ઊડયો ને નવખંડ ખોજિયા,
લાધી નવા રસરૂપની ધાર;
અમરત રોપ્યાં ને આંબલો ઊગિયો.

૦

૯.

## સુરતા

સુરતા શોધે રે એનો સાહ્યબો
શેરી શેરીને સંસાર,

નામની ટેલ્યું દે પળપળ, બાવરી,
એનો કહીં રે ભરતાર?

આઠેયે બાજુ ને અવની આભનાં
સૂનાં સઘળાંય ધામ;

બોલને ઝીલે ને પડઘા પાડતો,
એનાં કહીં રે મુકામ?

આંખની અગન એની ઓસરી,
જલની ઉતરી જુવાળ;

ઘરની ભીતર ઢગલો થઈ ઢળી
એની કોણ લે સંભાળ?

કોણ રે અડતું ને બાહુબંધથી
હૈયે ધરતું ગભીર?

ભૂંડી તે નિંદનું સરક્યું સોણલું
આંહિ તો એક છે શરીર.



# રામનારાયણ વિશ્વનાથ પાઠક :– 'શેષ'

## [ ૧૮૮૭ થી – ૧૯૫૫ ]

મુખ્ય કૃતિઓ : શેષનાં કાવ્યો, વિશેષ કાવ્યો.

પ્રો. પાઠકે શરૂઆતમાં 'જાત્રાળુ' અને ત્યારબાદ 'શેષ'ને ઉપનામે કાવ્યો લખ્યાં; 'દ્વિરેફ'ને ઉપનામે નવલિકાઓ લખી, અને હળવા હાસ્યાત્મક નિબંધો લખ્યા 'સ્વૈરવિહારી'ને ઉપનામે. આ ઉપરાંત એમણે મૂળ નામે સંશોધન, સંપાદન, વિવેચન અને ઈતર સાહિત્યપ્રવૃત્તિઓ કરી તે જુદી. વિવેચક, કવિ, નવલિકાકાર, નિબંધકાર, અને તર્કશાસ્ત્રી પાઠકની બહુમુખી પ્રતિભાનો ખ્યાલ એમણે સાહિત્યના ક્ષેત્રમાં કરેલા નોંધપાત્ર કાર્યથી આવ્યા વિના રહે એમ નથી.

એક મહાકાવ્યને બાદ કરતાં કાવ્યના લગભગ પ્રત્યેક પ્રકારને એમણે અજમાવ્યો. ગઝલ સિવાય બાકીના પ્રત્યેક કાવ્યપ્રકારમાં એમને સફળતા પણ પ્રાપ્ત થઇ. કાન્તની જેમ સંખ્યાની દૃષ્ટિએ એમણે પણ ઝાઝું નથી લખ્યું. પણ જે કાંઇ લખ્યું છે તે એકંદરે એવું લખ્યું છે કે સહૃદયના મન ઉપર સત્વશીલ કાવ્યકૃતિ વાંચ્યાની કાયમી છાપ પડી જાય. એમની કવિતામાં એક પ્રકારની શિષ્ટતા અને સુઘડતા વરતાય છે તે સંસ્કૃત ભાષા અને સાહિત્યના એમના ઘનિષ્ઠ સંબંધને આભારી છે. પ્રભુ, પ્રકૃતિ, અને પ્રણય આ ત્રણ એમના પ્રિય કવનવિષયો છે. 'વૈશાખનો બપોર' જેવું કટાક્ષકાવ્ય અને 'નટવરલાલજીનો ગરબો' જેવી હાસ્યકૃતિ પણ આપણને એમની પાસેથી મળી રહે છે. વિષય અને પ્રકારનું પૂરતું વૈવિધ્ય 'શેષ' પાસે છે.

પ્રભુભકિતનું પૂર તો આપણા પ્રાચીન–મધ્યકાલીન યુગમાં આવ્યું હતું. બહુધા એ યુગનો કવિ પ્રપત્તિભાવ સેવીને ભવસાગરમાંથી ઉગારી લેવા માટે ઇશ્વરને પ્રાર્થના કરતો. આ કવિ પણ ઈશ્વરને પ્રાર્થના તો કરે છે, પણ ભવસાગરમાંથી ઉગારવા માટે નહીં. એને તો ઝૂઝવું છે અને એને માટે એ માગે છે જીવન. એવું જીવન જે એના પૌરુષને પરાકાષ્ઠાએ પહોંચાડે.

પ્રકૃતિને 'દિવ્ય' અને 'ભવ્ય' એવાં વિશેષણો માત્રથી જ નવાજવાને બદલે એને આત્મસાત કરી કવિ એનું સુરેખ અને માર્મિક નિરૂપણ કરે છે એટલે જ એમનાં પ્રકૃતિકાવ્યો માત્ર વર્ણનકાવ્યો નથી બની રહેતાં. ક્યાંય કશું ઊભડક નથી લાગતું. પ્રકૃતિની રુદ્રતા અને રમ્યતા યથાતથ પ્રકટ થાય છે. 'શેષ'ને પ્રિય એવા અલંકાર ઉપમાને તો અહીં મોકળું મેદાન મળી રહે છે.

પ્રણયના અનુભવને પરિણામે ચિત્તને પ્રાપ્ત થતી પ્રસન્નતા વિષણ્ણતાની બન્ને બાજુ કવિની કવિતામાં પ્રકટ થાય છે. પ્રણયની વિષમતાના અનુભવને પરિણામે વિષાદ પ્રકટે એ સ્વાભાવિક છે, છતાં પણ એમનામાં રહેલો તર્કશાસ્ત્રી અને તત્ત્વજ્ઞ એટલી જ સાહજિકતાથી અને સ્વાભાવિકતાથી વિષાદની પૂંઠે વસેલા શુભ તત્ત્વને-માંગલ્યને સારવી આપે છે. પણ એમની ખૂબી એ છે કે આ બધું હોવા છતાં યે કવિતા લખતી વખતે ક્યારે યે કવિ મટી નથી જતા. એટલે જ કવિતા આગળ આવીને ઊભી રહે છે; તર્કશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન નહીં.

અસાધારણ સંયમ સાથે ઊર્મિનું ચિંતનશીલ નિરૂપણ એ એમની કવિતાની લાક્ષણિકતા છે. ઊર્મિ અને બુદ્ધિનો સધાયેલો આવો વિવેકપુરઃસર સમન્વય ભાગ્યે જ જોવા મળે છે. સંયમપૂર્વક થયેલા આલેખનથી ઊર્મિની ઉત્કટતા મંદ નથી થતી. આવનું નિરૂપણ ઉલટું-નીમ ધારદાર અને પ્રતીતિજનક લાગે છે.

એમનો કટાક્ષ નિર્દંશ છે. એમાં અર્થહીન કડવાશ નથી બળી એમનું ચિંતન સપાટી પરનું નહિ પણ ઊંડું છે, એટલે જ કદાચ કવિ વિષયનું એકાંગી નહીં પણ સર્વાંગી દર્શન આપી શક્યા છે.

પાઠકની પણ કવિ તરીકેની મર્યાદાઓ નથી એમ નહીં. 'ઊદિયો, અંત્રિક્ષ, જગત, વ્યવસ્થાયું' વગેરે શબ્દોનો ઉપયોગ સારો નથી લાગતો. પાઠક જેવા પર્યેષક માત્ર 'ડાળી' સાથે પ્રાસ મળે એટલા ખાતર 'રમે પંખી બાળ ને બાળી' એવું ચિતરી બેસે એ તો સવિશેષ ખૂંચે.

પાઠક જેવા પિંગળકાર, "તમારા પ્રશ્નાઘાતથી ઊંડું ઊંડું ઉતરી જતાં" આવી શિખરિણીની પંક્તિ લખે એ હકીકત જ દુઃખદાયક અને આઘાત આપે એવી છે.

જરા પણ થડકા વિના સંક્ષેપમાં આપણે એમની કવિતા વિષે કહી શકીએ કે છંદોના ઊંડાં જ્ઞાન અને પ્રભુત્વથી, અલંકારોના કલાત્મક ઉપયોગથી, કાવ્યના આકારની સૂઝ અને સમજથી અને જીવનના નિરામય દર્શનથી પાઠકની કાવ્યકલા સુંદર અને જીવંત લાગે છે.

– સુરેશ દલાલ

●

## પરિશીલન

વેણીમાં ગૂંથવાં'તાં –
કુસુમ તહિં રહ્યાં
અર્પવાં અંજલિથી.

●

સહુ સુભગ દર્શનો મહીં ન અલ્પ એને ગણું;
બીજે નજર એની, એનું મુખ હું નિહાળ્યા કરું!

●

યાદ'વે છે તુજ મુખ સખી! આંગળી–હોઠ–મૂક્યું!

●

મળ્યાં તુજ સમીપ અગ્નિ! તુજ પાસ જૂદાં થિયેં,
કહે, અધિક ભવ્ય મંગલ નથી શું એ સુંદરી?

●

સખિ, ગત જીવનની પ્રીતે,
સખિ, આવો એવી રીતે,

●

જેથી જીવન શેષ જરા તો ઉલ્લાસ મહીં વીતે



ન વિશ્વનાં સાન્ત્વન પ્રેમના સમું
ને પ્રેમની તો કરુણૈક કહાણી!
જે ના મળે કદી ય તેહ જ શોધવાનું
દર્દો અસહ્ય! અવધિ વિણ ઝૂરવાનું.
હજી યે ન જાગે મારો આતમરામ!
મારો આતમરામ!



કહે શક: "હું તો સમજી શકું ના :
કે એમાંથી કોણ સાચું જ મોટું!
સંસારથી ઊર્ધ્વ જતા તુકા વા
સંસારચક્ર અનુવર્તતી આ જિજાઇ"



સજની! તમે રે વેલી ને અમે - તાડ
સરજનહારે સરજિયાં હો જી.



स्वेच्छाकेसरिणः स्वच्छस्वच्छायायासितेन्दवः ।
त्रायन्तां वो मधुरिपोः प्रपन्नार्तिच्छिदो नखाः ॥

પોતાની (સ્વાભાવિક સંપૂર્ણ જગતની રક્ષા કરવાની દયાપૂર્ણ) ઇચ્છાથી સિંહના સ્વરૂપને ધારણ કરવાવાળા મધુ નામના દૈત્યના શત્રુ ભગવાન નૃસિંહના, પોતાની નિર્મલ કાન્તિથી ચંદ્રને પણ ખિન્ન કરવાવાળા અને શરણે આવેલાનાં દુઃખને વિદારનારા એવા, (હાથના) નખો (વ્યાખ્યાતાઓની અને શ્રોતાઓની) તમારી રક્ષા કરો.

काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वस्तस्याभावं
जगदुरपरे भाक्तमाहुस्तमन्ये ।
केचिद्वाचां स्थितमविषये तत्त्वमूचुस्तदीयं,
तेन ब्रूमः सहृदयमनः प्रीतये तत्स्वरूपम् ॥१॥

## ધ્વનિના સ્વરૂપનું નિરૂપણ :

(કાવ્યના મર્મજ્ઞ) વિદ્વાનોએ 'ધ્વનિ કાવ્યનો આત્મા છે એમ પ્રાચીન કાળથી જે (ધ્વનિનું) પ્રતિપાદન કર્યું છે તે ધ્વનિનું અસ્તિત્વ નથી એમ કેટલાક કહે છે. વિદ્વાનોએ તો લક્ષણારૂપી (આરોપિત) ગૌણી વૃત્તિથી 'ધ્વનિ'ની પ્રતીતિ થાય છે એમ માન્યું છે. કોઇ વિદ્વાનોએ તો 'ધ્વનિ'નું તત્ત્વ એ તો વાણીના પ્રદેશથી પર છે એમ કહ્યું છે. એટલા માટે હું (ગ્રન્થકાર) સહૃદયજનોના મનને આનંદ આપવા માટે 'ધ્વનિ'ના વાસ્તવિક સ્વરૂપનું નિરૂપણ કરું છું.

बुधैः काव्यतत्त्वविद्भिः काव्यस्यात्मा ध्वनिरिति संज्ञितः परम्परया यः समाम्नातः तस्य सहृदयजनमनः प्रकाशमानस्याप्यभावमन्ये जगदुः । तदभाववादिनां चामी विकल्पाः सम्भवन्ति ।

કાવ્ય તત્ત્વ જાણનાર વિદ્વાનોએ 'ધ્વનિ' એ કાવ્યનો આત્મા છે એમ જણાવ્યું છે અને પણ્ડિતબુદ્ધિની પરંપરા દ્વારા પ્રતિપાદન પણ કરવામાં આવ્યું છે. હવે જેઓએ સહૃદય માણસોના મનને આનંદ આપનાર તે ધ્વનિનો અભાવ કહ્યો છે તે ધ્વન્યભાવ કહેનારાઓના ત્રણ વિકલ્પો થઇ શકે છે જે નીચે જણાવવામાં આવ્યા છે.

तत्र केचिदाचक्षीरन्–शब्दार्थ शरीरं तावत्काव्यम् । तत्र च शब्दगताश्चारुत्वहेतवोऽनुप्रासादयः प्रसिद्धा एव । अर्थगताश्चोपमादयः । वर्णसंघटनाधर्माश्च ये माधुर्यादयस्तेऽपि प्रतीयन्ते । तदनतिरिक्तवृत्तयो वृत्तयोऽपि याः कैश्चिद उपनागरिकाद्याः प्रकाशिताः ता अपि गताः श्रवणगोचरम् । रीतयश्च वैदर्भीप्रभृतयः । तद्व्यतिरिक्तः कोऽयं ध्वनिर्नामेति ।

## પ્રથમપક્ષનું ઉપપાદન કરે છે

શબ્દ અને અર્થ એ કાવ્યનું શરીર છે. એમાં પણ ઉત્પન્ન કરનારા ચમત્કાર અનુપ્રાસ, યમક વગેરે શબ્દના અલંકારો પ્રસિદ્ધ જ છે. અર્થની વિશિષ્ટતા બતાવનારા ઉપમા વગેરે અર્થાલંકારો પ્રસિદ્ધ જ છે. વળી વર્ણોના સંઘટના ધર્મ જેવા માધુર્ય વ્યંજક માધુર્ય, ઓજ, પ્રસાદ વગેરે ગુણો પણ ચમત્કાર જનક પ્રતીત થાય છે તથા એ વર્ણોની સંઘટનાથી જુદી નહીં એવી ઉપનાગરિકા, પરુષા અને ગ્રામ્યા એ વૃત્તિયો વિષે પણ સાંભળ્યું છે. એ જ પ્રમાણે વૈદર્ભી, પાંચાલી વગેરે રીતિયો પણ

ચમત્કૃતિ પેદા કરે છે. પરંતુ ઉપર જણાવેલા તત્ત્વોથી નિરાળો 'ધ્વનિ' એ કયો પદાર્થ છે?

अन्ये ब्रूयुः—नास्त्येव ध्वनिः। प्रसिद्धिप्रस्थानव्यतिरेकिणः काव्यप्रकारस्य काव्यत्वहानेः। सहृदयहृदयाल्हादि शब्दार्थमयत्वमेव काव्यलक्षणम्। न चोक्तप्रस्थानातिरेकिणो मार्गस्य तत्सम्भवति। न च तत्समयान्तःपातिनः सहृदयान् कांश्चित्परिकल्प्य तत्प्रसिद्धया ध्वनौ काव्यव्यपदेशः प्रवर्तितोऽपि सकलविद्वन्मनोग्राहितामवलम्बते।

## હવે બીજો અભાવવાદી કહે છે

'ધ્વનિ' છે જ નહિ કારણ કે પ્રસિદ્ધ કાવ્યમાર્ગથી જૂદા રૂપના કાવ્ય પ્રકારમાં કાવ્યત્વ જ રહેશે નહીં (તેથી ધ્વનિનો પણ અભાવ માનવો જોઇએ) સહૃદયીજનોના મનને આનંદ આપે તેવું શબ્દ અને અર્થનું પુદ્ગલ એટલે કાવ્ય. ઉપર જણાવેલા કાવ્ય માર્ગોથી જૂદા માર્ગમાં કાવ્યનું આ લક્ષણ બંધ બેસતું નથી તેથી કાવ્યત્વ માનવું અનુચિત છે. પોતાના પક્ષની પુષ્ટિ માટે ધ્વનિના સિધ્ધાન્તોને માનવાવાળા થોડાઓમાંથી કેટલીએક સહૃદય વ્યકિતઓની માન્યતાને અપનાવી તેઓની પ્રસિધ્ધિથી 'ધ્વન્યાત્મક કાવ્ય'નો વ્યવહાર શરુ કરવા છતાં પણ એ બધા વિદ્વાનોને હૃદયંગમ બની શકતો નથી. એથી આલ્હાદજનક ન હોવાથી 'ધ્વનિ' છે જ નહીં.

पुनरपरे तस्याभावमन्यथा कथयेयुः—न संभवत्येव ध्वनिर्नामापूर्वः कश्चित्। कामनीयकमनतिवर्तमानस्य तस्योक्तेष्वेव चारुत्व हेतुष्वन्तर्भावात्। तेषामन्यतमस्यैव वाऽपूर्वसमाख्यामात्रकरणे यत्किञ्चन कथनं स्यात्।

હવે ત્રીજો ધ્વન્યભાવવાદી ધ્વનિનો અપૂર્વત્વાભાવ જણાવવાની ભાવનાથી કહે છે કે:-

ધ્વનિ નામનો કોઈ અપૂર્વ પદાર્થ સંભવતો જ નથી, કારણ કે રમણીયતા પ્રતિપાદક એ ધ્વનિનો વિશેષ ચમત્કાર ઉત્પન્ન કરનારાં ઉપર કહેલાં તત્ત્વોમાં જ અંતર્ભાવ થાય છે. અથવા એ તત્ત્વોમાંથી કોઈ એક પદાર્થનું નામ 'ધ્વનિ' રાખીને 'ધ્વનિ' સંજ્ઞા જાળવવાથી પણ ધ્વનિની સિદ્ધિ થશે નહીં.

किं च वाग्विकल्पानामानन्त्यात्संभवत्यपि वा कस्मिंश्चित्काव्यलक्षणविधायिभिः प्रसिद्धैरदर्शिते प्रकारलेशे ध्वनिर्ध्वनिरिति तदलीकसहृदयत्वभावनामुकुलितलोचनैर्नृत्यते । तत्र हेतुं न विद्मः । सहस्रशो हि महात्मभिरन्यैरलंकारप्रकाराः प्रकाशिताः प्रकाश्यन्ते च । न च तेषामेषा दशा श्रूयते । तस्मात्प्रवादमात्रं ध्वनिः । न त्वस्य क्षोदक्षमं तत्त्वं किंचिदपि प्रकाशयितुं शक्यम् ।

ધ્વનિનો સંભવ સ્વીકારીને પણ હવે બીજી રીતે ખંડન કરે છે.

વળી વાણીના પ્રકારો અનન્ત હોવાથી પ્રતિષ્ઠિત કાવ્યશાસ્ત્રીઓ આજ સુધી ન દર્શાવેલા કોઈ અલ્પ કાવ્ય-પ્રકાર વિષે સહૃદયત્વના મિથ્યા આડમ્બરથી આંખો મીંચીને 'ધ્વનિ' 'ધ્વનિ' ઉદ્ગાર કાઢીને નાચી ઉઠે છે તેનું તો કારણ પણ સમજાતું નથી. કારણ કે (ભામહ વગેરે આલંકારિકોએ) અલંકારોના અસંખ્ય ભેદો બતાવ્યા છે અને હજુ પણ બતાવાય છે. ધ્વનિની જેમ એ અલંકાર પ્રકારોની બાબતમાં આવી પરિસ્થિતિ ઉત્પન્ન થયેલી સાંભળી નથી. 'ધ્વનિ' એ તો પ્રવાદ માત્ર છે. એમાં સૂક્ષ્મ વિચારણાને પાત્ર કંઈ પણ સારભૂત તત્ત્વ દર્શાવવાનું શક્ય જ નથી.

ધ્વન્યભાવવાદને દૃઢ કરવાને માટે 'મનોરથ' નામના કવિનો અભિપ્રાય જણાવે છે.

यस्मिन्नास्ति न वस्तु किंचन मनः प्रह्लादि सालंकृति,
व्युत्पन्नै रचितं च नैव वचनैर्वक्रोक्तिशून्यं च यत् ।
काव्यं तद्ध्वनिना समन्वितमिति प्रीत्या प्रशंसज्जडो,
नोविद्मोऽभिदधाति किं सुमतिना पृष्टः स्वरूपं ध्वनेः ॥

જે કાવ્યમાં અલંકારોમાંથી અલંકૃત એવો વિદ્વાનોને આનંદ આપે એવો કંઈપણ વિશેષ અર્થ નથી અને જે વ્યુત્પત્તિયુક્ત વચનોથી રચાયું નથી અને જેમાં ઉક્તિની વક્રતા પણ નથી એ કાવ્યને ધ્વનિરૂપી વ્યંગ્યાર્થથી યુક્ત હોવાથી પરિપૂર્ણ છે એમ કહીને વ્યર્થ પ્રેમથી ખોટી મોટાઈ કરતા કોઈ બુધ્ધિહીન માણસને બુધ્ધિમાનો ધ્વનિના સ્વરૂપ વિષે પૂછે તો એ શું જવાબ આપશે તે અમો જાણતા નથી. (કારણ કે ધ્વનિમાં કંઈ સાર નથી).

'भाक्तमाहुस्तमन्ये'

अन्ये तं ध्वनिसंज्ञितं काव्यात्मानं गुणवृत्तिरित्याहुः ।

આ પ્રમાણે ત્રણે ધ્વન્યભાવવાદીઓના અભિપ્રાયને જણાવી લક્ષણા વડે ધ્વનિને જણાવનારાઓનો અભિપ્રાય બતાવવામાં આવે છે.

यद्यपि च ध्वनिशब्दसंकीर्तनेन काव्यलक्षणविधायिभिर्गुणवृत्तिरन्यो वा न कश्चित्प्रकारः प्रकाशितः, तथाऽपि अमुख्यवृत्त्या काव्येषु व्यवहारं दर्शयता ध्वनिमार्गो मनाकस्पृष्ट इति परिकल्प्यैवमुक्तम्—'भाक्तमाहुस्तमन्ये' इति

લક્ષણાના પક્ષપાતી ઉદ્‌ભટ વગેરે કેટલાએ પંડિતો લક્ષણા નામની આરોપિત ગૌણી વૃત્તિથી જ ધ્વનિ નામના કાવ્યના આત્માનો બોધ કરાવે છે. અર્થાત્ વ્યંગ્યાર્થનો બોધ લક્ષણાથી થશે. વ્યંગ્યાર્થને જાણવા માટે વ્યંજનાવૃત્તિ માનવાની કોઇ આવશ્યકતા નથી આ ભાક્તત્વ પક્ષનો અભિપ્રાય છે.

केचित्पुनर्लक्षणकरणशालीनबुद्धयो ध्वनेस्तत्त्वं गिरामगोचरं सहृदयहृदयसंवेद्यमेव समाख्यातवन्तः । तेनैवंविधासु विमतिषु स्थितासु सहृदयमनःप्रीतये तत्स्वरूपं ब्रूमः । तस्य हि ध्वनेः स्वरूपं सकलसत्कविकाव्योपनिषद्भूतमतिरमणीयमणीयसीभिश्चिरंतनकाव्यलक्षण विधायिनां बुद्धिभिरनुन्मीलितपूर्वम्, अथ च रामायणमहाभारत प्रभृतिनि लक्ष्ये सर्वत्र प्रसिद्धव्यवहारं लक्षयतां सहृदयानामानन्दो मनसि लभतां प्रतिष्ठामिति प्रकाश्यते ।

## હવે ધ્વનિના અનિર્વચનીયતાવાદને જણાવે છે.

ધ્વનિનું લક્ષણ કરવામાં અત્યંત કોમળ બુદ્ધિવાળા કોઈ વિદ્વાનોએ તો ધ્વનિના સ્વરૂપને વાણીથી પર અને સહૃદયના હૃદય (અનુભવ)થી જ સંવેદ્ય કહ્યું છે તેથી આ પ્રકારના ભિન્ન ભિન્ન મતો વિદ્યમાન હોવાથી વિદ્વાનોનાં મનની પ્રસન્નતા માટે ધ્વનિના વાસ્તવિક સ્વરૂપનું નિરૂપણ કરીએ છીએ.

સમસ્ત શ્રેષ્ઠ કવિઓના કાવ્યોમાં મર્મરૂપ અત્યન્ત રમણીય, પ્રાચીન કાવ્ય લક્ષણ કરનારાઓની સૂક્ષ્મબુધ્ધિથી પણ આજપૂર્વ અપ્રકાશિત તથા રામાયણ અને મહાભારત વગેરે કાવ્યોમાં જેનો વ્યવહાર પ્રસિધ્ધ છે તે ધ્વનિના સ્વરૂપનું નિરૂપણ કરતાં કાવ્યજ્ઞોને હૃદયમાં આનંદ ઉત્પન્ન થાય એ હેતુથી હું ધ્વનિના સ્વરૂપને પ્રકાશિત કરું છું.

(ક્રમશઃ)

Paul Valery

## THE SLEEPER

To what secrets in her heart does my young
friend set fire,
Soul breathing in through the sweet mask a flower?
From what vain nourishments may her indwelling
warmth
Draw this radiance of a woman fallen asleep?

Breath, dreams, stillness, O invincible calm,
Peace of more power than a tear, yours is the
triumph
When the slow wave and ampleness of sleep
Conspire on the breast of such an enemy.

Sleeper, gold mass of shadows and yieldings,
Your redoubtable rest is weighted with such gifts,
O hind with langour long beside a grape duster,
That; though the soul is absent, busy in the depths,
Your form's pure belly draped by the fluid arm
Is awake, your form is awake, and my eyes
are open.

Space donated by :

THE STANDARD VACUUM OIL COMPANY.

(Incorporated in the U. S. A. with Limited Liability)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઇ શાહ

સુરેશ દલાલ

०

લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મેસર્સ એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧

o

લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા

o

મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોત્તમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

કવિ લોક

પુસ્તક ૩ : અંક ૪

હેમંત ૨૦૧૬

## સ્વ. નઝીર ભાતરી

( ટૂંક સમયમાં પ્રગટ થનાર સ્વર્ગસ્થના ગઝલ સંગ્રહમાંથી )

### તરફ

ખેંચાણ લાગણીનું રહ્યું બેવફા તરફ
હર જિંદગીની ચાલ મરણની દિશા તરફ.
વ્યાપી ગઇ બધી ય દિશાઓમાં શૂન્યતા,
વાતાવરણ કદીક ઢળે છે ખુદા તરફ.
એને ય ડામાડોળ સ્થિતિનો કહ્યો પ્રકાર,
દુનિયાથી હું ફરી જો ગયો સ્થિરતા તરફ.
આ જિંદગીના ચાર દિવસ કેમ વીતશે?
એક એક ઘડીનું લક્ષ્ય છે યુગયુગ થવા તરફ.
મારા એ મારા રહેશે પરાયા થશે નહિ,
છે આ ઇશારો તારી તરફ ને બધા તરફ.
હું મોટો હોઉં મારી નજરમાં તો શું થયું?
દૃષ્ટિથી દૂર જાય છે સૌ અલ્પતા તરફ.
એવાય છે જે સઘળી કળાઓથી પર રહી
પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે કલા તરફ.
જો મારા માટે હોય તો કહેવાય એ ઘમંડ
જે માન વ્યકત કરતો રહું છું બધા તરફ.
દુઃખ ને હકીકતોથી છે સંબંધ, આ 'નઝીર'
ને સુખનો પક્ષપાત રહ્યો કલ્પના-તરફ.

## શ્યામ સુમન

સખિ, શ્યામ સુમન મન ભાયો,
　　ઔર સુમનકી ચાહ રહી ના
　　　　યહી સુમન મન આયો.–સખિ૦

મૈં વિરહન બૈઠી અકુલાતી,
　　　　મન પર બાદલ છાયો.
ઘોર ઘટા ઘન ભીષણ દામિની,
　　　　ગરજ ગરજ ચમકાયો.–સખિ૦

ઢૂંઢું સૂરજ ચાંદ સિતારા,
　　　　કોઇ નહીં દરસાયો,
તડપત પંખ બિનાકી પંખિન,
　　　　આકુલ શ્યામ બુલાયો–સખિ૦

શ્યામ ચંદ્ર નભ ઉદિત ભયો અરુ
　　　　દિશ દિશ જ્યોત હિ છાયો,
શ્યામ બાદલ રજત ભયો અરુ
　　　　અખિલ ગગન હરસાયો.–સખિ૦

વન કે કંટક ફૂલ ભરે સબ
　　　　હર પત્થર રતનાયો,
સબ ચાહોંકી રાહ પરહરત
　　　　એક શ્યામ અપનાયો.–સખિ૦

●

## સિતાંશુ યશશ્ચંદ્ર

### ધૂમ્રમય વાતાવરણ

આ ધૂમ્રમય વાતાવરણ...
ને, વને ભૂલા પડેલા
પથિક જેવું
એમનાં આ ગુંચળાંમાં તેજનું ફિક્કું કિરણ.
—આનંદને ઘેરી પડેલી વેદના—
ને એ મહીં તૂટેલ શબ્દો શો અટકતો, ઠોકરાતો
આ પવન.
જો થાય, રે જો થાય આ પૂરું કવન!
અકળાવતું આ ધૂમ્રમય વાતાવરણ!



## હરીન્દ્ર દવે

### તણખલું

અસુરોનો નાશ
સત્તાભ્રષ્ટ દેવતાનું
સ્વર્ગલોકે પુનઃ સંસ્થાપન.

વિજય ઉન્માદ
ઉર્વશીનું નૃત્ય
ગંધર્વ સંગીત.

એકાએક
પ્રગટ્યો આલોક દૂર દ્વાર પરે.

ગીત નૃત્ય બંધ
આલોકમાં એક ક્ષણ સઘળા ય અંધ.

ઇન્દ્ર આંખ ચોળે
અગ્નિ, વાયુ ને વરુણ
એકએકને ઢંઢોળે
—પૂછે
"કોણ આ અજાણ્યું
જેનું તેજ આંજે આપણાં નયન ?"

દેવો સંતલસ કરે
કોઈને ન ગમ કશી પડે;
"અગ્નિ, તમે જાઓ, પૂછી આવો
તેજનો અંબાર આ છે કોણ ?"

તેજમૂર્તિ પ્રતિપ્રશ્ન કરે
"તમે કોણ ?"

"અગ્નિ,
ચાહુ સૌ પદાર્થમાં
હું મૂકી શકું લાહ્ય."

"એમ તો તો આટલું તણખલું આ
જલાવી શકીશ કે તું ?"

વિરાટ એ અવકાશે

પૃથ્વી સમો નાનકડો મૂકયો ગ્રહ.
શતશિખા અગ્નિની પ્રજાળી રહે પૃથ્વી
જલે નહીં કયાંયથી યે
કિંતુ જલનની ક્ષમતાને શોષી આત્મસાત કરે.

અગ્નિનું તમામ બળ તણખલે ખેંચી લીધું
અગ્નિ હતવીર્ય
સ્વસ્થાને.

-

વાયુની ગતિને નાના તણખલે કેદ કીધી,
વરુણનું સત્વ લીધું શોષી;
અશ્વિનીકુમારનું રહસ્ય
પલમાંહે લીધું શોધી.

તણખલું જલ્યું નહીં....
તસુ પણ હલ્યું નહીં....
નામનું રે ભીંજાયું નહીં....

દેવના વિજયમત્ત ગર્વના
જવાબ રૂપે
વિશ્વરૂપ આત્માનું સર્જન.

અગ્નિ, વાયુ, વરુણનું સત્વ ગ્રહી
હજી યે વિરાટ અવકાશે ઘૂમી રહે
ઘૂમી રહે.......

•

## તૃષા

આ અધર ધ્રૂજે રસપ્યાસી.
નયન રમે વિરહાકુલ
છાયાપાંશુ મલિન ઉદાસી.
આ અધર ધ્રૂજે રસપ્યાસી.

પી પીને પગલી પાડે શી
તરસી, હજી પિપાસા !
વણઉકલી ભૂંસાય નહીં રે
ભગવી જોગણ ભાષા :
રૂપનગરમાં રઝળે વિહ્વલ
ગંગાજલ લઈ કાશી.
આ અધર ધ્રૂજે રસપ્યાસી.

મૃણ્મય કોમલ અનંત વિલસે
રૂપ ભ્રમિત રસમાયા,
કુંજગલીમાં તરસી તરસી
મન મોહનની જાયા !
મીરાં શોધે બની બ્હાવરી
રસરાશિ અવિનાશી ?
આ અધર ધ્રૂજે રસપ્યાસી.

## ભગવાન આપો

મારો મને પાછો અસલ ભગવાન આપો,
જોઇ લીધું એના વગર એકાન્ત, એનો યે વિરહ;
રે શો અસહ !
ભીંતપરથી કોઇએ એની છબી લીધી ઉતારી
ને દીધી, બદલે, જડી મારી જ મારી !
મારી જ ભીડથી મેં ઉજાડી મેલ્યું ઘર,
એના વગર રે શો રહ્યો સૂનકાર મારી !
મારા ઘરે એની જની પેલી છબીને કોઈ સ્થાપો૦

જે ક્ષણે મેં ખોઇ નાખ્યો એહમાં વિશ્વાસ,
વિશ્વમાળાથી તૂટ્યા મણકા સમો હું વ્યસ્ત ઠુકરાઉં,
એ પ્રેમના બંધન વિનાનો 'મુક્ત' હિજરાઉં,
આટલી મારે ન'તી રે જોઇતી 'મુક્તિ,'
એ સૂત્રમાં પ્રોવાઈ જાવાને ફરી જો કોઈ યુક્તિ
દાખવે તો એ ગળે માળા કરી આરોપી દૌં
મુજ શ્વાસ શ્વાસ,
આ 'મુક્તિ' કેરાં જાળ–બંધન
કોઈ કાપો, કોઇ કાપો૦

હું નગ્ન થાતો જાઉં છું આ વસ્ત્રસંસ્કૃતિપુંજઢંક,
હે કૃષ્ણ ! લો હરી સભ્યતાનું વસ્ત્રછલ,
આપો મને કૌપીન–એ પીતાંબરી–પ્રાચીન વલ્કલ,

થોડોક મુજને દો કરી પ્રાચીન તો ઠીક..
ના સહું હું આટલો અત્યાધુનિક,
શ્રદ્ધાભરી એ મસ્તીને મુકાબલે છું કેટલો હું રંક !
રોમાંચ માણું, ખેલવાને દો મને અહીં
આ ધરાપર ઇન્દ્રચાપો૦



## ચંદ્ર પરમાર

તમાં ગામનો ચાંદો જોજો અમાં ગામ દેખાડશાં પરા
તમાં ઘરે આવશાં પરા,
હો તમાં ઘરે આવશાં પરા;
અજવાળી પૂનોમનાં આણાં લઈને અમું આવશાં પરા.
ગાવડીઓના ઝોકમાં ઓલા ભરભાંખરિયે પોંચશાં પરા,
સેમ વોળાવી ગા ગોવાટીને શકન રુડાં આલશાં પરા,
ભાણુને દેશાં ધુપ ચલમુંનાં ધવાડા ધોડય ધોડશાં પરા.
મસ્ત ઓલી પાંણીઆરીની હેલ આંસે અજવાળશાં પરા,
ડોક નમાવીને મોઇડા પૂછે ઉત્યોરમાં કાંઇ ડોલશાં પરા;
મ્ઓંરી મ્ઓંરી ઊડશીં હાડો વાંહે વાંહે ઊડશાં પરા.
રાતના ટાઢાબોળ મારગને પગલે ઉનો કરશાં પરા,
આલે પાલે પીલુ પાંદે ભેના ભેના મ્હેંકશાં પરા;
છોગલે બાંધી વાયરો ભમર છૂટે પને લે'રશાં પરા.
નેંતર પેંતર બળતો સૂરજ બત્યકમાં ઝબોળશાં પરા,
આંધું વેંટી કેડિયા કોરે ફોરા ફોરા હાલશાં પરા;
નેણમાં રમતી ભાત તમારી સેપટથી દૂર રાખશાં પરા.

કોક જો ભાળાં ઝાડવું વાટે અંતર એનું મોરશાં પરા,
એકલવાયી જંદગી એની બે ઘડીયાં શણગારશાં પરા;
ખોળે માથું મેલશાં એનાં અંજળ હેતે માણશાં પરા..

થાયેલ વિયેલ સૂરજ રાણો તમાં ગામે ઠારશાં પરા,
આરતિ લેતા આવશાં અમું ગામ દીવા ચેતાવશાં પરા;
તમાં ગામનો ચાંદો જોજો અમાં ગામ દેખાડશાં પરા..

•

## સુધાંશુ

### હંસારાજા

નિરભે નોબત બાજી રે, બંકા!
ઊડયા હંસારાજા હો અટંકા.

વાયદો આવ્યો હો પ્રાણ–ગગનમાં,
તાર લાગ્યો હો સઘન વહનમાં;
માંડયા દેહોએ દંગા,
રે, ઊડયા હંસારાજા હો અટંકા.

માટીના મૂળની પ્રીત સાથે
ને ફૂલનાં ભાતાંવન્તા
પવનકૈલાસના આસન માથે
જયોત અંધકારનાં પ્રાશન સાથે
ઉતારો આતમઝંડા;
રે ઊડયા હંસારાજા હો અટંકા.

સાધ્યા વેરાગને, ચોળી નીલખાખને,
માર્ગ જગના વંકા,
હંસા ગયા એકલા અખોવન આરે,
પંડે બૂડે ને જયાં બીજાંને તારે,
અભયાભયા ત્યાં વિહંગા;
રે ઊડયા હંસારાજા હો અટંકા.

•

## રાજેન્દ્ર શાહ

### સ્મરણ

મેઘને ગોરંભ છાયું આષાઢ ગગન.
જલની ઝમંર ભીનો ભમે ધૂમ્રશ્યામ સમીરણ:
અડૂકદડૂક ભરે અહીં તહીં ફાળ,
તરુતરુ કેરી જાય ઝલવીને ડાળ,
પાંદની પડાળે લપાઇને વિહંગમ બેઠાં મીંચી નિજ આંખ
ઉડ્ડયનને કાજ એની ખોલી દિયે પાંખ;
ધરિત્રીની ધૂળનો ય બદલાય રંગ,
ઝૂકી ઝૂકી ઝીલી વહી રહે એની ગંધ.

એકાન્ત ઘરની ઓસરીના હિંદોલપે ઝૂલી રહું મંદ મંદ;
પગને અંગૂઠે માત્ર અડી ભૂમિઅંગ.
નયને લહાય એની નયને જ છવિ
નહિવત્ છાયા એની
વિકલ્પ-વિહીન મનમહીં.

સહસા પ્રાંગણથી જે દૂર તે સકલ પામે લય
નીહાર–નિહારિકાને ઉર :
કોઈનો યે રહે નહિ પરિચય.
અતીત લોકથી ત્યહીં આવે મૃદુ ગાન
અરવ બોલની મધુરિમા લહે અતીન્દ્રિય કાન.

કોણ તે અતિથિ આવે આજ મારે ભવને
તેજને તોખાર આવે કોણ તે સવાર ?
વ્હાલી એવી વાતની વધાઈ દીધી પવને
ઊજળી રેણું જે ઊડે નભની મોઝાર.

ચિર પરિચિત લય, લયનો લહેકો, સૂર, શબ્દ....
કરે હૃદય વિવશ !
ભાવને ઉછાળ,
હે લોકાન્તરવાસી !
તને ઢૂંઢે મુજ આતુર નયનઃ
ક્યાંય નહિ રેખ, વર્ણ; માત્ર સીમા શૂન્ય આ ગગન.
અતીવ આકુલ મુજ પ્રાણ
આવેગથી જાય ધસી એક સૂક્ષ્મ સૂરને સંધાન.
અનંતનાં આગોચર નિરીહ ગહન....શી ભર્ત્સના !
પરિશ્રાન્ત પ્રાણ : પામે સહજ મૂર્છના.

વાંકી આ કેડીની આડે રૂખડાં હજાર તો યે
નજરું મંડાય રે જઈ અણીદીઠ તીર,
પુરાણી પિછાણને અણસાર લિયે ઓળખી ને
હેતની છોળ્યું'માં ભીંજે ઝીણેરું મલીર !

શિરને કુંતલ પ્રિયની અંગુલિ રમે
એમ રમી રહે શ્રવણમાં સૂર:
અહીં કહીંથી જ એનો ઉગમ અદ્દર.
કંઈક પાંપણ કેરી જવનિકા ખસે અને
બકુલતરુની છાંયમહીં
આનંદવિભોર તને લહી
નીલનિકુંજના એકાન્તમાં ગીતને ગુંજન
ગુંથતી બે સેરતણો એક ફૂલહાર
મહીં મહીં શોભનને ગુચ્છ સુકુમાર.
એ મધુગંધનો રાગ ઝીલી વેણુમહીં મેં ય રેલ્યો વનેવન,
આપણા હૃદયને કંપન નિખિલનો લયલોલિત પવન!

નયને નિવારી દીધ દૂરતા સમૂળગી ને
અળગું તે વસિયું છે આજ મારે ઉર:
આદિના બિંદુમાં આવી શમિયાં, સંસારકેરા
સઘળા ઘેઘુર સૂર, પચરંગ પૂર

નયને નયન....
પછી કાંઇ ન લહાય એવાં આપણે બે જણ,
એક
જગનું અવર ત્યહીં વિલોપન છેક.
નહીં દેશ, નહીં કાલ
હૃદયને એક માત્ર તાલ
અનાહત છંદ....
ત્યહીં પ્રશાન્ત આનંદ!

સહસ્ર વર્ષની નિદ્રાકેરું જાણે સરે આવરણ....
કમલની શત શત પાંખડી ખૂલે ને ઝીલું તેજનાં ઝરણ..
ફરીને હું નિરખું નિખિલઃ
વરસી ગયેલ ઘન; ઉજળાં પ્રકાશ, તરુપાન, નભનીલ.
ઘરની ઓસરી એની એજ
ઝૂલણે હું ઝૂલું સ્હેજ સ્હેજ....
સૂનું તોય લાગે, સૂનું, પ્રિયની વિદાય....
ક્ષણને આંગણ આવી ગયું રે અતીત
એની જલમાં ન પગલી જણાય.



## કાંટાળાં 'પ્રસૂન'ની મ્હેકઃ—

કોઈ પણ કવિની કૃતિઓ ગ્રંથસ્થ થાય ત્યારે એની શક્તિ અશક્તિનો, એની વિશિષ્ટતા અને મર્યાદાનો સવિશેષ અને વ્યવસ્થિત ખ્યાલ સહૃદયને અવશ્ય આવે. 'પ્રસૂન'માં કવિ ઉશનસ્‌ની દોઢ દાયકાની કાવ્ય પ્રવૃત્તિનાં કેટલાંક પુષ્પ ગ્રંથસ્થ થયાં છે. 'પ્રસૂન'ને વિવેચક શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો પ્રવેશક 'ઉત્થાનશ્રી' મળે છે. સાથે સાથે વ્યક્તિ શ્રી નટવરલાલ કુબેરભાઈ પંડ્યાની તેમ જ કવિ ઉશનસની કવિતાના પરિચયની આછી પાતળી રેખાઓ શ્રી. જયંત પાઠકના ફ્લેપ પરના લખાણ દ્વારા મળી જાય છે.

કવિની કલમને કોઇ પણ વિષયનો બાધ નથી. સમાવી શકાય એટલા બધા જ વિષયોને એમણે પોતાની કાવ્યસૃષ્ટિમાં સમાવવાનો પ્રયત્ન કર્યો છે. પ્રભુ, પ્રણય, પ્રકૃતિ, માનવી, સમાજ, રાષ્ટ્ર, યુગ અને સમગ્ર વિશ્વ—આ સર્વ વિષયોને ઉશનસની કલમ સ્પર્શે છે. સૌથી પ્રથમ જો કોઇ ધ્યાન ખેંચનારી 'પ્રસૂન'ની લાક્ષણિકતા હોય તો તે આ

શિરને કુંતલ પ્રિયની અંગુલિ રમે
એમ રમી રહે શ્રવણમાં સૂર :
અહીં કહીંથી જ એનો ઉગમ અદૂર.
કંઈક પાંપણ કેરી જવનિકા ખસે અને
બકુલતરુની છાંયમહીં
આનંદવિભોર તને લહી
નીલનિકુંજના એકાન્તમાં ગીતને ગુંજન
ગુંથતી બે સેરતણો એક ફૂલહાર
મહીં મહીં શોભનને ગુચ્છ સુકુમાર.
એ મધુગંધનો રાગ ઝીલી વેણુમહીં મેં ય રેલ્યો વનેવન,
આપણા હૃદયને કંપન નિખિલનો લયલોલિત પવન !

નયને નિવારી દીધ દૂરતા સમૂળગી ને
અળગું તે વસિયું છે આજ મારે ઉર :
આદિના બિંદુમાં આણી શમિયાં, સંસારકેરા
સઘળા ઘેઘુર સૂર, પચરંગ પૂર

નયને નયન....
પછી કાંઇ ન લહાય એવાં આપણે બે જણ.
એક
જગનું અવર ત્યહીં વિલોપન છેક.
નહીં દેશ, નહીં કાલ
હૃદયને એક માત્ર તાલ
અનાહત છંદ....
ત્યહીં પ્રશાન્ત આનંદ !

સહસ્ર વર્ષની નિદ્રાકેરું જાણે સરે આવરણ...
કમલની શત શત પાંખડી ખૂલે ને ઝીલું તેજનાં ઝરણ..
ફરીને હું નિરખું નિખિલ:
વરસી ગયેલ ઘન; ઉજળાં પ્રકાશ, તરુપાન, નભનીલ.
ઘરની ઓસરી એની એજ
ઝૂલણે હું ઝૂલું સ્હેજ સ્હેજ....
સૂનું તોય લાગે, સૂનું, પ્રિયની વિદાય....
ક્ષણને આંગણ આવી ગયું રે અતીત
એની જલમાં ન પગલી જણાય.



## કાંટાળાં 'પ્રસૂન'ની મ્હેક:—

કોઈ પણ કવિની કૃતિઓ ગ્રંથસ્થ થાય ત્યારે એની શકિત અશક્તિનો, એની વિશિષ્ઠતા અને મર્યાદાનો સવિશેષ અને વ્યવસ્થિત ખ્યાલ સહૃદયને અવશ્ય આવે. 'પ્રસૂન'માં કવિ ઉશનસ્‌ની દોઢ દાયકાની કાવ્ય પ્રવૃત્તિનાં કેટલાંક પુષ્પ ગ્રંથસ્થ થયાં છે. 'પ્રસૂન'ને વિવેચક શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો પ્રવેશક 'ઉત્થાનશ્રી' મળે છે. સાથે સાથે વ્યકિત શ્રી નટવરલાલ કુબેરભાઈ પંડયાની તેમ જ કવિ ઉશનસની કવિતાના પરિચયની આછી પાતળી રેખાઓ શ્રી. જયંત પાઠકના ફ્લેપ પરના લખાણ દ્વારા મળી જાય છે.

કવિની કલમને કોઇ પણ વિષયનો બાધ નથી. સમાવી શકાય એટલા બધા જ વિષયોને એમણે પોતાની કાવ્યસૃષ્ટિમાં સમાવવાનો પ્રયત્ન કર્યો છે. પ્રભુ, પ્રણય, પ્રકૃતિ, માનવી, સમાજ, રાષ્ટ્ર, યુગ અને સમગ્ર વિશ્વ—આ સર્વ વિષયોને ઉશનસની કલમ સ્પર્શે છે. સૌથી પ્રથમ જો કોઇ ધ્યાન ખેંચનારી 'પ્રસૂન'ની લાક્ષણિકતા હોય તો તે આ

વિષયોની વિવિધતા છે. પ્રાચીન તેમ જ પરંપરાગત સંસ્કારોનો પણ એમની કાવ્યસૃષ્ટિમાં સ્વકીય વિશિષ્ટતાથી ભ્હોળે હાથે ઉપયોગ થયો છે. નરસિંહ, મીરાં, દયારામ, અખો, પ્રેમાનંદ, નર્મદ, વિનોબા, ગાંધી, અરવિંદ અને હિટલર આ બધી વ્યક્તિવિશેષોનો ઉલ્લેખ પણ એમની કવિતામાં ક્યાંક સૂચક રીતે તો ક્યાંક પ્રકટ રીતે મળે છે. વ્યક્તિગત આધ્યાત્મિક અનુભવને પણ વાચા આપવાનો અહીં પ્રયત્ન થયો છે. આમ કવિના રસનું ક્ષેત્ર વિશાળ છે. પણ જેટલું વિશાળ છે એટલું જો કે ગહન નથી.

કાવ્ય પ્રકારોની દૃષ્ટિએ જો વિચારીએ તો અહીં મુક્તકો, ગીતો, સૉનેટો તેમજ અન્ય નાના મોટાં છંદોબદ્ધ કાવ્યો છે. અન્ય કાવ્ય-પ્રકારોને મુકાબલે કવિને પ્રમાણમાં સૉનેટ ઉતારવામાં વિશેષ સફળતા સાંપડે છે. માત્રામેળ કરતાં અક્ષરમેળ વૃત્તો પર એમને ઝાઝી ફાવટ છે અક્ષરમેળ વૃત્તોનો એમણે વધુ ઉપયોગ કર્યો છે એ જ હિતાવહ છે.

ભારેખમ શબ્દોવાળી એમની ભાષા ગીતને માટે તો સવિશેષ એવી વેરીણી જ ગરજ સારે છે. માધુર્યનું નામ કે નિશાન તો ભાગ્યે જ મળે. માંડ માંડ વ્હેતા થયેલા ગીતના પ્રવાહને કેટલાયે જડબાતોડ અને વિચિત્ર શબ્દો કુંઠિત કરી મૂકે છે. (દા. ત. સ્મરજલસંભૂત, શાશ્વતઅબ્ધ-સ્વપનમાં, તવ છવિમયમનમણિમધ્યા, વગેરે.) ગીતમાં તો આવા પ્રયોગો અત્યંત ખૂંચે. આવા શબ્દો વાપરવાની કવિની અવળચંડાઇ છંદોબધ્ધ કાવ્યોમાં તો વળી ઓર ખીલે છે. જડબાતોડ, વિચિત્ર, અતિસંસ્કૃતમય, અને અપરિચિત શબ્દો જ વાપરવા એવી કોઈ 'ધન્ય ઘડીએ' કવિએ મનમાં ગાંઠ તો નથી વાળી ને! ઉશનસ અને પ્રજારામ આ બન્ને કવિને પંડિતયુગના અત્યંત અલ્પ પ્રતિભાવાળા કવિ બોટાદ-કરના જેવો અતિશય સંસ્કૃતપ્રચૂર પદ્ય લખવાનો શોખ હોય એમ પણ લાગે છે. ઉશનસમાં ઠાકોરની આછી ઝાંખી કરાવે એવી ચિંતનસમૃદ્ધિ પણ ખરી; કમભાગ્યે પ્રજારામમાં તો એ પણ નહી. અવારનવાર 'પૃથા' શબ્દનો ઉપયોગ કવિએ પૃથ્વીના અર્થમાં કર્યો છે તે ખોટો છે.*પૃથા એટલે કુંતી થાય એનીકદાચ કવિને જાણ ન હોય પણ વિદ્વાન વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ પણ શું એનાથી અજાણ છે? સંસ્કૃત

શબ્દો વાપરવાના મોહને પરિણામે કવિ અર્થની ચોકસાઈ કર્યા વિના શબ્દો વાપરે ને વિવેચક ચૂં કે ચાં ન કરે એ પણ હદ કહેવાય. ને ? ઉકરડામાંથી વિવેચક ભલે રત્નો શોધી આપે, પણ એ રત્ન શોધતાં વિવેચકના હાથ ખરડાયા હોય તો એ ખરડાયેલા હાથ ચુપચુપ લુછી નાખી મીઠું મૌન રાખવાનો કોઇ અર્થ ખરો ? અને કવિના ક્લિષ્ટ ભાષા પ્રયોગોને "તેઓ લીસાલપટા થઇ ગયેલા ભાષા પ્રયોગોથી દૂર રહે છે" એમ કહી નવાજવામાં અને લૂલો બચાવ કરવામાં શ્રી જયંત પાઠકનો કવિ પ્રત્યે કયો બંધુધર્મ સમાયો છે તે પણ સમજાતું નથી.

જ્યાં જ્યાં કવિ આવા ભારેખમ ભાષાપ્રયોગોની નાગચૂડમાંથી મુક્ત રહ્યા છે ત્યાં ત્યાં ગીતોમાં પણ કવિ સારું પરિણામ લાવી શકયા છે. લયાન્વિત ગીતો ઘૂંટાયેલા ભાવ અને અર્થગૌરવને લીધે કવિતાની કોટિએ પ્હોંચે છે. ધન્યભાગ્ય, લાવ હજી, રામની વાડીએ, સ્નેહીને, દેશદર્શન અને વિશ્વમેળો જેવી કૃતિઓ એના ઉદાહરણ રૂપ છે. પણ ઉશનસ પાસેથી આવતી આવી કૃતિઓને વાંચકે તો વિરલ અકસ્માત તરીકે જ લેખવી રહી કે કવિ આ સુભગ અકસ્માત પૂરતાં પણ આપણાં અભિનંદનના પૂરેપૂરા અધિકારી છે. છતાં પણ વાંચતાની સાથે જ ચિત્તનું વશીકરણ કરી દે એવી લયની સરલ કે તરલ ગતિની આશા ઉશનસની ગેયકૃતિઓ પાસેથી રાખવી એ વધુ પડતું છે. ઘણીયે વાર કૃત્રિમ પ્રાસ યોજના પણ ગીતોને કથળાવી દે છે; તો કયારેક ગીતોના બંધને કથળાવે છે પ્રાસ વિષેની નરી બેફિકરાઇ.

'પિયાનું ચુંબન' નામની ગેયકૃતિ તપાસવા જેવી છે.

> "સખી, હું તો જતી'તી જમુના ઘાટે,
> સખી, એણે આવી તે વાંકી વાટે
> સાહી મને ચુંબન કીધું સીધું રે."

ચુંબન ભલે સીધું કીધું હોય. પણ કવિ પાસે કવિતામાં કહેવાની આ સિવાય કોઈ બીજી રીતિ જ નહોતી શું ? કવિતા એ માત્ર જે થતું હોય છે અને જે રીતે થતું હોય છે એની સ્થૂળ અભિવ્યક્તિ જ નથી. કવિતા એ આખરે તો જીવનના દર્શનને સૂક્ષ્મ રીતે પ્રકટ કરતી અભિ-

વ્યક્તિની કક્ષા છે. કવિ શું કહે છે એ મહત્ત્વનું નથી એમ નહીં. પણ કવિ કઈ રીતે કહે છે એ તો વિશેષ મહત્ત્વનું છે.

'તેરી સૂરત' નામની વ્રજભાષામાં લખાયેલી પણ એક કૃતિ આપણને મળે છે. આ પ્રકારનાં કાવ્યો આપણા કેટલાક કવિઓએ ઓછેવત્તે અંશે અજમાવ્યાં છે. પણ શ્રી સુન્દરમ્ જેવી અને સુન્દરમ્ જેટલી સિદ્ધિ કદાચ કોઈને પણ મળી નથી. આ પ્રકારની કૃતિઓમાં સુન્દરમ્‌ની પકડ જ એટલી મજબૂત છે કે વાચક એમના શબ્દેશબ્દે વ્રજભાષાના માધુર્યનું આકંઠ પાન કરી શકે છે.

આપણા ગઝલકારો કરે છે તેમ અને આપણા સંતકવિઓ કરતા'તા તેમ કેટલીક કૃતિઓમાં 'ઉશનસ' પોતાનું ઉપનામ પણ કૃતિને અંતે સરકાવી દે છે. 'ભાગ્યપુરુષને' કે છૂટાં મોતી શીર્ષક હેઠળ સંગ્રહાયેલ અરોલ ચાંદનીવાળું મુક્તક–આવાં એકાદ બે સિવાય બાકીનાં બધાં જ મુક્તકો ચોટ વિહોણાં છે. તો અહીં 'વળાવી બા આવી,' 'પ્રથમ શિશુ' તથા 'કાશ્મીર' જેવા ઉત્તમ સોનેટો પણ છે. મધ્યમ કક્ષાના તથા સામાન્ય સોનેટો પણ નથી એમ નહીં આ બધામાં ઉશનસની કવિત્વશક્તિના ઝબકારા તો ઠેર ઠેર જોવા મળે છે. કાવ્યમય વિષયને પણ અકાવ્યમય બાનીને લીધે કેટલું બધું સહન કરવું પડે છે એના ઉદાહરણ રૂપે વાચકોએ 'શિશુ ઉછરતાં' સોનેટ જોવા જેવું છે. કવિના ચિંતનપરાયણ માનસનો અલબત્ત આપણને પરિચય થાય છે. પણ કવિતા એ માત્ર Idea કે Thought નથી. ભાવસભર ચિંતનનો પિંડ કાવ્યમય વાણીમાં બંધાય તો જ કાવ્ય લાગે.

પ્રજારામ, ઉશનસ અને જયંત પાઠક–આ કવિ ત્રિપુટીએ આપણા કાવ્ય સાહિત્યમાં સંસ્કૃત સાહિત્યના પરિશીલનથી પુષ્ટ થયેલી કલમ દ્વારા એક જુદી જ ભાત પાડે એવા ઋતુવર્ણનનાં કાવ્યો આપ્યાં છે.

પ્રમાણભાન વિનાના ઋતુ કાવ્યોમાં સારા નરસા અલંકારોનો ઠાંસીઠાંસીને ઉપયોગ ઉશનસે કર્યો છે. અસલી, નકલી અને ક્યાંકથી આણેલાં અલંકારો પહેરાવવામાં પણ કવિએ પાછું વાળીને જોયું નથી. ઉડાઉ રીતે અલંકારો વેડફ્યા છે. અલંકારોમાં કવિતા ગુંગળાઈ

મરતી હોય એમ લાગે છે. અલંકારોમાં જ પર્યાપ્ત થઈ જતી કવિની પાંગળી વર્ણન (અ) શકિતનો પણ ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. વિગત પ્રચૂર વર્ણનો છે છતાં પણ એ દ્વારા સુરેખ ચિત્રો ખડા કરવાનું કવિની કલમમાં જોઈને એવું સામર્થ્ય નથી એની સખેદ નોંધ લીધા વિના પણ કયાં ચાલે એમ છે? 'ચૈત્રવર્ણન', 'ગ્રીષ્મવર્ણન' અને 'અષાઢ' આ ત્રણેમાં સૌથી નબળું જો કોઇ કાવ્ય હોય તો તે 'અષાઢ' છે. આવી જાતની દુરાકૃષ્ટ કલ્પનાને પણ કવિ આલેખે છે.

"વીજળી આંકડી જાણે આવે છે વ્યોમને મુહુ:
હાથ ને પગની સર્વે નસો ખેંચાઇ જાય છે.!'

(અષાઢ.)

ચૈત્રરાત્રિનું વર્ણન કર્યા પછી અંતમાં કવિ નીચે મુજબની જાહેરાત કરે છે એ પણ સારું નથી લાગતું.

"દામીઓ સુખની, આવી પહોંચી આ દેશ યાત્રીઓ,
મેદાનોમાં, અગાશીમાં માણી લો ચૈત્રરાત્રિઓ."

'જાહેરાત' નામના એક કાવ્યની તો વળી ભાષણશાઈ શૈલીમાં શરુઆત જ આ પ્રમાણે છે:

"જાહેરાત કરું આજે: આજે જેવી દશા મહીં.
વ્યવસ્થા વિશ્વની જોઉં, તેથી તોષ મને નહીં."

આ જમાનો જાહેરાતનો છે એટલે કવિતાના ક્ષેત્રે પણ આવું જ કર્યે છૂટકો એમ?

વર્ણનના પથારામાં પડેલી કેટલીક સારી પંકિતઓ પણ ધ્યાન પર આવ્યા વિના રહે એમ નથી.

"વર્ષા બ્રહ્મા, મધુ વિષ્ણુ, ચૈત્રવૈશાખ ધૂર્જટિ.
શિશિરે બુદ્ધનું સત્ત્વ એમ નર્તે ઋતુ નટી
નથી શિશિરનું શૈત્ય, નથી ગ્રીષ્મની ઉષ્ણતા,
પ્રિયે, તારી પ્રીતિ જેવી સૌમ્ય ચૈત્રની રાત્રિઓ

( ચૈત્રવર્ણન. )

પૃથ્વી જ્વાલાવતી દીસે યજ્ઞકુંડની વેદી શી.
ઓઢવા જોઈશે માની મૂકેલી ચાદરો તણો
સવારે જાગીને જોતાં ઉકલ્યો એક ના સળ!

(ગ્રીષ્મ વર્ણન)

ઋતુ વર્ણનના સોનેટોમાં 'વસંત (પંચમીના) પવનો' તથા 'ગ્રીષ્મમધ્યાહ્ન' ખાસ નોંધપાત્ર છે મૌલિક કલ્પનાશક્તિ અને આલેખનની સુસંગતિને લીધે ગમી જાય એવાં સોનેટો થયાં છે. કવિની પ્રતિભાનો પરિચય આપતા આ બે ખંડો જોઈએ :

"વસંત પવનો નિહાળી રહું એટલે : શી અહા!
ધમાચકડી રે મચાવી રમણે ચઢયા આકળા
જવાનવયનાં તુરંગી અસવારના છોકરા,
વને હૃદયમચાવી વલ્લીદ્રુમપુષ્પ સૌ, વાહ વા!

(વસંતપંચમીના પવનો)

પ્રભાત પ્રહરો વીતે દ્રુતમધુર ગીતિરસ,
ગીતા પ્રકરણો યથા ક્રમત સૌમ્ય પ્હેલાં દસ
ત્યજંત દસ તેમ, ને શિખરનું હવે ગ્યારમું
પ્રચંડતમ વિશ્વરૂપ દરશંત રે કારમું.

ગ્રીષ્મ મધ્યાહ્ન

વિસ્તાર સાધવાનો કવિને ખૂબ જ વધારે પડતો મોહ છે. એક સરસ કલ્પના સૂઝે પછી એને જ આધારે બીજી કેટલી યે ગમે તેવી કલ્પનાઓ પ્રયત્નોને અંતે શોધી શોધીને છંદોબદ્ધ ન કરે ત્યાં સુધી કવિને જંપ ન વળે. '૧૫મી ઓગષ્ટ, ૧૯૪૭' એ કાવ્ય એના નમૂના રૂપ છે. ગ્રાહકોની સંખ્યા પર મીટ માંડી રહેલા કેટલાંક માસિકોમાં સવાલ જવાબની કોલમો ચાલે છે એની જરાક જુદી રીતે પદ્યમાં ઝાંખી કરાવતી કૃતિ 'કોણ?' ને પણ કશીક ટીકા વિના એમનેએમ જવા ન દેવી જોઈએ. ક્યારેક એમની કૃતિઓમાં સીધેસીધી બોધાત્મકતા પણ પ્રવેશ્યા વિના રહેતી નથી. પાધરું પદ્ય પણ કવિથી ક્યારેક નથી

લખાતું એમ પણ આપણને લાગે. ઘણે સ્થળે ગદ્યાળુ પંક્તિઓએ પોતાનો અડ્ડો જમાવ્યો છે. દા. ત. "ઓહો! મૂંગી શી કાર્ય કરવાની રીતિ!" વગેરે.

'ક્ષણિકતાનું કાવ્ય' 'પ્રારબ્ધને' 'ચહું રજપૂતી' વગેરે કાવ્યો કવિની ખુમારી ભરેલી જીવનદૃષ્ટિનાં દ્યોતક છે. એમની કવિતામાં સમાજ માટેનો કયારેક ઉત્સાહ, જોસ્સો અને કયારેક રોષ પણ પ્રકટ થાય છે. કયારેક એ સાંપ્રત વિષે સચિંત થાય છે પણ ભાવિ વિષે સ્હેજ પણ શ્રદ્ધા ગુમાવતા નથી. કાળસેજમાં સૂતેલી જગતજનની યુગયુગાન્તરે પડખું ફેરે છે. પણ આ પલટાઓમાંયે ઝીણી કાળજી દ્વારા જગતનું મંગલ રક્ષાય છે એવી કવિની શ્રદ્ધા છે. આપણું જે કાંઈ પરમ છે એને તો કવિ કવિતા દ્વારા પ્રકટ કરે છે પણ આપણી પામરતાનુંયે કવિ આપણને દર્શન કરાવ્યા વિના રહેતા નથી. (દા. ત. 'ક્ષણિકતાનું કાવ્ય' તથા 'દેશદર્શન' અને 'જાહેરાત.')

'પ્રસૂન'નાં કાવ્યો કલ્પનાસમૃદ્ધ અને ચિંતનશીલ કવિ માનસનો પરિચય અવશ્ય કરાવે છે. કવિતાના ક્ષેત્રે પોતાના નામની અલગ છાપ પાડી શકે એવી ઉશનસની પ્રતિભા પણ છે. ઉશનસની કવિતાના (શંભુ) મેળામાં ન ગમતું કેટલું યે હોવા છતાં મ્હાલવું નથી ગમતું એમ નહીં.

૧૬-૧૨-૫૮ —સુરેશ દલાલ

---

* આ વિષે વધુ તપાસ કરતાં સંસ્કૃતના વિદ્વાન પ્રાધ્યાપક તરફથી પણ મને આ જ મતલબનું જાણવા મળ્યું છે:-

"પૃથ્વીના અર્થમાં સંસ્કૃતમાં પૃથા શબ્દ મળતો નથી-પ્રયોગમાં પણ નજરે આવતો નથી. પૃથાનો પ્રચલિત અને પ્રસિદ્ધ અર્થ કુન્તી છે, જો કે વનસ્પતિના નામ તરીકે પણ એ શબ્દકોશમાં નજરે આવે છે."

ગૌ. ચુ ઝાલા



# પરિશીલન

## પ્રથમ શિશુ

પ્રથમશિશુના જન્મે ગેહે અનંત કુતૂહલ:
સકલ ઘરના જેવું મારે ઘરે પણ પારણું !

અવર સઘળાં હિંચોળું આ શિશુ ય અણુઅણુ !
પગ ટચુકડા, ન્હાનાં ન્હાના કરો પર અંગુલ !

ઝણકત છડા શેરીવાટે, કલધ્વનિ ઉદ્ભવે,
સ્વર નીકળતો તા.....તા, તેનો વધુ રસ વેદથી !

અરવ અવકાશે આ જાણે ઊઠી પ્રથમ શ્રુતિ !
જળગણી ઝૂલે વાઘા ન્હાના ધજા સમ ઉરસથે !

પ્રથમ શિશુના જન્મે જાણે નવેસર જીવન,
પ્રથમ સ્થિતિ ને આ બે વચ્ચે ન સામ્ય દીસે જરી,

ફળ ફૂલ પછી બીજ સ્થિતિ, નવાઇ છતાં નરી
પરિભ્રમવડે આવી ટેકી ફરે જડચેતન !

પ્રથમ શિશુ સૌ ક્હાનો, માતા બધીજ યશોમતી
મૃદુમલિન મ્હોમાં બ્રહ્માંડો અનંત વિલોકતી !

'પ્રસૂન'માંથી ]　　　　　—ઉશનસ્

# ધ્વન્યાલોક

આનંદવર્ધન

અનુવાદક : નર્મદાશંકર શાસ્ત્રી

( ગતાંકથી ચાલુ )

तत्र ध्वनेरेव लक्षयितुमारब्धस्य भूमिकां रचयितुमिदमुच्यते—

હવે ધ્વનિનું લક્ષણ આપવાનો પ્રારંભ કરતાં પ્હેલાં તેની ભૂમિકા રચતાં કહે છે.

योऽर्थः सहृदयश्लाघ्यः काव्यात्मेति व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥२॥

काव्यस्य हि ललितोचितसन्निवेशचारुणः शरीरस्येवात्मा साररूपतया स्थितः सहृदयश्लाघ्यो योऽर्थस्तस्य वाच्यः प्रतीयमानश्चेति द्वौ भेदौ ।

## બીજી કારિકા

સહૃદયજનોથી પ્રશંસા કરવાને યોગ્ય જે અર્થ કાવ્યનો આત્મા મનાયો છે તેના વાચ્ય ( અભિધેય ) અને પ્રતીયમાન ( વ્યંગ્ય ) એવા ભેદો કહ્યા છે.

શરીરમાં રહેલા આત્માની પેઠે લલિત અને ઉચિત શબ્દ અને અર્થની રચના વડે રમ્યતાવાળાં કાવ્યમાં આત્મરૂપ તેમજ સારરૂપ બનેલો પ્રશંસનીય જે અર્થ રહ્યો છે તેના વાચ્ય અને પ્રતીયમાન એવા બે ભેદો છે.

तत्र वाच्यः प्रसिद्धो यः प्रकारैरुपमादिभिः ।
बहुधा व्याकृतः सोऽन्यैः काव्यलक्ष्मविधायिभिः ॥३॥

## ત્રીજી કારિકા

ત્યાં ( એ બન્ને અર્થભેદોમાં ) ઉપમાદિ પ્રકારો વડે જે વાચ્યાર્થ પ્રસિદ્ધ છે તેને બીજા કાવ્યલક્ષણકારોએ અનેક રીતે વર્ણવ્યો છે.

ततो नेह प्रतन्यते केवलमनूद्यते पुनर्यथोपयोगमिति ।

તેથી તેનો અહીં વધુ વિસ્તાર કરાતો નથી પરંતુ આવશ્યકતા અનુસાર ઉલ્લેખ કરવામાં આવે છે.

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम् ।
यत्तत्प्रसिद्धावयवातिरिक्तं विभाति लावण्यमिवाङ्गनासु ॥४॥

ચોથી કારિકા

મહાકવિઓની વાણીમાં કોઈ અનોખું પ્રતીયમાન (ભાસમાન) તત્ત્વ વસે છે: એ તત્ત્વ સુંદરીઓમાં લાવણ્યની પેઠે (અંગોપાંગોના સૌષ્ઠવથી) જુદું તરી આવે છે.

प्रतीयमानं पुनरन्यदेव वाच्याद्वस्त्वस्ति वाणीषु महाकवीनाम् । यत्तत्सहृदयहृदयसुप्रसिद्धं प्रसिद्धेभ्योऽलंकृतेभ्यः प्रतीतेभ्यो वाऽवयवेभ्यो व्यतिरिक्तत्वेन प्रकाशते लावण्यमिवाङ्गनासु । यथा ह्यङ्गनासु लावण्यं पृथङ्निर्वर्ण्यमानं निखिलावयवव्यतिरेकि किमप्यन्यदेव सहृदयलोचनामृतं तत्त्वान्तरं तद्वदेव सोऽर्थः । स ह्यर्थो वाच्यसामर्थ्याक्षिप्तं वस्तुमात्रमलंकारा रसादयश्चेत्यनेकप्रभेदप्रभिन्नो दर्शयिष्यते । सर्वेषु च तेषु प्रकारेषु तस्य वाच्यादन्यत्वम् ।

મહાકવિઓની વાણીમાં વાચ્યાર્થથી ભિન્ન પ્રતીયમાન તત્ત્વ પણ છે; જે તત્ત્વ સહૃદયોના હૃદયને અત્યન્ત પરિચિત છે; જેમ સ્ત્રીઓના દેહમાં તે તે અથવા તો આભૂષિત અવયવોથી નિરાળું લાવણ્ય ચમકે છે તેમ આ તત્ત્વ (કાવ્યના) પ્રસિદ્ધ અથવા અલંકારયુક્ત અવયવોથી નિરાળેરૂપે પ્રકાશે છે.

જેવી રીતે બધા અવયવોથી નિરાળું સહૃદયનાં નેત્રોને અમૃતતુલ્ય આનન્દ આપતું સ્ત્રીઓનું સૌન્દર્ય સ્વતન્ત્ર–ભિન્ન રૂપનું નજરે આવે છે, તેવું જ આ તત્ત્વ છે. એ તત્ત્વ વાચ્યાર્થના સામર્થ્યથી વ્યક્ત થતાં સ્વરૂપવાળું અલંકારો અને રસાદિ વગેરે અનેક ભેદ–પ્રભેદો દ્વારા નિરૂપવામાં આવશે. એ બધા પ્રકારોમાં વાચ્યથી વ્યંગ્યની અત્યન્ત ભિન્નતા છે.

तथा ह्याद्यस्तावत्प्रभेदो वाच्याद्दूरं विभेदवान्। स हि कदाचिद् वाच्ये विधिरूपे प्रतिषेधरूपः।

જેમકે, વ્યંગ્યનો પ્રથમ પ્રકાર વાચ્યાર્થથી અત્યન્ત ભિન્ન છે, એ કોઇવાર, વાચ્યાર્થ વિધિરૂપ હોય ત્યાં પ્રતિષેધરૂપ હોય.

यथा—

"भ्रम धार्मिक! विश्वस्तः स शुनकोऽद्य मारितस्तेन।
गोदानदीकच्छकुञ्जवासिना दृप्तसिंहेन"॥

ઉદાહરણ

હે ધાર્મિક! હવે તું નિર્ભયતાથી ફર (કારણ કે) ગોદાવરીના તીર ઉપરના કુંજમાં રહેતા ગર્વિલા સિંહે તે કૂતરાને આજે મારી નાંખ્યો છે.

क्वचिद् वाच्ये प्रतिषेधरूपे विधिरूपो यथा—

કોઇવાર વાચ્ય પ્રતિષેધરૂપ હોય ત્યારે વ્યંગ્ય વિધિરૂપ હોય.

'श्वश्रूरत्र निमज्जति, अत्राहं दिवसकं प्रलोकय।
मा पथिक! रात्र्यन्धक! शय्यायामावयोर्माङ्क्षीः॥

ઉદાહરણ

હે રતાંધળા પથિક! અહીં મારાં સાસુ સુવે છે અને અહીં હું સૂઉં છું. તું દિવસે જોઇ લે જે. (રાતે) ભુલથી અમારી (કોઇની) બન્નેની શય્યામાં પડતો નહીં.

क्वचिद्वाच्ये विधिरूपेऽनुभयरूपो यथा—

કોઇવાર વાચ્ય વિધિરૂપ હોય (ત્યાં) વિધિ–નિષેધથી વિલક્ષણ વ્યંગ્ય હોય.

"व्रज ममैवैकस्या भवन्तु निश्श्वासरोदितव्यानि।
मा तवापि तया विना दाक्षिण्यहतस्य जनिषत"॥

ઉદાહરણ

(હે કાન્ત!) તું જા, મારે એકલીને નિસાસા નાંખીને રડવાનું ભલે રહે. વિનયથી ઉભરાઈ જતા તને પણ તેના (પ્રિયતમા) વિના રડવાનું મા રહો.

क्वचिद् वाच्ये प्रतिषेधरूपेऽनुभयरूपो यथा—

કોઈ વાર વાચ્ય પ્રતિષેધરૂપ હોય ત્યાં વિધિ-નિષેધથી વિલક્ષણ વ્યંગ્ય હોય.

नायकः स्वापराधमवधार्य सङ्केतस्थलान्निवर्तमानां दयितां निवर्तयितुमधुनाऽनुनयति—

નાયક પોતાનો અપરાધ જાણી સંકેત સ્થળેથી પાછી જતી નાયિકાને પાછી આવવા માટે વિનંતી કરે છે.

'प्रार्थये तावत् प्रसीद निवर्तस्व मुखशशिज्योत्स्नाविलुप्ततमोनिवहे ।
अभिसारिकाणां विघ्नं करोष्यन्यासामपि हताशे ? ॥

ઉદાહરણ

મુખચંદ્રની ચાંદનીથી ગાઢ અંધકારને દૂર કરનારી હે પ્રિયે! હું વીનવું છું. (તું) પ્રસન્ન થા. પાછી વળ! હે મન્દભાગે? બીજી અભિસારિકાઓને તું વિઘ્ન કરે છે.

पुनः प्रतिपाद्यभेदनिबन्धनं तयोर्भेदमुदाहरति—

હવે પ્રતિપાદનના વિષયને કારણે એ બંને વચ્ચેના ભેદનું ઉદાહરણ આપે છે.

क्वचिद् वाच्याद्विभिन्नविषयत्वेन व्यवस्थापितो यथा ।

કોઈ સ્થળે વાચ્યાર્થથી ભિન્ન વિષયરૂપે (વ્યંગ્યની) વ્યવસ્થા કરાઈ છે.

अविनीतनायिकाया अधरे क्षतदर्शनेन नायकस्य तद्विषयकजारकर्तृकत्वसन्देहो मा भूदिति वाच्यकक्षायां ताम्प्रति व्यङ्ग्यकक्षायान्तु तत्पतिं प्रति विदग्धसहचरी निगदति—

કોઇ દુઃશીલ નાયિકાના અધર ઉપર દન્તક્ષત જોવાથી પતિને તે વિષયમાં જારપુરુષના ( નાયક ) કરતૂકનો સંદેહ ન થાય એ હેતુથી વાચ્યરૂપે નાયિકાને અને વ્યંગ્યરૂપે તેના પતિને ચતુર સખી કહે છે.

'कस्य वा न भवति रोषो दृष्ट्वा प्रियायाः सव्रणमधरम् ।
सभ्रमरपद्माघ्रायिणि ! वारितवामे ! सहस्वेदानीम् ॥'

ઉદાહરણ

હે સખી ! પોતાની પ્રિયતમાના અધરને સવ્રણ જોઇને કયા ( નાયકને ) ક્રોધ ન થાય ? તો ભ્રમરયુક્ત કમલના પુષ્પને સુંઘવાવાળી ! કહ્યું ન કરનારી તું હવે સહન કર.

अन्ये चैवं प्रकारा वाच्याद्विभेदिनः प्रतीयमानभेदा संभवन्ति । तेषां दिङ्मात्रमेतत्प्रदर्शितम् ।

આમ વાચ્યથી ભિન્ન વ્યંગ્યના બીજા ઘણા પ્રકારો સંભવે છે અહીં તેનું તો સૂચન માત્ર કરાયું છે.

द्वितीयोऽपि प्रभेदो वाच्याद्विभिन्नः सप्रपञ्चमग्रे दर्शयिष्यते ।

વાચ્યથી ભિન્ન વ્યંગ્યનો બીજો પ્રકાર ( અલંકાર ધ્વનિ ) સવિસ્તાર આગળ ઉપર બતાવવામાં આવશે.

रसादिलक्षणं प्रधानतमं व्यंग्यस्य तृतीयमपि भेदं वाच्याद्भिन्नं वदति—

વ્યંગ્યનો ત્રીજો રસાદિરૂપ પ્રધાન ભેદ પણ વાચ્યથી ભિન્ન છે એમ કહે છે.

तृतीयस्तु रसादिलक्षणः प्रभेदो वाच्यसामर्थ्याक्षिप्तः प्रकाशते । न तु साक्षाच्छब्दव्यापारविषय इति वाच्याद्विभिन्न एव ।

ત્રીજો રસાદિરૂપ ( રસ, ભાવ, રસાભાસ વગેરે ) ધ્વનિનો પ્રકાર છે તે વાચ્યાર્થના સામર્થ્યથી અભિવ્યક્ત થયેલો

પ્રકાશિત થાય છે. નહિ કે સાક્ષાત્ અભિધાવૃત્તિથી. તેથી જ તે વાચ્યથી જૂદો છે.

रसादीनां वाच्यत्वं खण्डयितुं विकल्पयति—

તે રસાદિમાં વાચ્યતાનું ખંડન કરવા માટે બે વિકલ્પો ઉપસ્થિત કરે છે.

तथाहि वाच्यत्वं तस्य स्वशब्दनिवेदितत्वेन वा स्यात् , विभावादि-प्रतिपादनमुखेन वा ।

તેનું (રસાદિનું) વાચ્યત્વ તે તે શબ્દદ્વારા (રસ, ભાવ વગેરે-શબ્દ દ્વારા) પ્રતિપાદિત થાય છે કે વિભાવાદિના નિરૂપણ દ્વારા ?

तत्राद्यपक्षे दोषमाह—

ત્યાં પ્રથમ પક્ષમાં દોષ કહે છે.

पूर्वस्मिन्पक्षे स्वशब्दनिवेदितत्वाभावे रसादीनामप्रतीतिप्रसङ्गः ।

પ્રથમ વિકલ્પમાં જ્યાં સ્વશબ્દ દ્વારા રસાદિનું પ્રતિ-પાદન થયું ન હોય ત્યાં તેમની (રસ વગેરેની) પ્રતીતિ થશે નહીં.

तामेवानुपपत्तिमुपपादयति—

તે જ અનુપપત્તિને સમજાવે છે.

न च सर्वत्र तेषां स्वशब्दनिवेदितत्वम् ।

(એ પ્રકારે) બધે સ્થળે સ્વશબ્દથી તેઓનું જ્ઞાન થતું નથી.

अथान्वयाभावमपि दर्शयति—

હવે અન્વય વ્યભિચાર પણ બતાવે છે.

यत्राप्यस्ति तत् तत्रापि विशिष्टविभावादिप्रतिपादनमुखेनैवेषां प्रतीतिः ।

અને જ્યાં સ્વશબ્દથી રસાદિનું નિરૂપણ થયું હોય છે ત્યાં પણ વિશિષ્ટ વિભાવાદિના પ્રતિપાદન દ્વારા જ રસાદિની પ્રતીતિ થાય છે.

ननु तत्र रसादिशब्दादपि तत्प्रतीतिर्वारयितुमशक्येत्यत आह—

જો; "ત્યાં રસાદિ શબ્દોથી પણ તેની પ્રતીતિ રોકવી અશક્ય છે" એમ કહેવા માંગે તો તેનો ઉત્તર આપે છે.

स्वशब्देन सा केवलमनूद्यते न तु तत्कृता ।

તે (રસાદિપ્રતીતિ) રસાદિ શબ્દો દ્વારા પુનઃ ઉલ્લેખાય છે પણ તે ( શબ્દો ) દ્વારા રસાદિ પ્રતીતિ ઉત્પન્ન થતી નથી.

तत्र व्यतिरेकि हेतुमाह—

તે વાતને વ્યતિરેકિહેતુ દ્વારા સિદ્ધ કરે છે.

विषयान्तरे तथा तस्या अदर्शनात् ।

વિષયાન્તરમાં ( વિભાવાદિ વાચક શબ્દોનો અભાવ હોય ત્યાં ) એ રીતે રસ પ્રતીતિ થતી નથી.

तदाह—

नहि केवलशृङ्गारादिशब्दमात्रभाजी विभावादि प्रतिपादन रहिते काव्ये मनागपि रसवत्त्वप्रतीतिरस्ति ।

કેવલ શૃંગાર શૃંગાર શબ્દ માત્ર બોલવાથી તેમજ વિભાવાદિ પ્રતિપાદન શબ્દો વિના બિલકુલ પણ રસની પ્રતીતિ થતી નથી.

यतश्च स्वाभिधानमन्तरेण केवलेभ्योऽपि विभावादिभ्यो विशिष्टेभ्यो रसादीनां प्रतीतिः । केवलाच्च स्वाभिधानादप्रतीतिः । तस्मादन्वयव्यतिरेकाभ्यामभिधेयसामर्थ्याक्षिप्तत्वमेव रसादीनाम् । न त्वभिधेयत्वं कथंचित् । इति तृतीयोऽपि प्रभेदो वाच्याद्भिन्न एवेति स्थितम् ।

અર્થાત રસ-વાચક શબ્દો વિના પણ વિશિષ્ટવિભાવ વગેરેથી રસની પ્રતીતિ થાય છે અને રસાદિશબ્દો હોવા છતાં પણ (વિભાવાદિ વગર) રસાસ્વાદ થતો નથી તેથી અન્વય અને વ્યભિચાર દ્વારા (રસાદિનો) વાચ્યના સામર્થ્યથી આક્ષેપ (વ્યંજના) માત્ર થાય છે, કોઈ પણ રીતે રસાદિ અભિધેય (વાચ્ય) બનતા નથી. એ રીતે ત્રીજો પ્રકાર પણ વાચ્યથી ભિન્ન જ છે.

वाच्येन त्वस्य सहैव प्रतीतिरित्यग्रे दर्शयिष्यते ।

વાચ્યની પ્રતીતિ સાથેજ (રસાદિરૂપ) વ્યંગ્યની પ્રતીતિ થાય છે એ આગળ કહેવામાં આવશે.

[ક્રમશઃ



## The Freedom of the Moon

I've tried the new moon tilted in the air
Above a hazy tree-and-farmhouse cluster
As you might try a jewel in your hair.
I've tried in fine with little breadth of lustre,
Alone, or in one ornament combining
With one first-water star almost as shining.

I put it shining anywhere I please.
By walking slowly on some evening later,
I've pulled it from a crate of crooked trees,
And brought it over glossy water, greater,
And dropped it in, and seen the image wallow,
The color run, all sorts of wonder follow.

Robert Frost

Space donated by :

THE STANDARD VACUUM OIL COMPANY.

(Incorporated in the U. S. A. with Limited Liability)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન

સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જસુભાઈ શાહ

સુરેશ દલાલ



લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર મારકેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧



લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલની પચાસ નયા પૈસા



મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨

કવિ
લોક

પુસ્તક ૩ : અંક ૫

શિશિર ૨૦૧૬

સુરેશ દલાલ

## લઈ આવ્યો

સદા માટે ચાલી બચપણ ગયું તો પણ કદી
રહું છું માણી હું શિશુસહજ ભાવો અવનવા;
છકાવી દે એવી ગટ ગટ પીધી યૌવન-સુરા,
ઉતારી મૂકે એ અસર પલમાં જીવન-ધુરા.
બધું જાણ્યું-માણ્યું : મધુરપતણું દર્દ-વિરહ;
ભર્યો આ સંસારે કુટિલ છલ ને મુગ્ધ પ્રણય!
સુણ્યાં મેં પંખીનાં કવન, ત્યમ ત્રાડો પશુતણી;
ધરાઈને પીધી નીરવ રવની શાંતિ સઘન.
લહ્યું ઝંઝાવાતે વન સકલને ઉન્મૂલ થતું,
તદા માટીમાંના બીજની નીરખી રમ્ય કૂંપળ!
અહો! જેને માન્યું નિધન : લહું સંજીવન સમું
હવે એને મારે નયન ઊઘડેલાં ગહનમાં!
મને જે કૈં લાધ્યાં રતન ગાહી સંસારજલનાં
લઈ આવ્યો તારે ચરણ કવિતે! સર્વ ધરવા!

•

## કમલ વૈદ્ય

### અસંગ સંગ

#### નિમંત્રણ

તું આવ આવ પ્રિય, આ ઉરની કુટીરે
એવું નિમંત્રણ તને દીધ વાર વાર:
આ બાજુ તેં ચરણ કૈંક ભરેલ ધીરે,
રે કિંતુ ડંખ ફૂલના તુજને અપાર!
તારાં સુનિર્મલ ગભીર દગે નિહાળ્યું
હૈયું સદૈવ ઋજુ ભાવથી આર્દ્ર, જેનાં
આનંત્યમાં સકલ પ્રેયની સૃષ્ટિ ચારુ
સોહંત બુદબુદ સમી ક્ષણની છટામાં.
હે યાત્રિ! શ્રેય પથના, પલને વિરામ
આવી, વિહાર કીધ તેં, મુજ રિકત ધામ!

#### વિદાય

હે યાત્રિ! શ્રેય પથના પલને વિરામ
આવી, વિહાર કીધ તેં, મુજ રિકત ધામ!
તું જાય-સર્વ મુજ રોધન વ્યર્થ-જાણે
કોઇ પુકાર કરતું તુજને અજાણ.
તારાં વિલક્ષણ લહું દ્યુતિવંત નેણ,
સંસ્પર્શતું હૃદયનું તવ શાન્ત વેણ,
તેં લૂછી લીધ જલબિંદુ કપોલથી આ
રે ઉત્તરીય તવ છે કંઈ તો ભીંજેલ.
તારે પથે અમિતનાં ઉઘડે રહસ્ય!
ને હું સદૈવ ક્ષણની સ્મૃતિમાંહિ ધન્ય!

હે સૌમ્ય ! સન્મુખ હવે નહિ રૂપ તારું,
કે વેણુ આ શ્રવણને નહિ ગીતરમ્ય,
કે રોમકંપ-સુખનો નહિ સ્પર્શ, મારું
સંવેગહીન અવ કેવળ જીવિતવ્ય.
ને તોય સંવિતમહીં લહુ સર્વ નિત્ય:
(તારો અભાવ નહિ ચિત્તમહીં સહેજે).
તું આંહિ સંસ્થિત, વિહાર કરું હું અન્ય
દેશે....અહીં તહીં બધે અવ આપણે બે.
એકાન્ત મારું રવહીન અસંગ સોહે,
મારું ભર્યું ભર્યું છ અંતર એની ઓથે.

•

## અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

### એ આપણું મિલન

એ ચૈત્રની સુભગ રમ્ય નમેલી સાંજ;
ને શાન્ત કોક વનપ્રાન્ત વિષે સલિલા
ઝીણી ઉરે કુસુમ સ્નિગ્ધ વસંતરંગી
ધીરે જતી મલકતી કલ-મંજુ-ઘોષા....
ત્યાં આપણે પ્રિય, શિલા પર સાથ બેસી
ડૂબી ગયેલ ઘડી મૌન તણા ઊંડાણે;
હૈયું હતું અધીર, કે તવ પ્રેમભીનો
ગુંજી રહે પ્રથમ મંજુલ શબ્દ, ને જે

કલ્લોલિની તરલ નીર પરે સુતન્વિ,
પુષ્પો બની વહી રહે—

તું કિન્તુ ત્યાં ધરી રહી બસ મૌન, ને શી
રંગોભરી કરથી છીપ રહી રમાડી!
હું તાહરા વદન રમ્ય પરે રમંતી
જોતો રહ્યો પ્રિય, વસંતલ મુગ્ધતાને–
નીચાં ઢળેલ તવ નેણ....

શબ્દો સુદૂર નભ સારસબેલડીના
એવે સુણ્યા, ધડકતે ઉર જોઈ લીધું
ત્યાં આપણે પ્રિય, અચાનક સામસામે!–
ને તાહરાં નયનમાં કશી લાખ વાતો
આવી અને રમી રહી, જ્યમ રશ્મિમાલા
ઝૂકી રહે અરુણરંગી નભે વિલોલા!–
ને કૈંક તો છલકતી સ્મિત–ગમ્ય–રૂપા
જોઈ રહ્યો, મધુર ઓષ્ઠ તણા ખૂણેથી!

એ આપણું મિલન ધન્ય રહે હમેશાં
આ માહરા સ્મૃતિપટે, (નહિ કાળ એને
ધોઈ શકે) નિત નવીન રૂપો ધરીને
આવે: બની મધુર સૂર હજી વિતાને
ઊડી ઊડી વિહગનાં કલગાન સંગ,
સ્રોતસ્વિની તણી બની વીચિમાળ રમ્યા,
મ્હેકી ઊઠે વળી પરાગ બની પ્રસૂને–
ને એવું તો કંઇ કંઇ....

•

હરીન્દ્ર દવે

## પરિતોષ

અનંત અનાદિ પથ પરે
સંક્રમણ કરી રહ્યો
કેટલો યે કાળ વીત્યો
એ જ તરુછાયા
એ જ વેરાનની માયા
એ જ નગરોની ભૂતાવળ

નંદનકાનન કેરાં ફૂલ લઇ
સુગંધની સંગમાં વિતાવી દીધ રાત
થોર કેરા કુસુમની મખમલી ઝાંય
મહીં જડયું એક મોતી
મ્હેકનો જયહીં છે અભાવ
ત્યહીં રંગ કેરા તેજને સહારે કર્યો
અજવાળે મેં વિહાર.

શિખર આવ્યું તો નીચે જોઇ લીધ
કુદરત કેરી ઠકરાત
ખીણમાં પસાર થતાં પ્હાડના ઊંચાણ જોયા
સીધા રાહે આડખીડ માંડી જોયા પાય
ગીચમાં આકાશ
રાન માંહે ધરા જોઈ લીધ
નજરને દોર દૃશ્ય સઘળા પરોવી દીધ—

આપણે તો આશુતોષ
પાય સલામત
આવી મળે તે જ રાહ
એ વિશે જ
પરિતોષ........પરિતોષ

•

## હેમન્ત દેસાઇ

### એક વિદાય

૧

પરિચય ન'તો ઝાઝો કાંઇ–મળ્યાં પણ કેટલુ'!
સુરખી રમીને સન્ધ્યા ગાલે રહે જતી એટલું.
(ઘડીક નહીં રે ખાસ્સાં સાથે રહ્યાં દિન ચાર તો)
તદપિ દિન આ ભીનો જાવા સમે, પ્રિય, લાગતો.
'પ્રિય' કહી શકું ?–કહેવા માંડું થતું, ઉર તાહરૂં
જહીં અનુભવ્યું સુંવાળું મેં નર્યું મખમલ સમું–
નયન ઝરૂખે ઝૂકી રે'તું છકી છલછલ થતું!
પ્રિય કહ્યું હતે તોયે થાવું પરાં–કયમ વિસ્મરું!
નીસરી ઉંબરેથી તું, દૃષ્ટિ યથા દૃગથી સરે;
નત વદનને ઝૂલે ફૂલે ગુંથી ભરી વેણી, આ
દરશ મધુરું! સામેથી મેં પ્રવેશી નિહાળ્યું, તેં
ડગ ભરી ધીરે આવી પાસે કહ્યું બસ 'આવ જો.'
હલકું હળવું આંસુ આવ્યું લપાતું છુપાતું ને
ચખથી સરક્યું, થંભ્યું; ભેહું ઝિલાઇ કપોલપે.

२

પરિચય છતો થાતો અશ્રુ સર્યું ચખથી તવ
પરિચય કશો સાથે રહેવાથકી દિન ચારનો !
અતિથિ જ બની બન્ને આવ્યાં હતાં પરને ગૃહ
પરિણય પ્રસંગે જે એનાં ઉરો શણગારતો.
ગરવી શહનાઈ શું કીકી ટીકી ટહૂકી ઊઠી !
નજર વહેવા લાગી સાથે મળી અનિરુદ્ધ જો.
ગભરુ સ્વપ્નેલાં ને તાજાં વિલોલિત લોચનો
શરમ સજીને બેઠાં, પેઠાં હિયે અમ હોંશથી.
લઘુ સમયની લાંબી ચાલી કથા, દઈને વ્યથા
મિલન–વિરહે હૈયાંઓને ઝબોળી વળી, તથા
સુમન નહિ, એ દેતી ગૈ કો' ચિરંજીવ સૌરભ.
નહિ નહિ કરી લીધું દીધું અમે ય પરસ્પર
ઘણું ઘણું–પછી ગુંજ્યા કીધો સુદૂર જતો સ્વર
વસમી શહનાઈનો.......એનો હિયે હજી વૈભવ!



## નકુલ દેસાઈ

### સ્મૃતિ

તારી સ્મૃતિ
નહિ઼સમી કરવા જ, ગોરી !
જુઈ સમા
હૃદયને મુજ
માંડમાંડ
પાષાણ શું

કઠિન મેં પશુએ કર્યું,
ને
તેમાં ય
તેં મનગમી તુજ મૂર્તિ કોરી !

•

## મણિલાલ દેસાઇ

### પલ

સરકી જાયે પલ;
કાળતણું જાણે કે એ તો વરસે ઝરમર જલ !–સરકી૦

નહીં વર્ષામાં પૂર, નહીં એ ગ્રીષ્મમહીં શોષાય;
કોઇના સંગ નિઃસંગની એને કશી અસર નવ થાય.
ઝાલો ત્યાં તો છટકે એવી નાજૂક ને ચંચલ !–સરકી૦

છલક છલક છલકાય છતાંયે કદી શકી નવ ઢળી;
વૃંદાવનમાં, વળી કોઇને કુરુક્ષેત્રમાં મળી.
જાય તેડી પોઢેલાંને યે નવે લોક, નવ સ્થલ !–સરકી૦

•

## ચંદ્ર પરમાર

### છૂંદણાં

મેં તો મોંઘેરાં છૂંદણાં છૂંદાવીઆં નિલમ તે છૂંદણાં.

ગોરા તે ચાંદલામાં નિલમ તે છૂંદણાં,
શોભ્યાં સોળે કલામાં નિલમ તે છૂંદણાં;

મેં તો વાલમાના રંગે ઘૂંટાવીઆં નિમલ તે છૂંદણાં,
મેં તો મોંઘેરાં છૂંદણાં છૂંદાવીઆં નિલમ તે છૂંદણાં.

સરવરમાં નિલ કમલ નિલમ તે છૂંદણાં,
શું ફરકે પલેપલ નિલમ તે છૂંદણાં !

વાલે નજરુંથી મોંઘમ મઢાવીઆં નિલમ તે છૂંદણાં.
મેં તો મોંઘરાં છૂંદણાં છૂંદાવીઆં નિલમ તે છૂંદણાં.

ગોપીઓ વચાળે કાનજી નિલમ તે છૂંદણાં,
ગોપીઓને ગોરે વાનજી નિલમ તે છૂંદણાં;

મેં તો ગોરા ગુલાબે જડાવીઆં નિલમ તે છૂંદણાં.
મેં તો મોંઘેરાં છૂંદણાં છૂંદાવીઆં નિલમ તે છૂંદણાં.

મોંઘાં મ્હાલે છે ગાલમાં નિલમ તે છૂંદણાં;
ભીંજે રસિયાના વા'લમાં નિલમ તે છૂંદણાં,

વાલે મુખડું નમાવી નવાજીઆં નિલમ તે છૂંદણાં.
મેં તો મોંઘેરાં છૂંદણાં છૂંદાવીઆં નિલમ તે છૂંદણાં.



## સ્વાનસ્થ

### યાત્રા

(એ નામક સૉનેટમાળામાંથી)

તમિસ્ર પટલો પિછે થઇ રહ્યો છ સંચાર કૈં
સુદૂર થકી આવતા રવ સમાન વ્યાપી જતી
અદષ્ટ દ્યુતિ. આ તમિસ્ર દલનાં અણુ ભેદતાં
થતી પ્રકટ કો અગમ્ય રવહીન આભા છતી!

અને તિમિર ગુપ્ત અભ્ર પણ દેહ ધારે પ્રકટ
અહો, અયુત યોજનો નિમિષમાં જ કાપી અહીં
રહી ઝળહળી દ્યુતિ સ્મિતવતી. અને આ વિકટ
અરણ્ય તરુ મુક્ત થાય પરિરંભમાંથી તહીં.

હજી નિરખતો જ ત્યાં ધવલ જ્યોતિ શુભ્ર પ્રસર
થતો ઉપરનાં નભે રસિત સૂક્ષ્મ રંગે ગહન.
ઉરે ય ગહને થકી સ્તવન મૂક જાગે સ્વયં
અને પ્રતિપલે પ્રકાશ પ્રસરે પ્રકાંડ પ્રખર.

અચેષ્ટ મુજ આકૃતિ ભીતર સ્પંદતું જે હૃદય
તતઃ શતદલો સ્ફુરે પરમ પૂર્ણ તેજોમય!

●

काव्यस्यात्मा स एवार्थस्तथा चादिकवेः पुरा ।
क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः ॥५॥

## પાંચમી કારિકા

કાવ્યનો આત્મા એ જ (પ્રતીયમાન) અર્થ છે તે જ પ્રમાણે પ્રાચીનકાળમાં ક્રૌંચ(પક્ષી)ના યુગલના વિયોગથી ઉત્પન્ન થયેલો આદિકવિનો શોક શ્લોકના રૂપમાં પરિણમ્યો.

विविधवाच्यवाचकरचनाप्रपंचचारुणः काव्यस्य स एवार्थः सारभूतः। तथा चादिकवेर्वाल्मीकेर्निहतसहचरीविरहकातरक्रौंचाक्रन्दजनितः शोक एव श्लोकतया परिणतः ।

વિવિધ પ્રકારના વાચક=શબ્દ અને વાચ્ય=અર્થના રચનાના અવનવા પ્રકારોથી સુંદર બનતા કાવ્યનો સારભૂત (આત્મા) તે જ (પ્રતીયમાન) અર્થ છે. તેથી હણાયેલી સહચરીના વિયોગથી વ્યકુલ (બનેલા) ક્રૌંચના આક્રન્દનથી ઉત્પન્ન થયેલો આદિકવિ વાલ્મીકિનો શોક શ્લોકના રૂપમાં પરિણત થયો.

आदिकवेः श्लोकं निर्दिशति:—

આદિકવિના એ શ્લોકનો ઉલ્લેખ કરે છે–

'मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥'

હે નિષાદ? તેં કામમોહિત ક્રૌંચના જોડામાંથી એકને હણ્યું તેથી તું અનન્ત-કાલપર્યન્ત પ્રતિષ્ઠાને પામીશ નહીં.

शोकोहि करुणरसस्थायिभावः प्रतीयमानरूप एवेति प्रतिपादितम् प्रतीयमानस्य चान्यभेददर्शनेऽपि रसभावमुखेनैवोपलक्षणं प्राधान्यात् ।

શોક કરુણરસનો સ્થાયીભાવ છે. એ પ્રતીયમાન રૂપ છે એમ પ્રતિપાદન કર્યું છે. પ્રતીયમાનના બીજા પ્રકારો નજરે આવે છે છતાં રસ અને ભાવ દ્વારા જ એનું ઉદાહરણ અપાયું છે. કારણ કે (રસ અને ભાવનું જ પ્રતીયમાન અર્થમાં) પ્રાધાન્ય છે.

सरस्वती स्वादु तदर्थवस्तु निःष्यन्दमाना महतां कवीनाम् ।
अलोकसामान्यमभिव्यनक्ति परिस्फुरन्तं प्रतिभाविशेषम् ॥६॥

## છઠ્ઠી કારિકા

એ મધુર અર્થતત્ત્વ અર્પતી મહાન કવિઓની વાણી કોઇ લોકોત્તર વિશિષ્ટ પ્રતિભાના ચમત્કારને અભિવ્યક્ત કરે છે.

तत् वस्तुतत्त्वं निःष्यन्दमाना महतां कवीनां भारती अलोकसामान्यं प्रतिभाविशेषं परिस्फुरन्तं अभिव्यनक्ति । येनास्मिन्नतिविचित्रकविपरम्परावाहिनि संसारे कालिदासप्रभृतयो द्वित्राः पंचषा एव वा महाकवय इति गण्यन्ते ।

એ (પ્રતીયમાન રસાદિ) અર્થતત્ત્વને અર્પતી મહાન કવિઓની વાણી કોઇ લોકોત્તર વિશિષ્ટ પ્રતિભાના ચમત્કારને અભિવ્યક્ત કરે છે. જેને લીધે ચિત્રવિચિત્ર કવિપરંપરાવાળા આ સંસારમાં કાલિદાસ જેવા બેત્રણ અથવા પાંચ છ જ મહાકવિઓ ગણાય છે.

इदं चापरं प्रतीयमानस्यार्थस्य सद्भावसाधनं प्रमाणम्—

પ્રતીયમાન અર્થનું અસ્તિત્વ સિદ્ધ કરનારાણું આ બીજું પણ પ્રમાણ છે—

शब्दार्थशासनज्ञानमात्रेणैव न वेद्यते ।
वेद्यते स तु काव्यार्थतत्त्वज्ञैरेव केवलम् ॥७॥

તે (પ્રતીયમાન અર્થ) શબ્દશાસ્ત્ર (વ્યાકરણ) અને અર્થશાસ્ત્ર(કોશ વગેરે)ના જ્ઞાનમાત્રથી પ્રતીત થતો નથી: એ તો કેવલ કાવ્યાર્થતત્ત્વજ્ઞો વડે જ જાણી શકાય છે.

शब्दार्थ शासनज्ञानमात्रेऽपि परं न वेद्यते सोऽर्थो यस्मात् केवलं काव्यार्थतत्त्वज्ञैरेव ज्ञायते। यदि च वाच्यरूप एवासावर्थः स्यात् तद् वाच्यवाचकस्वरूपपरिज्ञानादेव तत्प्रतीतिः स्यात्। अथ च वाच्यवाचकलक्षणमात्रकृतश्रमाणां काव्यतत्त्वार्थभावनाविमुखानां स्वरश्रुत्यादिलक्षणमिवाप्रगीतानां गान्धर्वलक्षणविदामगोचर एवासावर्थः।

શબ્દ અને અર્થના પ્રતિપાદક વ્યાકરણ અને કોશના જ્ઞાનમાત્રથી એ વ્યંગ્યાર્થ સમજાતો નથી. એ તો કેવલ કાવ્યાર્થતત્ત્વજ્ઞો જ જાણી શકે છે. જો એ અર્થ કેવલ વાચ્યરૂપ જ હોત તો શબ્દ અને અર્થના સ્વરૂપના જ્ઞાન માત્રથી જ તેની પ્રતીતિ થાત. પરન્તુ (કેવલ પુસ્તકથી) સંગીનશાસ્ત્રને શીખનારા શ્રેષ્ઠ ગાયનના અનભ્યાસી ગાયકોને સ્વર, શ્રુતિ વગેરેનું જ્ઞાન હોતું નથી તેવી રીતે કાવ્યાર્થતત્ત્વની ભાવનાથી વિમુખ કેવલ વાચ્ય-વાચકમાં પરિશ્રમ કરનારા પુરુષોને માટે તે (પ્રતીયમાન) અર્થ અજ્ઞાત રહે છે.

एवं वाच्यव्यतिरेकिणो व्यंग्यस्य सद्भावं प्रतिपाद्य प्राधान्यं तस्यैवेति दर्शयति—

આમ વાચ્યાર્થથી ભિન્ન વ્યંગ્યનું અસ્તિત્વ સિદ્ધ કર્યા પછી તેનું જ (વ્યંગ્યાર્થનું) પ્રાધાન્ય બતાવે છે.

सोऽर्थस्तद्व्यक्तिसामर्थ्ययोगी शब्दश्च कश्चन।
यत्नतः प्रत्यभिज्ञेयौ तौ शब्दार्थौ महाकवेः ॥८॥

## આઠમી કારિકા

તે (પ્રતીયમાન) અર્થ અને એની અભિવ્યક્તિમાં સમર્થ એવો જે કોઇ શબ્દ એ બંનેને સમજવાનો પ્રયત્ન મહાકવિએ (મહાકવિ બનવાની ઇચ્છાવાળાએ) કરવો જોઇએ.

स व्यंग्योऽर्थस्तद्व्यक्तिसामर्थ्ययोगी शब्दश्च कश्चन, न शब्द-मात्रम्। तावेव शब्दार्थौ महाकवेः प्रत्यभिज्ञेयौ। व्यंग्यव्यंजकाभ्यामेव सुप्रयुक्ताभ्यां महाकवित्वलाभो महाकवीनां, न वाच्यवाचकरचनामात्रेण।

તે વ્યંગ્ય અર્થ અને એને અભિવ્યક્ત કરવાની શક્તિવાળો સમર્થ એવો કોઈ શબ્દ જ છે. સામાન્ય શબ્દ નહીં. મહાન કવિએ તે શબ્દ અને અર્થ સારી રીતે સમજવા જોઇએ. વ્યંગ્ય અને વ્યંજકના સુન્દર પ્રયોગથી જ મહાકવિઓને મહાકવિપદની પ્રાપ્તિ થાય છે. વાચ્ય અને વાચકની રચના માત્રથી નહીં.

इदानीं व्यङ्ग्यव्यञ्जकयोः प्राधान्येऽपि यद् वाच्यवाचकावेव प्रथममुपाददते कवयस्तदपि युक्तमेवेत्याह :—

હવે વ્યંગ્ય અને વ્યંજક પ્રધાન હોવા છતાં પણ કવિઓ પ્રથમ વાચ્ય અને વાચકનો જ સ્વીકાર કરે છે એમ ઉચિત જ છે. એ દર્શાવતાં કહે છે–

> आलोकार्थी यथा दीपशिखायां यत्नवान् जनः।
> तदुपायतया तद्वदर्थे वाच्ये तदादृतः ॥९॥

## નવમી કારિકા

જે પ્રમાણે દીવો (પ્રકાશનું) સાધન હોવાથી પ્રકાશને ઇચ્છતો પુરુષ જેમ દીવા માટે યત્ન કરે છે- તે પ્રમાણે

વ્યંગ્યાર્થમાં રાચનારો કવિ પણ (વ્યંગ્યાર્થના સાધન તરીકે) વાચ્યાર્થનું ઉપાદાન કરે છે.

यथा आलोकार्थी सन्नपि दीपशिखायां यत्नवान् जनो भवति, तदुपायतया । नहि दीपशिखामन्तरेण आलोकः संभवति । तद्वद् व्यङ्ग्यमर्थं प्रत्याद्दतो जनो वाच्येऽर्थे यत्नवान् भवति । अनेन प्रतिपादकस्य कवेर्व्यङ्ग्यमर्थं प्रति व्यापारो दर्शितः ।

જેવી રીતે પ્રકાશની ઇચ્છાવાળો હોવા છતાં પણ દીપ-શિખા વિશે તે સાધન હોવાને કારણે (પ્રથમ) પ્રયત્ન કરે છે. દીપશિખા સિવાય પ્રકાશ સંભવતો નથી તે રીતે વ્યંગ્ય અર્થમાં આદર રાખનાર માનવી વાચ્યાર્થમાં પ્રયત્ન કરે છે. આમ વાચક શબ્દ પણ કવિના વ્યંગ્યાર્થ પ્રત્યે વ્યાપૃત (સક્રીય) થાય છે એમ દર્શાવાયું છે.

प्रतिपाद्यस्यापि तं दर्शयितुमाहः—

પ્રતિપાદ્ય વાચ્યાર્થ પણ વ્યંગ્યઅર્થની નિષ્પત્તિમાં વ્યાપૃત બને છે તે દર્શાવવા માટે કહે છે–

यथा पदार्थद्वारेण वाक्यार्थः संप्रतीयते !
वाच्यार्थपूर्विका तद्वत् प्रतिपत्तस्य वस्तुनः ॥१०॥

## દશમી કારિકા

જે પ્રકારે પદોના અર્થ દ્વારા વાકયાર્થની પ્રતીતિ થાય છે તે પ્રમાણે વાચ્યર્થ દ્વારા વ્યંગ્યની પ્રતીતિ થાય છે.

यथाहि पदार्थद्वारेण वाक्यार्थवगमस्तथा वाच्यार्थप्रतीतिपूर्विका व्यंग्यस्यार्थस्य प्रतिपत्तिः ॥

જેવી રીતે પદાર્થ દ્વારા વાકયાર્થજ્ઞાન થાય છે તેવી

રીતે વાચ્યાર્થની પ્રતીતિપૂર્વક વ્યંગ્યાર્થની પ્રતીતિ થાય છે.

इदानीं वाच्यार्थप्रतीतिपूर्वकत्वेऽपि तत्प्रतीतेः व्यंग्यस्यार्थस्य प्राधान्यं यथा न विलुप्येत तथा दर्शयतिः—

હવે વાચ્યાર્થની પ્રતીતિ થયા બાદ વ્યંગ્યાર્થની પ્રતીતિ થવા છતાં પણ જે રીતે વ્યંગ્યાર્થનું પ્રાધાન્ય ખંડિત ન થાય તે રીતે સમજાવે છે–

स्वसामर्थ्य वशेनैववाक्यार्थं प्रथयन्नपि ।
यथा व्यापारनिष्पत्तौ पदार्थो न विभाव्यते ॥११॥

## અગિયારમી કારિકા

જે રીતે પદોનો અર્થ પોતાના સામર્થ્યથી વાક્યાર્થને નિષ્પન્ન કરવા (વાક્યાર્થવિષયક) વ્યાપારની નિષ્પત્તિમાં (સ્વતંત્ર રીતે) નજરે નથી આવતો.

तद्वत् सचेतसां सोऽर्थो वाच्यार्थविमुखात्मनाम् ।
बुद्धौ तत्त्वार्थदर्शिन्यां झटित्येवावभासते ॥१२॥

## બારમી કારિકા

તેવી રીતે વાચ્યાર્થથી વિમુખ સહૃદયજનોની તત્ત્વાર્થને પામનારી બુદ્ધિમાં તે (પ્રતીયમાન) અર્થ તરતજ પ્રતીત થાય છે.

एवं वाच्यव्यतिरेकिणो व्यंग्यस्यार्थस्य सद्भावं प्रतिपाद्य प्रकृत उपयोजयन्नाह :—

આ પ્રમાણે વાચ્યાર્થથી ભિન્ન વ્યંગ્યાર્થની સત્તા અને પ્રાધાન્ય પ્રતિપાદન કરી પ્રકૃતમાં તેનો ઉપયોગ બતાવતાં કહે છે–

यत्रार्थः शब्दो वा तमर्थमुपसर्जनीकृतस्वार्थौ ।
व्यङ्क्तः काव्यविशेषः स ध्वनिरिति सूरिभिः कथितः ॥१३॥

## તેરમી કારિકા

જે કાવ્યમાં અર્થ અને શબ્દ પોતાને ગૌણ બનાવીને (એ) પ્રતીયમાન અર્થને અભિવ્યક્ત કરે છે તે વિશિષ્ટ સ્વરૂપના કાવ્યને વિદ્વાનો 'ધ્વનિ' કહે છે.

यत्रार्थो वाच्यविशेषः वाचकविशेषः शब्दो वा, तमर्थं व्यङ्क्तः, स काव्यविशेषो ध्वनिरिति । अनेन वाच्यवाचकचारुत्वहेतुभ्य उपमादिभ्योऽनुप्रासादिभ्यश्च विभक्त एवध्वनेविषय इति दर्शितम् ।

જ્યાં અર્થ=વાચ્યવિશેષ, અને શબ્દ=વાચકવિશેષ એ ( પ્રતીયમાન ) અર્થને અભિવ્યક્ત કરે છે તે વિશિષ્ટ સ્વરૂપના કાવ્યને 'ધ્વનિ' કહે છે. એથી વાચ્ય અને વાચકના ચારુત્વના કારણભૂત ઉપમાદિ અને અનુપ્રાસાદિથી ધ્વનિનો વિષય નિરાળો જ છે એ બતાવ્યું.

## ધ્વનિમતના વિરોધનું કારણ પહેલું

" यदप्युक्तम्—प्रसिद्धप्रस्थानातिरेकिणो मार्गस्य काव्यत्वहाने ध्वनिर्नास्ति" इति तदप्ययुक्तम् । यतो लक्षणकृतामेव स केवलं न प्रसिद्धः, लक्ष्ये तु परीक्ष्यमाणे स एव सहृदयहृदयाल्हादकारि काव्यतत्त्वम् । ततोऽन्यच्चित्रमेवेत्यग्रे दर्शयिष्यामः ।

વળી આક્ષેપ માટે જે કહેવાયું હતું કે પ્રસિદ્ધ કાવ્ય માર્ગોથી ( शद्बार्थशरीरंकाव्य ) ભિન્ન માર્ગમાં કાવ્ય તત્ત્વની હાનિ જ થશે તેથી 'ધ્વનિ' (નામનો કોઇ સ્વતંત્ર પ્રકાર) નથી તે અનુચિત છે. કારણ કે કેવલ લક્ષણકારોને જ પરિચિત નથી પરંતુ લક્ષ્યની પરીક્ષા કરવાથી તો તે સહૃદયજનોના હૃદયને આનન્દ આપનારું કાવ્યતત્ત્વ તે જ છે. એથી ભિન્ન ( કાવ્ય) ચિત્ર–અધમ ( કાવ્ય ) જ છે એ આગળ દેખાડીશું.

## 'ધ્વનિ' મતના વિરોધનું બીજું કારણ

यदप्युक्तम्— "कामनीयकमनतिवर्तमानस्य तस्योक्तालङ्कारादिप्रकारेष्वन्तर्भावः" इति, तदप्यसमीचीनम्। यतो वाच्यवाचकमात्राश्रयिणि प्रस्थाने व्यङ्ग्यव्यञ्जकसमाश्रयेण व्यवस्थितस्य ध्वनेः कथमन्तर्भावः। वाच्यवाचकचारुत्वहेतवो हि तस्याङ्गभूताः, स त्वङ्गिरूप एवेति प्रतिपिपादयिष्यमाणत्वात्।

વળી આક્ષેપ માટે કહેવાયું હતું કે સૌંદર્યથી નિરાળો અથવા દૂર ન જતો હોય તે 'ધ્વનિ'નો સ્વીકારાયેલા અલંકાર વગેરે પ્રકારોમાં અન્તર્ભાવ થવો જોઈએ એ આક્ષેપ પણ યોગ્ય નથી કારણ કે વાચ્ય–વાચક ભાવ ઉપર અવલંબેલા માર્ગની અંદર વ્યંગ્ય-વ્યંજક ભાવ ઉપર આશ્રિત ધ્વનિનો અન્તર્ભાવ શી રીતે થઈ શકે? વાચ્ય–વાચકના ચારુત્વહેતુઓ તો એ (ધ્વનિના) અંગરૂપ છે અને એ (ધ્વનિ) અંગીરૂપ છે એવું આગળ પ્રતિપાદન કરશું.

परिकरश्लोकश्चात्र :—

એ વિશે એક પરિકરશ્લોક છે–

व्यङ्ग्यव्यञ्जकसंबन्धनिबन्धनतया ध्वनेः।
वाच्यवाचकचारुत्वहेत्वन्तः पातिता कुतः॥

વ્યંગ્ય–વ્યંજક સંબન્ધ ઉપર પ્રતિષ્ઠિત હોવાથી ધ્વનિનો વાચ્ય=અર્થ અને વાચક=શબ્દના ચારુત્વના કરણોમાં સમાવેશ કેવી રીતે થશે?

ननु यत्र प्रतीयमानार्थस्य वैशद्येनाप्रतीतिः स नाम मा भूद् ध्वनेर्विषयः। यत्र तु प्रतीतिरस्ति, यथा समासोक्त्याक्षेपानुक्तनिमित्तविशेषोक्तिपर्यायोक्तापन्हुतिदीपकसङ्करालङ्कारादौ, तत्र ध्वनेरन्तर्भावो भविष्यति, इत्यादि निराकर्तुमभिहितम्, "उपसर्जनीकृतस्वार्थौ" इति।

अर्थो गुणीकृतात्मा, गुणीकृताभिधेयः शब्दो वा यत्रार्थान्तरमभि-

व्यनक्ति स ध्वनिरिति । तेषु कथं तस्यान्तर्भावः । व्यङ्ग्यप्राधान्ये हि ध्वनिः । न चैतत् समासोक्त्यादिष्वस्ति ।

જો કોઈ એમ કહે કે જ્યાં પ્રતીયમાન અર્થની સ્પષ્ટ સ્વરૂપે પ્રતીતિ થતી નથી તો ભલે તે ધ્વનિનો વિષય ન બનાય, પરંતુ જ્યાં પ્રતીતિ થાય છે તે સમાસોક્તિ, આક્ષેપ, અનુક્તનિમિત્તવિશેષોક્તિ, પર્યાયોક્ત, અપહ્નુતિ, દીપક તથા સંકર વગેરે અલંકારોમાં, ત્યાં ધ્વનિનો અન્તર્ભાવ થશે એ મતનું નિરાકરણ કરવા માટે કહે છે, "उपसर्जनीकृतस्वार्थौ." જ્યાં વાચ્યાર્થ પોતાના સ્વરૂપને અથવા વાચક શબ્દ પોતાના વાચ્યાર્થને ગૌણ બનાવીને બીજા (પ્રતીયમાન) અર્થને અભિવ્યક્ત કરે છે તેને 'ધ્વનિ' કહે છે. તે (ધ્વનિનો) તેઓમાં (અલંકારાદિકોમાં) અન્તર્ભાવ કેમ થાય? (જ્યાં) વ્યંગ્યપ્રાધાન્ય હોય (ત્યાંજ) ધ્વનિ છે. એ (વ્યંગ્યપ્રાધાન્ય) સમાસોક્તિ વગેરે અલંકારોમાં નથી.

समासोक्तौ तु :—

સમાસોક્તિમાં તો—

उपोढरागेण विलोलतारकं तथा गृहीतं शशिना निशामुखम् ।
यथा समस्तं तिमिरांशुकं तया, पुरोऽपि रागाद् गलितं न लक्षितम् ॥

રાગયુક્ત શશીએ ચંચલ તારકિત નિશામુખને એવી રીતે ગ્રહીત કર્યું છે કે રાગ (અનુરાગ)ને લીધે સંપૂર્ણ તિમિરાંશુક (કામિનીનું વસ્ત્ર) છાતી ઉપરથી ખસી ગયું તેની તેને જાણ ન રહી.

इत्यादौ व्यङ्ग्येनानुगतं वाच्यमेव प्राधान्येन प्रतीयते । समारोपित नायिकानायकव्यवहारयोर्निशाशशिनोरेव वाक्यार्थत्वात् ।

ઉપરોક્ત શ્લોકમાં સમારોપિત નાયક અને નાયિકાના વ્યવહારથી યુક્ત ચંદ્ર અને રાત્રિનો જ વાકયાર્થ હોવાથી વ્યંગ્યથી પરિપોષિત જ વાચ્ય મુખ્યરૂપે પ્રતીત થાય છે.

# એનો શણગાર એની સાદગી જ રે !

## ('પરિક્રમા'નો પરિચય)

કેટલાક માણસોની ચાલમાં એવો કોઈ દમામદાર નથી હોતો; છતાં પણ એ પસાર થાય ત્યારે આપણું ધ્યાન અચૂક ખેંચી જાય એવું નૈસર્ગિક લાલિત્ય વણાઈ ગયું હોય છે. 'પરિક્રમા' ગ્રંથસ્થ થયેલી શ્રી. બાલમુકુન્દ દવેની કવિતામાં આપણને આંજી નાખે એવો કોઈ દમામદાર નથી કે નથી સામા માણસની જબાનને ચૂપ કરી દે એવો કોઈ ઠાઠઠસ્સો. છતાં પણ આપણી નજર રહી રહીને ત્યાં દોરવાય એવું મોહક આકર્ષણ છે.

આ કવિના કાવ્યો ગ્રંથસ્થ થયા એ પહેલાં પણ છૂટક સામાયિકોમાં વાંચતા મન ઉપર એક એવી છાપ પડી'તી કે આ માણસ ખૂબ જ સંયમપૂર્વક અને પૂરેપૂરી સ્વસ્થતાથી લખે છે. થોકબંધ લખ્યે જવાનો કે એક પછી એક 'દળદાર' સંગ્રહો પ્રકટ કર્યે જવાનો એમને અભરખો નથી. કોઇ પણ યુગના કવિઓ જ્યારે થોકબંધ પણ અર્થહીન લખવાને બદલે ઓછું પણ સત્ત્વશીલ લખે ત્યારે એમાં સરવાળે તો કવિ અને પ્રજા બન્નેને લાભ જ થાય છે. સદ્‌ભાગ્યે બાલમુકુન્દ આપણને એ લાભના ભાગીદાર બનાવે છે.

જાણે કે કવિથી આપમેળે ગવાઈ જતું હોય એવી પ્રતીતિ આપતાં ગીતો, કવિની કાવ્યકલા, કસબ અને કારીગીરીનો ખ્યાલ આપતાં સોનેટો તો અહીં છે. પણ સાથે સાથે નવકવિઓએ જેને વિસારે પાડેલ છે એ કાવ્યપ્રકાર ખંડકાવ્ય પર પણ બાલમુકુન્દે પોતાનો હાથ અજમાવવાનો પ્રયત્ન કર્યો છે. તો વળી બાલમુકુન્દ આવું પણ ક્યાં નથી કરી બેઠા? જેને મુક્તક જેવું નામ પણ ન અપાય એવી, સોનાની થાળીમાં લોઢાની મેખની ગરજ સારતી, જાણે કે કાવ્યને અંતે ક્યાંક ક્યાંક વધેલી ખાલી જગ્યા જ પૂરવા માટે જ મૂકી હોય એવી છાપ મૂકી જતી કેટલીક પંક્તિઓ પણ ગોઠવી દીધી છે.

આ સંગ્રહની સૌથી પહેલી વિલક્ષણતા એ છે કે એમાં કવિનો પોતાનો અવાજ આપણને સતત સંભળાય છે.' અને આ હકીકત

કોઇપણ વાચકના હૃદયને સંતોષ પ્રેરે એવી છે. એમની જ એક કાવ્ય પંક્તિનો સહારો લઇને કહેવું હોય તો–'પોતે પરગટ થાય' છે એમ આપણે કહી શકીએ. એમના અવાજનો રણકો સ્વચ્છ, સ્પષ્ટ અને સ્વસ્થ છે. સુખની છલકતી છોળને શબ્દસ્થ કરવાની હોય કે હૃદયભેખડો તોડતા વિષાદના પ્રચંડ પૂરનો ખ્યાલ આપવો હોય પણ કવિ ક્યાંય સ્વસ્થતા ગુમાવતા નથી. અર્થસભર હોવા છતાંયે ક્યાંય અર્થનો ભાર ન લાગે એવી બાલમુકુન્દની કવિતાની હળવાશ વ્યંજનાપૂર્ણ હોવા છતાંયે (આજના ઘણા નવા કવિઓની કવિતાઓમાં જોવા મળતી) દુર્બોધિતા નથી. એક ડાળ પરથી બીજી ડાળ પર કૂદકા મારવાને બદલે કાવ્યમાં જે વિષયની માંડણી કરી હોય તેને જ વફાદાર રહીને કવિ ભાવ ઘૂંટયે જાય છે. ભાવને અનુકૂળ અલંકારો કવિને મળી આવે એ તો કવિની અંતર્ગત સૂઝનું જ પરિણામ હોઈ શકે. એમના આલેખનમાં એક પ્રકારની તાજગી હમેશાં વરતાય છે. ઉદાહરણ તરીકે:

શરદની રાતે અહીં પોળતણા ચોકઠામાં
સરખી સાહેલીઓએ કંઠ જ્યારે ખોલ્યો છે,
કાયાના કરંડિયામાં પોઢેલો આ પ્રાણ મારો
મોરલીના નાદે ત્યારે નાગ જેમ ડોલ્યોછે.

(વડોદરા નગરી.)

શમણાના ફરા, વાદળ તળાવડી, કિરણના કેવડા, પૃથ્વીનો પીપળો, દેહની દેરી, સાયુજ્યના સ્વસ્તિકો વગેરે–આવાં સાદૃશ્યો તો એમની દૃષ્ટિને સહજ છે.

એમની ઝીણી નજરનો અને વર્ણનશક્તિનો પરિચય કરાવતાં સ્વસંવેદને રસાયેલાં પ્રકૃતિ કાવ્યો પણ જોવા જેવાં થય છે. (દા. ત. નદીકાંઠે સૂર્યાસ્ત, ચાંદની, નર્મદાતટે પૂર્ણિમા, સાબરમાં ઘોડાપૂર જોઇને, વગેરે.) આ વિભાગમાં આવી શકે એવા કાવ્ય 'મેઘ માધુરી'માં છુટાંછવાયાં ચિત્રો છે. કેટલાંક તો મનોહર કલ્પનાથી રસાયેલાં પણ ખરાં. છતાં એકંદરે એવી છાપ પડે છે કે કાવ્યની એકતા (Unity) સિદ્ધ નથી થતી. પ્રકૃતિનાં એમનાં ગીતો માટે તો કશું કહેવાપણું નથી રહેતું. એમાં કાંઈક તો એવું હોય કે જે વાચકના ચિત્તને આકર્ષે

'શ્રાવણ નીતર્યો,' અને 'અમાસની રાત' એ તો ઉત્તમ પ્રકૃતિ ગીતો બની શક્યાં છે. આમે એમનાં ગીતોમાં લોકગીતોના અને ન્હાનાલાલના ગીતોના ઢાળની હલક વાણીની મીઠાશ સાથે આત્મસાત થઈને પ્રગટતી હોય છે. છંદો પરત્વે પણ એમનું પ્રભુત્વ એવું છે કે છંદોબદ્ધ કાવ્યોમાં પણ એ ફાવટને પરિણામે શબ્દોને જે ઓપ જણાવો જોઈએ તે જણાય છે.

નહીં નહીં તોયે સંગ્રહમાં સત્તરેક તો સોનેટો છે; અને આ કાવ્યપ્રકાર પર પણ કવિની હથોટી એવી છે કે આપણે એને વિશે પણ જો કાંઇ કહેવાનું પ્રાપ્ત થાય તો બે સારા શબ્દો જ કહેવાના હોય. એમના સોનેટોમાં વિષયની ભૂમિકા ખૂબ જ વ્યવસ્થિત રીતે બંધાતી હોય છે. કદાચ એને પરિણામે જ ચૂક્યા વિના ધારી અસર ઉપજાવે એવી સોનેટની અંતિમ પંક્તિઓ આટલી ધારદાર થઈ શકી છે. 'જૂનું ઘર ખાલી કરતાં' એ સોનેટ માત્ર સંગ્રહનું જ ઉત્તમ સોનેટ છે એમ કહેવું એટલું જ બસ નથી પણ એ આપણા ગુજરાતી સાહિત્યના કેટલાંક ઉત્તમ સોનેટોમાં સ્થાન પ્રાપ્ત કરી શકે એવું ઘડાયું છે. સોનેટના *પ્રારંભમાં નહીં જેવી વસ્તુઓની કવિએ જે વિગતે અને વિવેકપૂર્ણ યાદી* આપી છે એની સાર્થકતા તો—

"બા-બાપુ ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે ?"

એ પંક્તિ આવે છે ત્યારે સમજાય છે. ત્યારે આપણને થાય છે કે કવિએ વસ્તુઓની યાદી નિરર્થક ન્હોતી આપી. એને લીધે તો કરુણતા આપોઆપ ઉપસી આવે છે. અને એ કરુણ એથી જ રતો ઘટ્ટ અને ઘેરો બને છે. અને આ વ્યથા પણ કેટલી દારુણ ? ડુસકાં કે ધ્રુસકાંમાં દ્રવી પડવાને બદલે કેવી સંયમિત વ્યંજના સાથે એને સમેટી લે છે એ પણ જોવા જેવું છે.

પ્રણયની પ્રસન્નતાનું કાવ્ય 'સંગમ' ભાવ અને ભાવનાને લીધે, એની સાહજિક અભિવ્યક્તિને લીધે અને વિશિષ્ટ લયની લીલાને લીધે સહેજે જુદું તરી આવે એવું છે. તો વળી ગાંધીજીના મૃત્યુ નિમિત્તે લખાયેલ હરિનો હંસલો' પણ તે સમયે ગુજરાતી સાહિત્યમા રચાયેલી રચનાઓમાં જે કેટલીક કવિતાની કક્ષાએ પહોંચી શકી છે તેમાંની એક

છે. ગાંધીજીને 'હરિને હંસલો' કહેવામાં જ એમના સમગ્ર વ્યક્તિત્વનો તો જાણે નિચોડ આવી જાય છે. કવિ પાસે લાઘવ ( brevity ) નું બળ છે તેથી જ તેઓ અલ્પકથન દ્વારા વિશેષને સિધ્ધ કરી શકે છે.

કવિ શ્લેષ કરે છે તે પણ શબ્દચાતુરીનું પ્રદર્શન ભરવા કે કવિતાને સોંઘી કરવા નહીં. શહેરની જિંદગીનું યથાતથ નિરુપણ પણ કેવું કરી શકે છે:

"ધાન્યના ઢગલા ખાંડી ખાંડીના જોખનારની
કાંટાએ ઘડિયાળોના જોખાતી જિંદગી અહીં.

( ગામઠી હૈયું શહેરમાં )

બાલમુકુન્દની કવિતાને ક્યાંય પણ ઠેસ કે ઠોકર નથી જ વાગતી એવું તો છેક નથી. એમનાં એક ગીત 'ગોરી અને ઘેરૈયો' માં આવું પણ આવે છે.

"કોકના દિલમાં વસવા ખાનગી
માગતા નથી અમે પરવાનગી."

કવિએ અહીં યા પણ અદબ જાળવીને વાણીને લગામ કરી હોત તો ? કોઇક રળિયામણા માર્ગે વાહન મુસાફરી કરતા હોઈએ અને ઓચિંતો આંચકો લાગતાં ચિત્તમાં જે અણગમો અને અસુખ વ્યાપી રહે એવી જાતની લાગણી ઉપર ટકેલી બે પંક્તિઓ વાંચતાં થઇ. 'શમણાનો સથવારો' ગીતમાં પ્રાસ મેળવવા માટે એમને 'ચાલી રહ્યો ગીતનો મારો' જેવી પંક્તિએ પણ ચલાવી લેવું પડે છે તો વળી કાળજીપૂર્વક મઠારવાના અભાવે આવું પણ આવી જાય.

"ભાવિકોની ભીડના નીરમાં થૈ
આવી પ્હોંચે સ્થાન પાસે સુધીર"

( નિર્વાણ સંધ્યા )

ભીડ છે એટલા ખાતર જ "ભીડનાં પૂરમાં થૈ" એવું કાંઈક હોય

તો જરા ઠીક લાગે. નહીં જેવા પણ આ બધા આંખે ચડ્યા વિના ન રહે એવા દોષો છે.

—છતાં પણ બાલમુકુન્દની કાવ્યસૃષ્ટિ એવી છે કે એની ફરીફરીને 'પરિક્રમા' કરવાનું મન થાય કારણ કે એને અંતે થાક નથી લાગતો એટલું જ કહેવું પૂરતું નથી પણ આપણને આનંદ અને તાજગી પ્રાપ્ત થાય છે.

૧૫–૨–૬૦ સુરેશ દલાલ

# પરિશીલન

## જૂનું ઘર ખાલી કરતાં

ફેંફોસ્યું સૌ ફરી ફરી અને હાથ લાગ્યું ય ખાસ્સું;
જૂનું ઝાડુ, કૂથ બ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
બોખા શીશા, ટિનનું ડબલું, બાલદી ફૂટકાણી,
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય-દોરો!
લીધું દ્વારે નિત લટકતું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું, સુપરત કરી, હારી કીધી વિદાય.

ઊભાં ઉંબરે નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો
જ્યાં દેવોના પરમ વરશો પુત્ર પામ્યાં પનોતો,
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
ફાળેથી જે નીકળી સહસા ઊડતો બોલી જાણે:
'બા-બાપુ! ના કશું ય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?'

લૂંછી લીધી સજલ દૃગમાં કાચ કેરી કણિકા!
ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણિકા!

'પરિક્રમા'માંથી બાલમુકુન્દ દવે

મુખપૃષ્ઠ : કુ. જૈન કુલવર્ધન.સૌજન્યથી



Whatever you drive...
you'll get better
performance with
STANVAC products
Mobilgas • Mobiloil Special • Mobiloil
STANDARD-VACUUM OIL COMPANY
(Incorporated in the U.S.A. with Limited Liability)

# કવિલોક

'કવિલોક'નું દ્વૈમાસિક પ્રકાશન


સંપાદક મંડળ

રાજેન્દ્ર શાહ

જમુભાઈ શાહ

સુરેશ દલાલ





લવાજમ ભરવાનાં સ્થળ

કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨

મિસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રી. પિનાકિન્ ઠાકોર : મે. ઠાકોર બ્રધર્સ, જરમન સીલ્વર માર્કેટ

રતનપોળ, અમદાવાદ

શિવકુમાર જોષી : C/o સુદર્શન એન્ડ કં.

૧૨, પોર્ટુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા ૧





લવાજમ

દેશમાં રૂપિયા ત્રણ : પરદેશમાં શિલિંગ ૭ : છૂટક નકલના પચાસ નયા પૈસા





મુદ્રક અને પ્રકાશક : સુરેશ પરસોતમદાસ દલાલ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨

કવિ
લોક

પુસ્તક ૩ : અંક ૬

વસંત ૨૦૧૬

મરીઝ

## જાગ્યા કરે

તું ઇબાદતમાં ઓ જાહિદ રાતભર જાગ્યા કરે
એનું દિલ જો– જે કશા કારણ વગર જાગ્યા કરે.
આ વિરહ રાતે જરા મારી કોઈ તસ્વીર લે
પાંપણો ઢળતી રહે કિંતુ નજર જાગ્યા કરે.
લોક સમજે એનું જીવન આખું ગફલતમાં ગયું
એવી રીતે કોઇ તારા નામ પર જાગ્યા કરે.
પાણી છાંટી લોક ઉડાડે છે ન ખપતી ઊંઘને
શું નવાઈ હો જે આંખ આંસુથી તર જાગ્યા કરે.
ઊંઘથી ચોંકી પડી એકી વખત લઇએ તો બસ
નામ લઈ એનું ભલા શું રાતભર જાગ્યા કરે.
તેં કરી તારી ફરજ પૂરી ઓ પ્યારા ઈન્તિઝાર
એમ હવે ઊંઘીએ કે કોઇ બેફદર જાગ્યા કરે.
મોત વેળાની આ અય્યાશી નથી ગમતી 'મરીઝ'
હું પથારી પર રહું ને આખું ઘર જાગ્યા કરે.

●

હરીન્દ્ર દવે

## મારગનો મોડ

અરણ્યનું એકાંત વટાવ્યું
શરૂ થઇ સ્મશાનની સીમા,
બહુ દૂર નથી જનપદ
ચરણ ઉપાડો જરા ધીમા.

આપણા એકાન્તનો આ ડોલ
શુક્તશુના નીરવ તરંગ
હમણાં સમાશે કોલાહલે.

પલક ઉભા રો'
જાણે અટવાયો હોય કોઇ પાલવથી છોડ;
કઇ ગમ જાવું એની મૂંઝવણ હોય, એમ
ન્યાળી રહો મારગનો મોડ.

જુઓ
પેલા ગગનના નીલ સાળુ પરે
શ્યામ બિંદુસમું અભ્ર,
પલવાર તમારા આ નેત્રની બે કીકીઓમાં
નીરખી લઉં હું આસમાન.

હમણાં જ જાણે મુલાકાત થઇ હોય
એમ સામે આવી હસો.
અનંત સમય ઉભા રહો
એટલી પળો તો જરા ભૂલી લઉં ભાન!

વિલીન ગગનેથી રક્તિમ ઝાંય
ક્રમે ફરી ઊપડે હવે ન પાય;
ફૂરનો જે ઝાંખો હતો દીવો
હવે દીસ...

•

## જ્યોત્સ્ના 'મિલન'

### બપોરની વિજન વેળ

સ્તબ્ધ આ
બપોરની વેળા વિજન
છાપરું તો છે તૂટેલું
પણ લીંપેલું આંગણું તારું
અને બેઠેલ તું
ત્યાં ગૂંથતી'તી ટોપલો

ખાઈને ઠોકર
પડી જાતો તુફાની વાયરો ને
જરા હાલી રહેતું બારણું

મૌન મારગને લહી
ત્યારે ઘડીક
ભટકી જતી બૂમ ફેરિયાની
મટકી જતી તારી નજર
અટકી હતી જે ગુંથણીમાં
ને

ફેરી આવું

લળી

જાતી મળી તવ દૃષ્ટિ, ત્યાં દૂર. ખેતરે

કોઇ અમીટ દૃગોની સ્વપ્નિલ સૃષ્ટિમાં.



## સિતાંશુ યશશ્ચંદ્ર

### સ્થિતિ

શૂન્યતાના સ્તબ્ધ સાગરે

મારા મનની હોડલી થીજી ગઈ.

—જાણે કરોળીઆના જાળામહિ ફસેલ જંતુ—

આતુર એના સાતે શઢ

શ્રમિત પાંખ શા ઢળ્યા.

ચહુપાસના આ વાયુ

....જાણે બરફના ટુકડા અર્ધઓગળ્યા

અહીં શાંતિ....

રે ! શાંતિની ઘોર કશી ભ્રાંતિ, ભ્રાંતિ ભ્રાંતિ !

સ્થિરતાની કેવી નક્કર નક્કર આ ભીંસ !

શાંત દિશાઓની શી ભૂતાવળની ચીસ !

મૌનનો કેવો ભયંકર ઘોષ ...

આથી તો ઓછો ઓછો વાયરાની થપ્પડે

ક્રોધે ચડેલા જલનો ય રોષ.

હું અહીં,
    જાણે અનિદ્રાના રોગીની સ્તબ્ધ આંખમહિં
    નિદ્રા તરફડે અખંડ ઉજાગરે....
શૂન્યતાના મધસાગરે
    હોડલું મારું અસહાય
                નાંગરે....નાંગરે...

•

## વિપિન પરીખ

### દીધું હતે

તું તો હતો કુસુમના દલથી મૃદુલ
ને સૌરભે તુજ ભરી દીધ કુંજ મારી;
નેત્રે ન અન્ય છવિ કો રમતી ક્ષણેક
ન્યાળી તને વળી વળી ઉર આ પ્રસન્ન!

જાતાં સરી સુહૃદ થાય ન કંપ લેશ,
રે વજ્રથી કઠિન તું થઈ રે' વિશેષ;
"તું સાર સર્વ મમ જીવનનું સદાય"
એ શબ્દ ક્યાં? મનથી આ કયમ રે મનાય?

આ પાય સ્થિર: પણ જ્યાં સરતી ધરિત્રી
ત્યાં શું ગજું ચરણનું? (અવળી વિધાત્રી).
હું સંગહીન: ઉરનાં મુજ મર્મ મર્મ
વીંધાઇ રે'; રહ્યું ન કો જીવને પ્રયોજન!

દીધું હતે વિષ મને તવ શુભ હસ્તે,
આરોપતે જીવનને સુખથી સહર્ષે!

•

## સુરેશ દલાલ

### આપણો સબંધ

મૂળથી ઉખડી ગયેલું વૃક્ષ આ....
જોતાં મને થાતું–
નથી આ વૃક્ષ
એ તો એક વેળાનો ઘટાઘન આપણો સંબંધ....
....મૂળથી ઉખડી ગયેલું વૃક્ષ !



## પ્રજારામ

### આ ગુલમહોરની ડાળી

આ ગુલમહોરની ડાળી
ક્યારની ઝૂલે ઝૂલે;
એને નયનો રહે ન્યાળી,
નીંદર ભૂલે ભૂલે !

ભરબપોરનો તડકો આ અઘોર:
પંખીઓના નીડમાં પોઢયા શોર...
ત્યારે અંગે અંગે તડકો ઝીલી
નાચતી શી રૂપાળી;
આ ગ્રીષ્મની કુમારી
રંગીન ફૂલે ફૂલે !



પ્રદ્યુમ્ન તન્ના

## ભાવ

એલા કે'ને રીંગણાનો શો ભાવ?
ચકળવકળ આમ શું તાકે બાઘલો છે ને સાવ!
ઊંચાંય તે ને થાય એવી ઓહો
નીંદ ભરાણી નેણ,
ડીધું તોએ ક્યાં મટકું માર્યું
રખડ્યો આખી રેણ!
અવળો હવે: નીસરે સંધો મેળે લીધો લ્હાવ!
એલા કે'ને રીંગણાનો શો ભાવ?

ક્યમ કહું હાય! રહી રહીને
આવતાં મું'ને દાંત
ન્યાળ જરી કંઈ અવળચંડા
ધોરીએ લીધી વાટ!
વન આવ્યું આ તો એક કોરાણે રૈ' ગૈ' ગામની વાવ!
એલા કે'ને રીંગણાનો શો ભાવ?

રઘવાયો કાં થાય લે ઇમાં
દઈ દે મું'ને રાશ,
એક બીજા શું ભળીએ એવો
ઘરમાં ના અવકાશ;
પોઢ તું મારે ખોળલે ને હું ગાડલું હાંકું આવ!
એલા કે'ને રીંગણાનો શો ભાવ?

•

## કમલ વૈદ્ય

### સન્મિત્ર હે!

સન્મિત્ર હે મૃત્યુ ! ન દૂર કોઇ દી
મારા થકી તું ક્ષણ કાજ તો ય તે
આવી નહીં તું પડખે ઊભું હજી !
તારી ન છાયા નિરખુ તથૈવ
હું ઓળખું એવી પ્રતીતિથી કંઇ
તું ચાલતું કેવળ મારી પાછળ.

ને હું શિરે ઓજ વધારતી રહી :
દિશા દિશાનાં કમનીય કર્ષણે
મેં કામનાની લખ ઘેલછા લહી,
આવેગ એનો મુજ વક્ષ પ્રાણમાં.
અદ્યાપિ હું એથી જ આત્મવિસ્મૃત
અશાન્ત હે ! તોય કને તું, સુહૃત !

તું આવ મારી પડખે હવે, પ્રિય !
હે શ્યામ તારાં ઝીલું સ્નિગ્ધ તેજને,
તારાં ઝીલું ગાન હું મૌન મંત્રનાં.
તું આવ મારી પડખે હવે, પ્રિય !
હું સંગિની તારી, નવીન કેડીએ
વિહાર ચાહું અણદીઠ લોકના.

•

જયન્ત પાઠક

## વિદાય

અજાણ્યા ગામની સીમમાં ફરું છું.
ખેતરો ખુલ્લાં વટાવી ટેકરી ગમ ડગ ભરું છું.
મંદિરની ધજા ફરકી રહી
બોલાવતી જાણે મને ઓળખી પોતા કને.
રૂપાળા આંગણામાં ડોલતા ફૂલછોડ;
ટેકરીના છત્ર શું ઊભું વડનું વિશાળું ખોડ
નીચે એક નાની તલાવડી
જેને તીરે ચારો ચરે છે ગાવડી.
એક કૂતરું શાન્ત સૂતું
હવામાં વારવારે જાગીને કંઇ સુંઘતું.
આરતી
પૂજારી વૃદ્ધને કંઠે સ્તુતિ;
ઘંટના રણકારની મંજુલ શ્રુતિ.
સીમ ખુલ્લી, ટેકરી, મંદિર આરતીની દ્યુતિ
–પરિચિત પુરા–ની સંસ્કૃતિ–
સંધિકાળ
ઘેરો બને શો અંધકાર!
પાછો ફરું છું ઘર પ્રતિ,
રે જિન્દગીમાં આ સ્થળે, આ કાળમાં
પાછા કદી ન અવાય!
વિદાય!........ચિર વિદાય!

# કાવ્ય સર્જનની માનસિક ભૂમિકાઓ

## ૧ ઉચ્ચતર મન

અંબાલાલ પુરાણી

માનસિક ભૂમિકાની કવિતાના સર્જનમાં જે બુદ્ધિ કાર્ય કરતી હોય છે તેના કરતાં આ ઉચ્ચતર મન તદ્દન જુદી જ શક્તિ છે. માનસિક બુદ્ધિને પણ વસ્તુઓનું એક પ્રકારનું દર્શન થાય છે પણ તે કલ્પનાની પાંખો પર ઊડે ત્યારે; પણ એ પોતે રહે છે માનસિક પ્રકારની જ.

પરંતુ ઉચ્ચતર મન જેને હું કહું છું તે એક આધ્યાત્મિક ચેતનાની ભૂમિકા છે. એમાં જે સ્વાભાવિક જ્ઞાનનો પુંજ હોય છે તે, જાણે આખો સમુદ્ર ધસી આવતો હોય તેમ, આપણામાં પ્રવેશ કરતો અનુભવાય છે, અને એ પ્રમાણે પ્રવેશ કર્યા પછી તે વિચારનું સ્વરૂપ ધારણ કરે છે. પરંતુ એ વિચાર બુદ્ધિવડે જે વિચાર પ્રગટ થાય છે તેના કરતાં જુદા જ પ્રકારનો હોય છે.

ઉચ્ચતરમનની ભૂમિકા ઉપર વ્યક્તિને પહેલવહેલું આત્માનું ભાન–આત્માની સંવિત્તિ–જાગે છે. તથા સઘળે એક આત્મા વ્યાપી રહ્યો છે એ દર્શન થાય છે. એ ભૂમિકામાં જે વસ્તુઓનું દર્શન થાય છે તે બધી કોઇ ઊર્ધ્વમાં સ્થિત એવી વિચારશક્તિ દ્વારા તથા સર્વગ્રાહક માનસિક દૃષ્ટિ વડે જોવામાં આવે છે.

ઉચ્ચતર મનની ભૂમિકાનો પ્રકાશ સમર્થ, સ્વચ્છ દિવસના પ્રકાશ જેવો હોય છે.

તો પછી સામાન્ય મન અને ઉચ્ચતર મન એ બેમાં શો ફેર છે ? ઉચ્ચતર મનમાં સત્ય સદા હાજર હોય છે, ઉચ્ચતર મનને સત્યની સલામત પ્રાપ્તિ થયેલી હોય છે અને તેમાંથી

જાણે આપોઆપ જ્ઞાન પ્રગટતું જાય છે. સામાન્ય મન તો એનાથી પ્રચ્છન્ન અને હાથમાં નહિ આવેલી વસ્તુ તરીકે જ્ઞાનની શોધ કરતું હોય છે. પણ એવું ઉચ્ચતર મનમાં નથી બનતું.

વળી ઉચ્ચતર મનનું જ્ઞાન વિશ્વવિશાળ હોય છે; એના ઉપર વ્યક્તિના ચિંતનની મુદ્રા નથી હોતી. જો આપણે વેદના ઋષિઓની ઉપમાનો આશ્રય લઇને સમજૂતી આપીએ અને સૂર્યને સ્થાને સત્યને મૂકીએ તો ઉચ્ચતર મનનું કાર્ય સ્થિર, એકધારા સૂર્યના પ્રકાશ જેવું કહી શકાય. વળી એ ઉચ્ચતર મનની બીજી વિશિષ્ટતા એ છે કે એનું સત્યનું દર્શન સમગ્રતાવાળું હોઇ પોતાની એક જ નજરમાં તે સમગ્ર સત્યને સમાવી લે છે.

એ ભૂમિકામાંથી સર્જાતી કવિતાના ઉદાહરણ તરીકે અંગ્રેજ કવિ કિટ્સની એક પંક્તિ આપી શકાય–

Solitary thinkings such as dodge
Conception to the very bourne of heaven
Then leave the naked brain.

## ૨. આલોકિત મન

ઉચ્ચતર મનથી પણ ઊર્ધ્વમાં, એનાથી વધારે પ્રકાશ-વાળી, આલોકિત મનની ભૂમિકા છે. એમાં જે ચેતના હોય છે તેમાં વધારે સામર્થ્ય, પ્રેરણાશક્તિ અને સઘનતા હોય છે, એમાં સત્યની દૃષ્ટિ પોતે જ્યોતિર્મય બનેલી હોય છે અને એમાંથી વિચારના જે ઘાટ ઘડાય છે તે ગૌણ સ્થાન લે છે.

આલોકિત-મન આધ્યાત્મિક જ્યોતિનો પ્રદેશ છે. એનો પ્રકાશ ખુબ તીવ્ર હોય છે, એમાં આત્માની ભવ્યતા અને આલોકિત સ્થિતિ અનુભવાય છે. ઊર્ધ્વમાંથી જાણે સત્યની

અને શક્તિની વીજળીઓ આપણી ચેતનામાં ચમકતી ન હોય એમ લાગે છે. અને આપણી સામાન્ય ચેતનાવસ્થાની સ્થિર, પ્રકાશિત સ્થિતિમાં વધારો કરે છે. આલોકિત મનમાં સાક્ષાત્કાર માટે એક પ્રકારની પ્રખર અગ્નિશિખા જાગે છે અને જ્ઞાનને પરિણામે મળતો આનંદપ્રમોદ અનુભવાય છે. ઘણીવાર પ્રકાશ ઊર્ધ્વમાંથી અંતરમાં અવતરણ કરતો પણ અનુભવાય છે.

વેદમાંનું રૂપક લઈને કહીએ તો સત્ય એટલે સૂર્ય. અને આલોકિત મન એટલે એ સત્યરૂપી સૂર્યના ઝળહળતા ગોળામાંથી વિદ્યુત જેવા જ્યોતિના કલાપો બહાર વહી આવતા અનુભવાય તેવી સ્થિતિ.

આલોકિત મન વિચારનો આશ્રય લઈને કાર્ય કરતું નથી, એ દૃષ્ટિનો આશ્રય લઈને કાર્ય કરે છે, વિચાર તો એના દર્શનને વ્યક્ત કરવાની માત્ર ગૌણ ક્રિયા બની રહે છે. આલોકિત મનની ચેતનાનો પ્રવાહ જ્ઞાનથી પ્રકાશિત શબ્દોસહિત અથવા રૂપોના પુંજના પ્રકાશસહિત વ્યક્તિની ચેતનામાં અવતરણ કરે છે.

આલોકિત મનની ભૂમિકાની પ્રેરણામાંથી સર્જાતી કવિતાનું એક ઉદાહરણ–

I saw Eternity the other night
Like a great ring of pure and endless light,
All calm as it was bright,
And around beneath it, Time, in hours,
days, years,
Driven by the spheres
Like a vast shadow moved in which
the world,
And all her train were hurled.

–Vaughan

## ૩. સહજ જ્ઞાન-સૂઝ

ચેતનાની જે અવસ્થામાં સત્યની શક્તિનું ચોક્કસ અને અંતરંગ સ્વરૂપ અને દૃષ્ટિ પ્રગટ થાય-સત્ય જ વિચારરૂપે, સત્ય જ માત્રાસ્પર્શરૂપે, સત્ય જ લાગણીરૂપે, સત્ય જ કર્મરૂપે પ્રગટ થતું રહે ત્યારે સહજજ્ઞાનની ભૂમિકા સક્રિય છે એમ કહી શકાય. સહજજ્ઞાન એટલે સ્વયંભૂ જ્ઞાનનું એક વિશિષ્ટ કાર્ય.

સહજજ્ઞાનને પરિણામે દૃષ્ટિથી, વિભાવનાથી પણ વધારે સૂક્ષ્મ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. પ્રચ્છન્ન કે સુષુપ્ત તાદાત્મ્યનું જ પરિણામ સહજજ્ઞાન હોય છે. સામાન્ય ચેતનાથી અતિ દૂર એવી વિજ્ઞાનની-અતિમનસની-સત્ય ચેતનાનું કિરણ, એના ઝળહળતા સૂર્યના પ્રકાશની કોર જ્યારે માનવમાં કાર્ય કરતી થાય છે ત્યારે તે સહજજ્ઞાન બને છે.

ઘણુંખરું એવું બને છે કે સહજજ્ઞાનની જ્યોતિ કાર્ય કરે છે ત્યારે તેના કાર્યની સાથે અત્યાર સુધીમાં સમુત્ક્રાંત થયેલી અવિદ્યામય પ્રકૃતિ સેળભેળ થઇ જાય છે-જેમ બધી મનથી ઉપરની શક્તિઓના કાર્યમાં બને છે તેમ. સહજજ્ઞાનનો પ્રકાશ અવિદ્યામય પ્રકૃતિમાં પ્રવેશ કરે છે અને એમાં ફેરફાર કરી નાખે છે, પરંતુ અચિત્‌ના પુંજને -અવિદ્યાને-તે પોતાનામાં સમાવી લઇ શકતો નથી, તેમ તેને સંપૂર્ણપણે દૂર પણ કરી દઇ શકતો નથી.

પરંતુ સહજ-જ્ઞાનની પોતાની ઊર્ધ્વ ભૂમિકામાં એની જ્યોતિ વિશુદ્ધ હોય છે, અને તેથી એનામાં સત્ય સંપૂર્ણ-

પણે પ્રગટ હોય છે. ત્યાં, ઊર્ધ્વમાં, એનાં કિરણો વિખૂટાં પડી જતાં નથી, પણ એકત્ર રહે છે, સ્થિર પ્રકાશના કે વિદ્યુતના સમુદ્રની ઊર્મિ પેઠે તે ગતિ કરતાં હોય છે.

સહજજ્ઞાનની ચાર શકિતઓ સક્રિય બને છે: ૧. સત્યનું દર્શન કરનારી દૃષ્ટિ; ૨. પ્રેરણા અથવા સત્યનું શ્રવણ કરનારી શકિત; ૩. સત્યનો સ્પર્શ કરનારી અથવા વસ્તુના અંતરતમ અર્થને–તેના સત્યને એકદમ સીધેસીધું ગ્રહણ કરી લેવાની, ઝડપી લેવાની શકિત; ૪. સત્યનો આપોઆપ વિવેક કરનારી, દક્ષિણા શકિત.

સહજજ્ઞાન ઘણુંખરું વિજળીના ચમકારા પેઠે કાર્ય કરે છે–અનુભવનો એક પ્રદેશ કે એક વસ્તુ, તે આપણી આંતરદૃષ્ટિ સમક્ષ ચમત્કારિક રીતે અને સંપૂર્ણપણે દીવા જેવી સ્પષ્ટ કરી આપે છે, અને એ જ્ઞાનની સાથે આપણા અંતરની દૃષ્ટિ ચકિત આનંદ અનુભવે છે. એના કાર્યમાં નિશ્ચયાત્મકતાનો લય હોય છે; જે કાંઈ આવશ્યક હોય છે તેમાંનું કશું જ સહજજ્ઞાનની ક્રિયામાં રહી જતું નથી.

સહજજ્ઞાનની ભૂમિકામાંથી સર્જાતી કવિતામાં રંગની અને શુકજ્યોતિની લીલા હોઇ શકે છે, પરંતુ તેના ઉપર તે આધાર રાખતી નથી. ઉલટપક્ષે, એ કવિતા તદ્દન રૂક્ષ પણ હોય, અને સત્યની સાથેના તેના ગાઢ પરિચયને પરિણામે સત્યની આંતરપ્રકારની સરળ અભિવ્યકિતરૂપ પણ તે હોઇ શકે.

એવી કવિતાના ઉદાહરણ તરીકે 'The mute unshadowed spaces of her mind' આપી શકાય.

ગતાંકથી ચાલુ

आक्षेपेऽपि व्यङ्ग्यविशेषाक्षेपिणो वाच्यस्यैव चारुत्वं, प्राधान्येन वाक्यार्थ आक्षेपोक्तिसामर्थ्यादेव ज्ञायते। तथाहि तत्र शब्दोपारूढरूपो विशेषाभिधानेच्छया प्रतिषेधरूपो य आक्षेपः स एव व्यङ्ग्यविशेषमाक्षिपन् मुख्यं काव्यशरीरम्। चारुत्वोत्कर्षनिबन्धना हि वाच्यव्यङ्ग्ययोः प्राधान्यविवक्षा।

આક્ષેપ અલંકારમાં પણ વ્યંગ્યાર્થનો આક્ષેપ કરનારા વાચ્યનું જ ચારુત્વ છે. કારણ કે આક્ષેપ–વચનના સામર્થ્યથી જ પ્રધાનપણે વાક્યાર્થ પ્રતીત થાય છે, કારણ કે એ સ્થળે વિશેષ કહેવાની ઇચ્છાથી શબ્દદ્વારા નિર્દિષ્ટ થતો પ્રતિષેધરૂપ આક્ષેપ જ વ્યંગ્યાર્થનું સૂચન કરે છે અને તે જ કાવ્યનું પ્રધાન શરીર છે. વ્યંગ્યાર્થ અને વાચ્યાર્થના ચારુત્વના ઉત્કર્ષમૂલક જ પ્રધાનભાવ ( અને ગુણભાવ )ના નિર્ણયમાં ચારુત્વના ઉત્કર્ષની અધિકતા ( અને ન્યૂનતા ) જ પાયારૂપ છે.

यथाः– જેમકે

अनुरागवती संध्या दिवसस्तत्पुरःसरः ।
अहो दैवगतिः कीदृक् तथापि न समागमः ॥

સંધ્યા ( નાયિકા ) અનુરાગવાળી છે અને દિવસ ( નાયક ) તેની આગળ જ છે. અહો ! દૈવની ગતિ કેવી ( વિલક્ષણ ) છે ! કે તે ( બંનેનો ) સમાગમ થતો નથી.

अत्र सत्यामपि व्यङ्ग्यप्रतीतौ वाच्यस्यैव चारुत्वमुत्कर्षवदिति तस्यैव प्राधान्यविवक्षा !

ઉપર્યુક્ત શ્લોકમાં વ્યંગ્યની પ્રતીતિ થતી હોવા છતાં વાચ્યાર્થનું ચારુત્વ ઉત્કૃષ્ટ હોવાથી તેનું જ (વાચ્યાર્થનું) પ્રાધાન્ય વિવક્ષિત છે.

यथा च दीपकापह्नुत्यादौ व्यङ्ग्यत्वेनोपमायाः प्रतीतावपि प्राधान्येनाविवक्षितत्वान्न तया व्यपदेशस्तद्वदत्रापि द्रष्टव्यम् ।

જેવી રીતે દીપક, અપહ્નુતિ વગેરે અલંકારોમાં વ્યંગ્ય સ્વરૂપે ઉપમાની પ્રતીતિ થતી હોવા છતાં પણ મુખ્યરૂપે તે વિવક્ષિત નથી તેથી તેના નામે (ઉપમાને નામે) વ્યવહાર થતો નથી એ રીતે અહીં પણ સમજવું જોઇએ.

अनुक्तनिमित्तायामपि विशेषोक्तौ:—

અનુક્તનિમિત્ત વિશેષોક્તિમાં પણ

आहूतोऽपि सहायैः ओमित्युक्त्वा विमुक्तनिद्रोऽपि ।
गन्तुमना अपि पथिकः सङ्कोचं नैव शिथिलयति ॥

મિત્રો વડે બોલાવવા છતાં પણ 'હા' એમ કહીને જાગેલો પણ જવાની ઇચ્છાવાળો હોવા છતાં એ પથિક શરમને છોડતો નથી.

इत्यादौ व्यङ्ग्यस्य प्रकरणसामर्थ्यात्प्रतीतिमात्रम् । न तु तत्प्रतीतिनिमित्ताकाचिच्चारुत्वनिष्पत्तिरिति न प्राधान्यम् ।

આ ઉદાહરણમાં સંદર્ભના સામર્થ્યથી વ્યંગ્યાર્થની માત્ર પ્રતીતિ થાય છે. પણ એ પ્રતીતિને કારણે કોઇ રમણીયતા નિષ્પન્ન થતી નથી તેથી તેનું પ્રાધાન્ય નથી.

पर्यायोक्तेऽपि यदि प्राधान्येन व्यङ्ग्यत्वं तद्भवतु नाम तस्य ध्वनावन्तर्भावः । न तु ध्वनेस्तत्रान्तर्भावः । तस्य महाविषयत्वेनाङ्गित्वेन च प्रतिपिपादयिष्यमाणत्वात् । न पुनः पर्यायोक्ते भामहोदाहृतसदृशे व्यङ्ग्यस्यैव प्राधान्यम् । वाच्यस्य तत्रोपसर्जनी भावेनाविवक्षितत्वात् ।

પર્યાયોક્ત અલંકારમાં પણ જો વ્યંગ્ય પ્રધાન હોય તો એનો (અલંકારનો) ધ્વનિમાં અન્તર્ભાવ ભલે થાય; નહીં કે તેમાં (અલંકારમાં) ધ્વનિનો. કારણ કે ધ્વનિનું મહાવિષયરૂપે અને અંગીરૂપે (પ્રધાનસ્વરૂપે) પ્રતિપાદન કરવાનું જ છે પરંતુ ભામહે આપેલા પર્યાયોક્તના ઉદાહરણમાં તો વ્યંગ્યનું પ્રાધાન્ય જ નથી; કારણ કે ત્યાં વાચ્યાર્થ ગૌણરૂપે (ઉપસર્જનરૂપે) વિવક્ષિત નથી.

अपह्नुतिदीपकयोः पुनर्वाच्यस्य प्राधान्यं व्यङ्ग्यस्य चानुनायित्वं प्रसिद्धमेव ।

અપહ્નુતિ તથા દીપક અલંકારમાં વાચ્યનું પ્રાધાન્ય અને વ્યંગ્યનું અપ્રાધાન્ય પ્રસિદ્ધ જ છે.

सङ्करालङ्कारेऽपि यदालङ्कारोऽलङ्कारान्तरच्छायामनुगृह्णाति, तदा व्यङ्ग्यस्य प्राधान्येनाविवक्षितत्वान्न ध्वनिविषयत्वम् । अलङ्कारद्वयसंभावनायां तु वाच्यव्यङ्ग्ययोः समं प्राधान्यम् । अथ वाच्योपसर्जनी भावेन व्यङ्ग्यस्य तत्रावस्थानं तदा सोऽपि ध्वनिविषयोऽस्तु, न तु स एव ध्वनिरिति वक्तुं शक्यम् । पर्यायोक्तनिर्दिष्ट न्यायात् । अपि च सङ्करालङ्कारेऽपि सङ्करोक्तिरेव ध्वनिसंभावनां निराकरोति ।

સંકર અલંકારમાં પણ જ્યાં એક અલંકાર બીજા (અલંકારની) છાયાને સ્વીકારે છે ત્યાં વ્યંગ્યનું પ્રાધાન્ય

વિવક્ષિત ન હોવાથી તે અલંકાર ધ્વનિનો વિષય નથી. જો એ અલંકારમાં બે (જુદા જુદા) અલંકારો છે એમ માનો તો ત્યાં વાચ્ય અને વ્યંગ્યનું સમાન પ્રાધાન્ય થાય. જો ત્યાં વ્યંગ્યાર્થ વાચ્યાર્થના ગુણરૂપે (અંગરૂપે) રહ્યો હોય તો તે પણ ધ્વનિનો વિષય થઈ શકે; પણ તે જ ધ્વનિ છે એમ કહી શકાય નહીં; પર્યાયોક્તિ અલંકાર વિશે જે વિવેચન કર્યું છે તે અહીં પણ લાગુ પડે છે. સંકર અલંકારમાં પણ 'સંકર' શબ્દનો પ્રયોગ જ ધ્વનિની સંભાવનાનું નિરાકરણ કરે છે.

अप्रस्तुतप्रशंसायामपि यदा सामान्यविशेषभावान्निमित्तनिमित्तिभावाद्वाभिधीयमानस्याप्रस्तुतस्य प्रतीयमानेन प्रस्तुतेनाभिसम्बन्धस्तदा अभिधीयमानप्रतीयमानयोः सममेव प्राधान्यम् । यदा तावत्सामान्यस्याप्रस्तुतस्याभिधीयमानस्य प्राकरणिकेन विशेषेण प्रतीयमानेनसंबन्धस्तदा विशेषप्रतीतौ सत्यामपि प्राधान्येन तत्सामान्येनाविनाभावात्सामान्यस्यापि प्राधान्यम् । यदापि विशेषस्य सामान्यनिष्ठत्वं तदापि सामान्यस्य प्राधान्ये, सामान्ये सर्वविशेषाणामन्तर्भावाद्विशेषस्यापि प्राधान्यम् । निमित्तनिमित्तिभावे चायमेव न्यायः । यदा तु सारूप्यमात्रवशेनाप्रस्तुतप्रशंसायामप्रकृतप्रकृतयोः संबन्धस्तदाप्यप्रस्तुतस्य सरूपस्याभिधीयमानस्य प्राधान्येनाविवक्षायां ध्वनावेवान्तः पातः । इतरथा त्वलंकारान्तरमेव ।

અપ્રસ્તુતપ્રશંસા અલંકારમાં પણ જ્યારે સામાન્યવિશેષ ભાવ દ્વારા અથવા કાર્યકારણ ભાવદ્વારા ઉચ્યમાન અપ્રસ્તુતનો પ્રતીયમાન થતા પ્રસ્તુતની સાથે સંબંધ હોય ત્યારે ઉચ્યમાન અને પ્રતીયમાન એ બંનેનું સરખું જ પ્રાધાન્ય છે.

જ્યારે ઉચ્યમાન અપ્રસ્તુત સામાન્યનો પ્રતીયમાન પ્રસ્તુત વિશેષની સાથે સંબન્ધ હોય ત્યાં વિશેષની પ્રતીતિ થતી હોવા છતાં પણ એનો સામાન્યની સાથે અવિનાભાવ સંબંધ હોવાથી સામાન્યનું પણ પ્રાધાન્ય છે.

જ્યારે વિશેષ સામાન્યનિષ્ઠ હોય ત્યારે પણ જો સામાન્યનું પ્રાધાન્ય હોય તો સામાન્યમાં જ બધાં વિશેષણોનો અન્તર્ભાવ થતો હોવાથી વિશેષનું પણ પ્રાધાન્ય થાય. કાર્યકારણભાવમાં પણ આજ નિયમ લાગુ પડે છે. જ્યારે સાદૃશ્ય મૂલક માત્ર અપ્રસ્તુતપ્રશંસામાં અપ્રકૃત અને પ્રકૃતનો સંબન્ધ હોય ત્યારે પણ ઉચ્યમાન સમાનધર્મી અપ્રસ્તુતનું પ્રાધાન્ય વિવક્ષિત ન હોવાથી તેનો ધ્વનિમાં સમાવેશ થશે. જો આમ ન હોય તો ત્યાં બીજો જ (કોઇ) અલંકાર થશે.

तदयमत्र संक्षेपः ।

આ ( વિવેચન )નો સાર આમ છે.

व्यङ्ग्यस्य यत्राप्राधान्यं वाच्यमात्रानुयायिनः ।
समासोक्त्यादयस्तत्र वाच्यालंकृतयः स्फुटाः ॥

જ્યાં કેવળ વાચ્યને અનુસરનાર વ્યંગ્યનું પ્રાધાન્ય ન હોય ત્યાં સમાસોક્તિ વગેરે વાચ્ય અલંકાર સ્પષ્ટ છે.

व्यङ्ग्यस्य प्रतिभामात्रे वाच्यार्थानुगमेऽपि वा ।
न ध्वनिर्यत्र वा तस्य प्राधान्यं न प्रतीयते ॥१५॥

જ્યાં વ્યંગ્યની માત્ર પ્રતીતિ થાય છે અથવા એ વાચ્યાર્થનો અનુગામી છે અથવા જ્યાં તેનું પ્રાધાન્ય પ્રતીત થતું નથી ત્યાં ધ્વનિ નથી.

तत्परावेव शब्दार्थौ यत्र व्यङ्ग्यं प्रति स्थितौ ।
ध्वनेः स एव विषयो मन्तव्यः सङ्करोज्झितः ॥१६॥

જ્યાં શબ્દ અને અર્થ વ્યંગ્યના બોધ માટે જ તત્પર છે તેને સંકરરહિત ધ્વનિનો વિષય સમજવો જોઈએ.

तस्मान्न ध्वनेरन्तर्भावः ।

તેથી ધ્વનિનો (અલંકારમાં) અન્તર્ભાવ થતો નથી.

इतश्च नान्तर्भावः । यतः काव्यविशेषोऽङ्गी ध्वनिरिति कथितः । तस्य पुनरङ्गानि, अलङ्कारा गुणा वृत्तयश्चेति प्रतिपादयिष्यन्ते । न चावयव एव पृथग्भूतोऽवयवीति प्रसिद्धः । अपृथग्भावे तु तदङ्गत्वं तस्य न तु तत्त्वमेव । यत्रापि तत्त्वं तत्रापि ध्वनेर्महाविषयत्वान्न तन्निष्ठत्वमेव ।

વળી, કારણથી પણ ધ્વનિનો (અલંકારોમાં) અન્તર્ભાવ થતો નથી, કારણ કે કાવ્યવિશેષને ધ્વનિ કહ્યો છે પણ તે પ્રધાન હોવો જોઈએ. અલંકાર, ગુણ અને વૃત્તિઓ તેનાં અંગો છે. આ બધાં અંગોનું નિરૂપણ આગળ કરવામાં આવશે. છૂટું પડેલું કોઈ એક અંગી (પ્રધાન) કહેવાતું નથી. જે કોઈ સ્થાને અંગનું (અલંકારાદિનું) અંગી ન હોય ત્યાં પણ ધ્વનિ વ્યાપક હોવાને કારણે એ (ધ્વનિ) (અલંકારાદિ) અંગમાં પર્યવસાન પામતો નથી.

सूरिभिः कथितः इति विद्वदुपज्ञेयमुक्तिः न तु यथाकथंचित्प्रवृत्तेति प्रतिपाद्यते ।

'सूरिभिः कथितः વિદ્વાનોએ વર્ણવ્યો છે' એ વચનથી આ સંજ્ઞા (ધ્વનિ) વિદ્વાનોએ જ પ્રચલિત કરી છે, નહીં

કે ગમે તે પ્રકારે (અકસ્માત) પ્રચલિત થઈ છે એમ પ્રતિપાદન કરાયું છે.

प्रथमे हि विद्वांसो वैयाकरणाः व्याकरणमूलत्वात् सर्वविद्यानाम्। ते च श्रूयमाणेषु वर्णेषु ध्वनिरिति व्यवहरन्ति ।

વ્યાકરણશાસ્ત્ર બધી વિદ્યાઓનું મૂલ હોવાથી વ્યાકરણ-શાસ્ત્ર જાણનારા પ્રધાન વિદ્વાનો છે. તેઓ સંભળાતા શબ્દો વિષે ધ્વનિને નામે વ્યવહાર કરે છે.

तथैवान्यैस्तन्मतानुसारिभिः सूरिभिः काव्यतत्त्वार्थदर्शिभिर्वाच्यवाचकसंमिश्रः शब्दात्मा काव्यमिति व्यपदेश्यो व्यञ्जकत्वसाम्याद् ध्वनिरित्युक्तः ।

તેવી જ રીતે તેમના મતને માનવાવાળા, કાવ્યતત્ત્વાર્થદર્શી બીજા વિદ્વાનોએ પણ વાચ્ય, વાચક અને વ્યંગ્યરૂપવાળો શબ્દ જેનો આત્મા છે તેવા અને 'કાવ્ય' શબ્દથી નિર્દેશ કરવા યોગ્ય એવા તત્ત્વને વ્યંજનાશક્તિની સમાનતાને કારણે ધ્વનિ કહ્યું છે.

न चेवंविधस्य ध्वनेर्वक्ष्यमाणप्रभेदतद्भेदसङ्कलनया महाविषयस्य यत् प्रकाशनं तदप्रसिद्धालङ्कारविशेषमात्रप्रतिपादनेन तुलयमिति तद्भावितचेतसां युक्त एव संरम्भः। न च तेषु कथंचित् ईर्ष्याकलुषितशेमुषीकत्वमाविष्करणीयम् । तदेवं ध्वनेरभाववादिनः प्रत्युक्ताः।

આ પ્રકારના અને આગળ નિરૂપવામાં આવનાર ભેદપ્રભેદની સંકલનાથી અત્યંત વ્યાપક વિષયવાળા ધ્વનિનું નિરૂપણ કેવલ કોઈ પ્રસિદ્ધ અલંકારના પ્રતિપાદન જેવું નથી તેથી ધ્વનિનાદથી પ્રભાવિત બનેલા વિદ્વાનોનો ઉત્સાહ

યોગ્ય જ છે. તેઓના તરફથી કોઇ પણ પ્રકારની ઈર્ષ્યાંથી દુષણેલી વૃત્તિ ધારણ કરવી ન જોઇએ. આમ ધ્વનિનો અભાવ માનનારાઓનું ખંડન કરાયું છે.

अस्ति ध्वनिः । स चाविवक्षितवाच्यो विवक्षितान्यपरवाच्यश्चेतिद्विविधः सामान्येन ।

(આમ) ધ્વનિનું અસ્તિત્વ છે. તે સામાન્ય રીતે અવિવક્ષિતવાચ્ય (લક્ષણામૂલક) અને 'વિવક્ષિતાન્યપરવાચ્ય' (અભિધામૂલક) ભેદથી બે પ્રકારનો છે.

तत्राद्यस्योदाहरणम्

તેમાં પ્રથમ પ્રકારના ધ્વનિનું ઉદાહરણ.

सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥

પરાક્રમી, વિદ્વાન અને જે સેવા કરવી જાણે છે તે ત્રણ પુરુષો પૃથ્વીમાંથી સુવર્ણપુષ્પનું ચયન કરે છે.

द्वितीयस्यापि ।

બીજા પ્રકારના ધ્વનિનું ઉદાહરણ પણ (આ રહ્યું).

शिखरिणि क नु नाम कियच्चिरं, किमभिधानमसावकरोत्तपः ।
सुमुखि येन तवाधरपाटलं, दशति बिम्बफलं शुकशावकः ॥

હે સુમુખિ! આ પોપટના બચ્ચાએ કયા પર્વત ઉપર, કેટલો લાંબો સમય, કયું તપ કર્યું હશે જેથી તારા અધર જેવા લાલવર્ણા બિમ્બફલને એ કોચે છે!

यदप्युक्तम् भक्तिर्ध्वनिरिति, तत्प्रतिसमाधीयते—

ધ્વનિ ભક્તિરૂપ (ગૌણ) છે એમ જે મત ઉચ્ચારાયો હતો તેનું સમાધાન કરે છે.

भक्त्या विभर्ति नैकत्वं रूप भेदादयं ध्वनिः ।

આ ધ્વનિ ભિન્નસ્વરૂપવાળો હોવાથી ભક્તિની સાથે એકત્વ પ્રાપ્ત કરી શકતો નથી.

अयमुक्तप्रकारो ध्वनि र्भक्त्या नैकत्वं विभर्ति, भिन्नरूपत्वात् । वाच्यव्यतिरिक्तस्यार्थस्य वाच्यवाचकाभ्यां तात्पर्येण प्रकाशनं यत्र व्यङ्ग्यप्राधान्ये स ध्वनिः । उपचारमात्रं तु भक्तिः ।

આ ઉપર વર્ણવાયેલા પ્રકારનો ધ્વનિ ભિન્ન સ્વરૂપવાળો હોવાથી ભક્તિ સાથે એકત્વ પામતો નથી. જે વ્યંગ્યપ્રધાન કાવ્યમાં વાચ્યાર્થથી ભિન્ન અર્થનું વાચ્ય-વાચક દ્વારા તાત્પર્યવૃત્તિથી પ્રકાશન થાય તેને ધ્વનિ કહે છે. ભક્તિ તો માત્ર ઉપચાર છે.

मा चैतत्स्याद् भक्तिर्लक्षणं ध्वनेरित्याहः—

આ ભક્તિ ધ્વનિનું લક્ષણ પણ ન થઇ શકે તે બતાવે છે.

अतिव्याप्तेरथाव्याप्तेर्न चासौ लक्ष्यते तया ॥१॥

અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિને કારણે ધ્વનિ ભક્તિથી લક્ષિત પણ થતો નથી.

नैव भक्त्या ध्वनिर्लक्ष्यते । कथम्? अतिव्याप्तेरव्याप्तेश्च । तत्रातिव्याप्तिर्ध्वनिव्यतिरिक्तेऽपि विषये भक्तेः संभवात् । यत्र हि व्यङ्ग्यकृतं महत् सौष्ठवं नास्ति तत्राप्युपचरितशब्दवृत्त्या प्रसिद्ध्यनुरोध प्रवर्तितव्यवहाराः कवयो दृश्यन्ते । यथा—

લક્ષણા વડે ધ્વનિ લક્ષિત થતો નથી કેમ? અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિના કારણે. ધ્વનિથી ભિન્ન વિષયમાં પણ લક્ષણા થઇ શકે છે તેથી અતિવ્યાપ્તિ આવે. જયાં વ્યંગ્યને લીધે

વિશેષ સૌન્દર્ય નિષ્પન્ન નથી થતું હોતું ત્યાં પણ શબ્દની ગૌણી શક્તિથી વ્યાવહારિક અનુભવને અનુસરીને વ્યવહાર કરતા કવિઓ નજરે આવે છે.

> परिम्लानं पीनस्तनजघनसङ्गादुभयतः
> तनोर्मध्यस्यान्तः परिमिलनमप्राप्य हरितम् ।
> इदं व्यस्तन्यासं श्लथ भुजलताक्षेपवलनैः,
> कृशाङ्गयाः सन्तापं वदति बिसिनीपत्रशयनम् ।।

કમલિનીના પત્રોની આ શય્યા ( સાગરિકા ) પીનસ્તન અને જઘનના સંપર્કથી બન્ને બાજુથી ચિમળાઇ ગઇ છે અને શરીરના મધ્યભાગનો પાંદડાઓને સ્પર્શ ન થયો હોવાથી (શય્યાનો ) તે ભાગ લીલો છે. શિથિલ ભુજવલ્લીઓને આમ તેમ નાખવાથી એની રચના વિખરાઇ ગઇ છે. એ પ્રકારે આ કમલિનીપત્રની શય્યા કૃશાંગીના સંતાપને બતાવે છે.

( ક્રમશઃ )

---

● આપનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે. ચોથા વર્ષનું લવાજમ મ. ઓ. દ્વારા અગર કવરપેજ બીજા પર દર્શાવેલાં સ્થળોમાંથી કોઈ પણ એક અનુકૂલ સ્થળે ભરવા વિનંતી છે.

આ અંક સાથે ત્રણ વર્ષ પૂરાં કરતાં 'કવિલોક' આનંદ અનુભવે છે ને સહકાર આપનાર સર્વ મિત્રોનો આભાર માને છે. સંસ્થાના ધ્યેયને અનુસરી પ્રારંભથી જ જેની ઝંખના હતી એવી, એકાંકી તથા નાટ્યવિષયક વિવેચન આપવાની યોજના નવા વર્ષથી ( ૧૯મા અંકથી ) 'કવિલોક' સહર્ષ અમલમાં મૂકશે. સોળ પાનાંથી પ્રારંભ કરી ચોવીસથી અઠ્ઠાવીસ પાનાં અપાયાં છે એ આપે જોયું જ હશે. હવે પછી પણ એ આટલાં પાનાં તો આપશે જ, ઉપરાંત જરૂર જણાયે એથી વધુ પાનાં આપવા પણ પ્રયાસ કરશે. આ કારણે દ્વૈમાસિકની આ સાઈઝ બદલીને ક્રાઉન ( ૫"×૭॥" ) કરી છે અને વધારાના ખર્ચને પહોંચી વળવા નજીવું લવાજમ વધારીને રૂ. ૪ રાખ્યું છે. આ નવી યોજનાને પણ સૌ મિત્રોનો સંપૂર્ણ સહકાર મળશે એવી અમને ખાતરી છે. ●

